

# ઋષિવિદ્યા

અથવા

## ચમત્કારિક દૈવી વિદ્યા.




રચી છપાવી પ્રકટ કરનાર

**મણિલાલ મગનલાલ ત્રિવેદી.**

રાયપુર, પખાલીની પોળ-અમદાવાદ.





પ્રથમાવૃત્તિ. પ્રત ૬૦૦.

સંવત ૧૯૭૪. ઈ. સ. ૧૯૧૮.





ધી નટવર પ્રિન્ટીગ પ્રેસમાં ભોગીલાલ નારણદાસ બોડી-
વાળાએ છાપ્યું. ઠે. ખમાસાને ચકલે—અમદાવાદ.




**મૂલ્ય રૂ. ૨-૮-૦ પોસ્ટેજ સાથે.**

# વિષયાનુક્રમણિકા.

---

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

**અમદાવાદ**:—અમારી ઑફીસમાંથી ઠે. રાયપુર, પખાલીનીપોળ, ચાર શેરી.

**અમદાવાદ**:—શ્રીયુત ઠક્કર હેમચંદ ભુરાભાઈ ઠે. કાળુપુર, ધનાસુથારની પોળ, પટવા શેરી.

**મુંબઇ**:—શ્રીયુત ખબાશંકર જેદેવરામ પંડયા ઠે. ભુલેશ્વર નારાયણબાવા હાઉસ ત્રીજે દાદરે.

**મુંબઇ**:—શ્રીયુત વસનજી પરમાનંદ ચાવાળા. બુકસેલર ઠે. કાલબાદેવી રોડ.

**મુંબઇ**:—એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. બુકસેલર ઠે. કાલબાદેવી રોડ.

# પ્રસ્તાવના.

આ પુસ્તકમાં દેવતાઓ તથા વીર, જીન વિગેરે રાક્ષસી જાતો-સંબંધી જે હકીકત પ્રકટ કરી છે, તે વાંચવાથી કોઇને એમ શંકા થાય કે આ બધું જુઠું છે, તો તેવી શંકા લાવનારને ખુલાસો કરીએ છીએ કે તેમાંનો એક શબ્દ પણ ખોટો નથી. તમે આ ક્રિયા સાધ્ય કરો અને પછી જાતે અનુભવ કરો એટલે આ ક્રિયાની સત્યતા તમે પોતેજ કબુલ કરશો.

આ ક્રિયા મારા સદ્‌ગુરુ પરમાત્માની કૃપાદૃષ્ટિથી મારી જાતેજ શીખેલો છું. કોઇએ પણ મને આ વિદ્યા સંબંધી એક શબ્દ પણ બતાવ્યો નથી. ઇશ્વરના અને શ્રીસદ્‌ગુરુ પરમાત્માના અનુગ્રહથીજ આ દૈવી ક્રિયાને આટલી સ્થિતિમાં મૂકવા ભાગ્યશાળી થયો છું.

યોગસંબંધી કિરણમાં જે હકીકત લખી છે તે પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્માં વિરચીત યોગકૌસ્તુભમાંથી લીધી છે તે માટે તેઓશ્રી-નો આભારી છું. સ્વરોદયસંબંધી હકીકત શ્રીછોટમ્ મહારાજના પુ-સ્તક ઉપરથી લીધી છે, શ્રીછોટમ્ મહારાજ વિરચીત શ્રીપુરુષોત્તમ સિદ્ધ યોગીનું આખ્યાન તેઓશ્રીના શિષ્ય શ્રીયુત કેશવલાલ મગનલાલ તર-ફથી મળ્યું છે. આ આખ્યાન ગુપ્ત રાખવાનું હતું પરંતુ જન હિતાર્થે પ્રકટ કરવામાં વાંધો નથી તેવું સત્ય કારણ બનાવતાં આશરે ૧૨ માસ ઉપર તેમણે પ્રકટ કરવા હા પાડી હતી. આ પ્રકરણ આ વિદ્યા સાથે સંબંધ ધરાવતું હોવાથી તેને પણ જનહિતાર્થે આ પુસ્ત-કમાં પ્રકટ કરવામાં આવ્યું છે.

મ૦ મ૦ ત્રિવેદી.



# ઋષિવિદ્યા

અથવા

## ચમત્કારિક દૈવી વિદ્યા.

### મંગળાચરણ.

જેનું અંતઃ છે સદા, દયાતણો ભંડાર;
પ્રણામ તે શ્રીનાથને, મારા વારંવાર. ૧
હૃદયકમળ વસજો સદા, કરજો હૃદય વિશાળ;
ગહન વિષય લખવા સ્તવે, ચરણકમળનો બાળ. ૨
ઋષિવિદ્યા એ નામનું, પુસ્તક રચ્યું રસાળ;
અંતર્ વસી ગુરુ દેવજી, કરજો ઉત્તમ સહાય. ૩



અવિદ્યાદિ કલેશોથી, શુભાશુભ કર્મોથી, શુભાશુભ કર્મોના વિપાકથી, ને વાસનારૂપ આશયથી ત્રણે કાલમાં રહિત, સર્વ વિદ્યાઓના નિધિ, પરમપવિત્ર, સર્વજ્ઞ, સર્વેશ્વર, પૂજ્યપાદ શ્રી ૧૦૦૮ શ્રી દક્ષિણામૂર્તિ ભગવાનના ચરણારવિંદમાં પરમ ભક્તિપૂર્વક નમન કરી; આ જગત્‌ને ઉત્પન્ન કરનાર

શ્રીસવિતા દેવતા કે જેઓશ્રીએ આ વિદ્યાના સંબંધમાં મને કેટલુંક ગુપ્ત રહસ્ય બતાવેલું છે તેઓશ્રીના તેજોમય દિવ્ય તનુને વંદન કરી; અને સર્વ અસંગ સ્વભાવવાળા પરમ પૂજ્ય ઋષિમુનિઓનાં વિશુદ્ધ ચારિત્રોનું સ્મરણ કરી "ઋષિવિદ્યા અથવા ચમત્કારિક દૈવીવિદ્યા" નામનો સ્વતંત્ર ગ્રંથ લખવાનો આરંભ થાય છે.

## કિરણ ૧ લું.



### ઋષિવિદ્યા સંબંધી સામાન્ય વિવેચન.

આ લોક પરલોકનાં દિવ્યાદિવ્ય સુખો પ્રાપ્ત થાય એવા હેતુથી વિદ્વાનોએ અનેક પ્રકારના ગ્રંથોદ્વારા અનેક પ્રકારની વિદ્યા પ્રકાશમાં આણી છે. યોગવિદ્યા, સ્વરવિદ્યા તથા આધ્યાત્મિક વિદ્યા સંબંધી પણ ઘણા ગ્રંથો લખાયા છે, તેમજ મેસમેરિઝમ, હિપ્નોટીઝમ, પ્રાણવિનિમય, સ્પીરીચ્યુઆલિઝમ વગેરે વિદ્યાઓ સંબંધી પણ ઘણા ગ્રંથો લખાયા છે માટે આ પુસ્તક લખવાની તમારી પ્રવૃત્તિ મિથ્યા છે એમ કોઇને શંકા થાય તો તેના સમાધાન માટે લખવાનું કે પ્રાચિન ઋષિમુનિઓપ્રણીત ગ્રંથોને આધારે વર્તમાનમાં યોગ વગેરે સંબંધી જે જે ગ્રંથો લખાયા હોય તે આદર આપવાયોગ્ય છે, પરંતુ જેમણે યોગસંબંધી સારી રીતે જ્ઞાન મેળવ્યું હોય તેમના અનુભવનાં વચનો જો તેવા પુસ્તકમાં પ્રકટ થયાં હોય તો જીજ્ઞાસુઓને તેવા પુસ્તકમાંથી સીધી રીતે

ઘણું જાણવાનું મળી શકે. તેમ મેસ્મેરીઝમ વગેરે સંબંધી પુસ્તકો લખાયાં હશે ખરાં પરંતુ તેમનાં તે તે પુસ્તકો પાશ્ચાત્ય દેશની રીત પ્રમાણે અમુક ટુંકી હદ સુધીજ લખાયાં હશે એટલુંજ નહીં પરંતુ તેમણે તે પુસ્તકો બીજાં પુસ્તકોનો આધાર લઇને લખ્યાં હશે એટલે જાતી અનુભવ વગરનાં તેવાં પરાશ્રયવાળાં પુસ્તકો આ વિદ્યા જાણવાની ઇચ્છા રાખનારને અમુક હદ સુધીજ તેમાંથી કાંઇક જ્ઞાન બતાવી શકે એ દેખીતુંજ છે. જેમ યોગમાર્ગનો અને ઉત્તરદિશાનો છેડો નથી તેમ આ વિદ્યાનો પણ છેડો નથી. આ ઋષિવિદ્યા કે જે વિદ્યાવડે કરીને મનુષ્ય આખા બ્રહ્માંડને હચમચાવી શકે તેવી દૈવીવિદ્યાને કેવળ પોતાના ક્ષુદ્ર સ્વાર્થને વશ થઇ મનુષ્યો પોતાના નામને અમર કરવા ગમે તેવાં વિશેષણવાળાં નામો આપી દે એટલે તેમના તેટલા સ્વાર્થ પૂરતીજ આ વિદ્યા તેમના હૃદયમાં આવિર્ભાવ પામી તેમના અંતઃકરણને તેટલા પૂરતાજ વિચારો પ્રકટ કરાવાનું સામર્થ્ય આપે; અને જ્યારે આવી દૈવીવિદ્યાનો અમુક હદ સુધીજ તેવા સ્વાર્થવૃત્તિવાળા મનુષ્યો ઉપયોગ કરવાનું બળ ધરાવે ત્યારે આ વિદ્યાને તાંત્રીક વિદ્યાનું નામ આપી આ વિદ્યા અમુક કાર્યોમાટેજ ઉપયોગ પૂરતી છે એમ વિદ્વાનો પોતાનો મત દર્શાવે તો તે ખોટું નથી, પરંતુ જો કોઇ માણસ આ વિદ્યાની અંતિમ અવસ્થાસુધી પોતાની અંતઃકરણની વૃત્તિને લઇ જાય અને ત્યાર પછી પોતાના સાધકના હૃદયને ક્રમાત્ તે અવસ્થાસુધી પહોંચાડે તો હું ખાત્રીપૂર્વક કહું છું કે જે કાર્ય આપણા પૂજ્ય ઋષિમુનિઓએ કર્યું છે તેવું કાર્ય

આ વિદ્યાને સારી રીતે જાણનાર સિધ્ધ પોતાના સાધક-દ્વારાએ કરાવી શકે. પરંતુ આમાં જોવાનું એટલુંજ છે કે આ વિદ્યાનો ઉપયોગ પોતાના ક્ષુદ્ર સ્વાર્થમાટે કરવાનો છે એવું ધારીને કોઈ મનુષ્ય આ વિદ્યા શિખવા તૈયાર થાય તો તેનાથી આ વિદ્યા સંપૂર્ણરીતે શીખી શકાશે નહીં. તેમ-જ શરૂઆતમાં નિઃસ્વાર્થ વૃત્તિ રાખીને આ વિદ્યાનો કેટલોક ભાગ તે શીખશે અને પાછળથી ક્ષુદ્ર સ્વાર્થમાટે આ વિ-દ્યાનો ઉપયોગ કરતો ફરશે તો આ વિદ્યા તેને જોઈએ તેટલો લાભ આપી શકશે નહીં. આ વિદ્યાની પૂરેપૂરી ખુબી જાણવી હોય તેમણે ક્ષુદ્ર સ્વાર્થવૃત્તિને નિઃશેષપણે પોતાના હૃદય-માંથી કાઢી નાખ્યા પછીજ આ વિદ્યા જાણવાનો પ્રયત્ન કરવો. માયા એવી મોહિની–કામણગારી છે કે તે સાધારણ મનુષ્યોને ફાંદામાં નાખે છે એટલુંજ નહીં પરંતુ મોટા મોટા આચાર્યોને પણ તે ફાંદામાં નાખે છે. આ વિદ્યા પ્રાપ્ત કર્યા પછી આ વિદ્યા પ્રાપ્ત કરનારમાં એક જાતનું આકર્ષણ બળ આવે છે. આ આકર્ષણ બળથી આ વિદ્યા શીખેલો કોઇ માણસ મોહક સ્વરૂપવાળી સ્ત્રીઓનું આકર્ષણ કરીને તેના પંજામાં સપડાઈ જાય તો તે નાહક ખરાબ થઈ જાય માટે આ પુસ્તકમાં તેવી વિદ્યાનું એક પ્રકરણ ઉમેરવાની ઈચ્છા છતાં તેવું પ્રકરણ ઉમેર્યું નથી.

વર્તમાનમાં એક તરેહનો એવો ઝેરી વાયરો વાવા માંડયો છે કે પોતે પોતાની મેળે માની બેઠેલા સુધારકો દેવતાઓ વગેરેને માનતા નથી અને પુરાણોમાં અમુક ઋ-ષિઓએ આવાહન કરીને અમુક દેવતાઓને બોલાવ્યા. અને

દેવતાઓએ આવીને તેમનું અમુક કામ કર્યું એમ આવે છે તો તેમની આંખો અને આખું શરીર રાતુંચોળ થઈ જાય છે અને તેજ વખતે પુરાણોને ગાળો દેવા માંડે છે. જનમેજય રાજાએ સર્પયજ્ઞ કરીને સર્પોને યજ્ઞમાં હોમી દીધા તે વાતને પણ આવા સુધારકો માનતા નથી. અમુક મંત્રથી કુંત્તામાએ સૂર્યનારાયણને બોલાવ્યા, ત્યાં સૂર્યનારાયણ આવ્યા અને કુંત્તાજીને પુત્ર આપ્યો તેને પણ તે લોકો માનતા નથી. આ લોકો એમ કહે છે કે અમે પ્રત્યક્ષ પ્રમાણથીજ જે દેખાતું હોય તેને જ માનીએ. માટે જો કોઈ અમને દેવતાઓ વગેરેને પ્રત્યક્ષરીતે બતાવે તો માનીએ. બાકી જે પુરાણો વગેરેમાં સ્વર્ગાદિ ભુવનોની જે કપોલકલ્પિત વાતોના ગપાટા માર્યા છે તેને અમે માનતા નથી. તો તેવા કહેવાતા સુધારકોને તેમના કાન ફાટી જાય તેવી મેઘગર્જના કરીને કહેવાનું કે જેરાને દેવતાઓનો ને શ્રીઈશ્વરનો સાક્ષાત્કાર થયો છે તેઓ તમારા શુષ્ક હૃદયના સંતોષ માટે અને દેવતાઓનાં દર્શન કરવાનો તમને અધિકાર પ્રાપ્ત થયા સિવાય તેઓ તમને દેવતાઓનાં દર્શન કરાવી શકે ખરા કે ? અને દેવતાઓ કંઇ મનુષ્યો જેવા લાંચીઆ નથી કે તમારી પાસેથી લાંચ લઈને તમને તેઓ દર્શન દે. દેવતાઓનાં દર્શન કરવામાટે તો પૂરતા અધિકારની જરુર છે. દેવતાઓનાં દર્શન કરવામાટે સંન્યાસી થવાની અને સંન્યાસી થયા પછી અનેક તરેહના વેપાર પણ કરવાની અગત્ય નથી. દેવતાનાં દર્શન જેઓ અમુક વેપાર કરીને લોકોની પ્રીતિ સંપાદન કરવા જાય તેઓ કરી શકવાના નથી. દેવતાઓનાં દર્શન બહારના પહેરવેશથી

કોઈ પણ કાળે થવાનાં નથી. દેવતાઓનાં દર્શન ચિત્તને અમુક સ્થિતિએ લઈ જવાથીજ થાય છે. જ્યારે મનુષ્યના ચિત્તની અમુક હદસુધી યોગ્યતા થાય છે ત્યારે દેવતાઓ અને સિધ્ધો પોતાની મેળેજ તેવા પવિત્ર મનુષ્યોનાં દર્શન કરવા આવે છે. ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરનાર મહાપુરુષોને પણ દેવતાઓ અપ્સરાઓ વગેરે પ્રત્યક્ષરીતે હાજર થઇને તેમના યોગમાર્ગમાં કેટલાં વિઘ્નો નાખે છે એ મહાપુરુષોથી અજ્ઞાત નથી. જો કે પૂજ્ય ઋષિમુનિપ્રણીત યોગાદિ શાસ્ત્રો તો ખોટાં નથી પરંતુ તેમાંની એક લીંટી કે એક અક્ષર પણ ખોટો નથી. ઘુઅડ સૂર્યને ન જુએ એટલે સૂર્યનું અસ્તિત્વજ નથી એમ કદાચ ઘુવડ વારંવાર બકબા કરે, તેના બકવાથી સૂર્યનારાયણ ડરી જઈ ને ઘુવડ પાસે જઇને એમ ન કહે કે તું મને જો હું સૂર્યનારાયણ છું. તેમ ઘુઅડજેવી આંખોવાળા નાસ્તિક મનુષ્યો શાસ્ત્રોના અને પુરાણોના રહસ્યને ન સમજે અને તેથી તેમાં વર્ણન કરેલા દેવતાઓનું અસ્તિત્વ ન માને તો શાસ્ત્રો કંઇ મૂર્તિરૂપે થઇને અને દેવતાઓ પ્રત્યક્ષરીતે તેમની પાસે જઇને એમ ન કહે કે તમે મને માનો. સમય આવશે એટલે સુધારકો પોતાના બન્ને કાનની બુટ્ટીઓ પકડીને કબુલ કરશે કે ઋષિમુનિઓપ્રણીત શાસ્ત્રોની એકે એક લીંટી સત્ય છે. વળી જો સુધારકોના સ્મરણમાં હોય તો તેમને કહેવાનું કે જે વખતે ૧૯૫૬ નો દુકાળ પડયો તે વખતે ૧૮૯૯ ની સાલ હતી. આ દુકાળ પડયો તે પહેલાં લોકો કહેતા આવ્યા હતા કે ભાઈ! તમે અભિમાન શામાટે કરો છો? દૈવની ગતિ વિ-

ચિત્ર છે. તમે આટલું બધું અભિમાન કરો છો પરંતુ તમે હજુ છપ્પનના ફેરમાં આવ્યા નથી. તમને હજુ નવ્વાણુનો ધક્કો લાગ્યો નથી. આ ગુપ્ત વચનો કેટલાએ વર્ષથી બોલાતાં હતાં, અને સંયોગ એવો બન્યો કે લોકોએ યજ્ઞ કરાવવા બંધ કર્યા, વર્ણાશ્રમના ધર્મ પણ શિથિલ થયા અને પાપીઓને તેમજ પાપીઓ ભેગા પુણ્યશાળીઓને પણ ચોંકાવામાટે સંવત્ ૧૯૫૬માં અર્થાત્ સને ૧૮૯૯ માં અનાવૃષ્ટિ થઇ અને ભયંકર દુકાળ પડયો. લોકો છપ્પનના ફેરમાં ચકર ચકર ફરવા લાગ્યા અને તેજ વખતે નવ્વાણુનો એવો જોસભેર ધક્કો લાગ્યો કે લોકો ઉઠવાજ ન પામ્યા. તે વખતે અભિમાનીઓનાં મોં લેવાઈ ગયાં, લોકોએ પોતાના ઘરની જણશો વેચીને પોતાનું અને પોતાના કુટુંબનું પોષણ કરવા લાગ્યા. આબરૂદાર ઘરનાં બૈરાં પોતાના પેટમાટે લોકોના ત્યાં મજુરી કરવા લાગ્યાં. સાધારણ ઘરનાં બૈરાંઓ પોતાના પાપી પેટને માટે વ્યભિચાર કરીને પણ પોતાનું પૂરું કરવા લાગ્યાં. આબરૂદાર પુરુષોએ પણ આવીજ રીતે મહેનત મજુરી કરીને પોતાનું અને પોતાના કુટુંબનું પૂરું કરવા લાગ્યા. દેવતાઓને નહીં માનનારાને પણ તે વખતે સ્પષ્ટપણે સમજાયું હશે કે દૈવની ગતિ બહુ વિચિત્ર છે. આતો જાણે પુરાણો અને શાસ્ત્રોનાં વચનો માન્ય કરીને દેવતાઓનું અસ્તિત્વ છે એમ તમે કહ્યું તેના કરતાં વર્તમાનમાં જો કોઈએ દેવતાઓનાં દર્શન કર્યાં હોય તેવો કોઇ દાખલો આપો તો અમારા હૃદયમાં કંઈ શ્રદ્ધા આવે, તો તેમના સમાધાનમાટે મારા એક મિત્રે સિદ્ધો અપ્સરાઓ વગેરેનાં દર્શન કર્યાં હતાં તેનો

એક દાખલો આપું છું.

જે સજ્જને સિધ્ધો દેવતાઓ વગેરેનાં દર્શન કર્યાં હતાં તેમની અને મારી મુલાકાત આશરે ૧૧ વર્ષ ઉપર થઈ હતી. તેઓનો સ્વભાવ સરળ, વૈરાગ્યવાળું અંતઃકરણ અને સનાતનધર્મમાં રૂચીવાળી પવિત્ર વૃત્તિ જોઇને મારે તેમની સાથે સારો સંબંધ બંધાયો. દિન પ્રતિદિન અમારા બન્નેના સ્નેહમાં વધારો થયો અને તેથી મેં તેમને મારા મુરબ્બી ભાઈ તરીકે ગણી લીધા. ત્યાર પછી કેટલાંક વર્ષો વ્યતિત થતાં આશરે ચાર વર્ષની ઉમ્મરના મારા એકના એક પુત્રનો સ્વર્ગવાસ થયો. આ વખતે મારા આ મિત્ર અમદાવાદમાંજ હતા. મારા પુત્રના મરણથી તેમણે પણ મારા જેટલોજ શોક દર્શાવ્યો, અને તેઓ મારા હૃદયમાંથી પુત્ર શોક દૂર થાય એવા હેતુથી મારી પાસે વારંવાર આવતા અને અનેક તરેહનાં શાસ્ત્રીય દષ્ટાંતો આપીને મારા શોકમાં ઘટાડો કરતા. ત્યાર પછી જો કોઈ માણસ એકનિષ્ઠાથી શ્રીઇશ્વરનાં દર્શન કરવા સાધનમાં જોડાય તો તેને શ્રીઈશ્વિર ૧૨ માસમાં દર્શન દે ખરા એમ મેં તેમને પૂછ્યું. તેના ઉત્તરમાં તેમણે કહ્યું કે ભાઈ! ૧૨ માસતો શું પરંતુ યમ નિયમ પાળીને બરોબર છ માસ સુધી કોઈ સાધક પોતાના સાધનમાં જોડાય તો છ માસમાં શ્રીઈશ્વિરનો તેને સાક્ષાત્કાર થાય, આવું કહીને તેમણે જે અનુભવ કર્યો હતો તેની હકીકત નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

“ યોગ સંબંધી પુસ્તકો વાંચતાં મને સંસારઉપર અરુચિ થવા લાગી. જ્યાં જ્યાં મારી દષ્ટિ પડતી ત્યાં ત્યાં

મને વૈરાગ્યજ પ્રતીત થતો હતો. સ્વરૂપવાન સ્ત્રીઓ તરફ દૃષ્ટિ પડતી તો મને ઉલટી થાય એમ લાગતું હતું. ખાવા ઉપર પણ મને જોઈએ તેવો ભાવ ઉપજતો નહીં. કોઈની સાથે વાત કરવાનું પણ મને મન થતું નહોતું. જેમ બહુભુખ્યાને ભોજનપ્રતિ જેવી રુચિ થાય, પ્રખરતાપમાં મુસાફરી કરનારને ઠંડા જળની ઈચ્છા થાય, પોષમાસની કકડતી ટાઢમાં મેદાનમાં બેઠેલા કોઇ માણસને અગ્નિમાં તાપવાની ઈચ્છા થાય અને અતિ દરિદ્રને ધનની ઈચ્છા થાય તે પ્રમાણે મને મારા ઇષ્ટનો સાક્ષાત્કાર વેળાસર કેમ થાય તેનું હું રાત્રીદિવસ ચિંતન કરતો હતો. મને રાત્રે ઉંઘ પણ જોઈએ તેવી નહોતી આવતી. રાત્રીદિવસ મારું મન ઉદાસ રહેતું હતું. એવામાં શ્રીઇશ્વરે મારા ઉપર કૃપા કરી. મારી સ્ત્રીને અમુક કાર્યમાટે આશરે ૬ માસસુધી તેના પીએર જવાનું હોવાથી તે તેના પીએર ગઇ. ત્યાર પછી હું મારા સાધનમાં બેઠો. છાતી નીચે જે ખાડો છે તેમાં મનશ્ચક્ર છે. તેમાં ચાર આ બાજુએ અને ચાર સામી બાજુએ એમ આઠ પાંખડીઓ છે, તેમાં મેં સૂર્યનારાયણના તેજની ભાવના કરીને તેમાં વૃત્તિને એકાગ્ર કરી—મેં સૂર્યનારાયણમાં સંયમ કર્યો. સૂર્યનારાયણમાં સંયમ કરવાથી મને મારા શરીરમાં અને બહાર તેજનો પુંજ જણાયો. આ તેજ મને બહુ દિવ્ય જણાતું હતું. આ અલૌકિક દિવ્ય તેજનાં દર્શન થતાં મારા હૃદયમાં આનંદની છોળો ઉછરતી હતી. જાણે કે હું દિવ્ય તેજના મહાસાગરમાં ઝીલતો હોઉં એમ લાગતું હતું. અહાહા ! શું તે પરમશાંત, પરમશિતળ, પરમદિવ્ય, શરીરના અણુએ અણુમાં પ્રસરી રહેલું

મનોહર તેજ !! આ તેજમાં જેમ જેમ વૃત્તિની અપૂર્વ એકાગ્રતા થતી હતી તેમ તેમ મારા આનંદનો પાર રહેતો નહીં. આ પ્રમાણે સાધનક્રમમાં જોડાતાં ત્રણ માસ વ્યતીત થયા. એક દિવસે હું રાત્રે મારા સાધનમાં બેઠો હતો એવામાં મારી પડખે મેં નૂપૂરનો અવાજ સાંભળ્યો. મેં મારાં ચક્ષુઓ ઉઘાડયાં અને જોયું તો ત્યાં બેએક અપ્સરાઓને જોઇ. આ અપ્સરાઓ તે સ્વર્ગભુવનની દિવ્ય સ્ત્રીઓ હતી. આપણી પૃથ્વીમાં જે દેશમાં સ્ત્રીઓની બહુજ સુંદરતા વખણાતી હોય તે દેશમાંની સુંદરમાં સુંદર સ્ત્રી હોય તેની સુંદરતા આ અપ્સરાના મોં આગળ કંઈ પણ હીસાબમાં નથી એમ શાસ્ત્રોમાં વાંચવામાં આવ્યું હતું તેનો મેં આ વખતે પ્રત્યક્ષ અનુભવ કર્યો. આ અપ્સરાઓએ મારા તરફ પોતાનાં નેત્રોનો કટાક્ષ કર્યો તથા પગનો ઠણુકો પણ કર્યો. હું મનમાં સમજી ગયો કે યોગી જ્યારે સંયમમાં બેસે છે અને તેનો સંયમ લગભગ પરિપક્વાવસ્થામાં આવે છે ત્યારે અપ્સરાઓ વગેરે આવીને આ મહાભાગને ભ્રષ્ટ કરવા ગમે તેમ ચાળા કરે છે. તેમ આ અપ્સરાઓ પણ મને ભ્રષ્ટ કરવાતો નહીં આવી હોય ? એમ સમજીને મેં મારાં ચક્ષુઓ બંધ કર્યાં અને ૐ શાંતિઃ શાંતિ શાંતિઃ એમ ત્રણવાર ઉચ્ચાર કરીને પાછો મેં સૂર્યમાં સંયમ સાધ્યો, એટલે આ અપ્સરાઓ ત્યાંથી અદૃશ્ય થઈ ગઇ. ત્યાર પછી હું જેમ જેમ દિવસે દિવસે સૂર્યમાં અધિક સંયમ સાધતો ગયો તેમ તેમ મને ભવિષ્યનું કંઇ કંઇ જ્ઞાન પણ થતું ગયું. વળી કોઈ કોઈ વખતે હું બપોરના બે વાગ્યા પછી મારા ઘરની ઓસરીમાં એકલો બેસતો હતો ત્યારે

ઉત્તર દિશા તરફથી સિદ્ધ પુરુષો આવતા હતા તેઓ પાણીના રેલાની માફક મને બે હાથે નમસ્કાર કરીને ચાલ્યા જતા હતા. હું પણ તેમને બે હાથે નમસ્કાર કરતો હતો. આ સિદ્ધ પુરુષો મનુષ્યો કરતાં વધારે ઉંચા હતા. તેમણે પોતાના કંઠમાં રૂદ્રાક્ષની માળાઓ પહેરી હતી, તેમનાં લલાટ ભવ્ય તથા બહુ તેજસ્વી હતાં, કપાળમાં ભસ્મની ત્રણ રેખાઓ હતી અને માથા ઉપર જટા હતી. જેમ સિદ્ધનાં દર્શન મને થતાં હતાં તેમ કોઈ કોઇ પ્રસંગે દેવતાઓનાં દર્શન પણ થતાં હતાં. રાત્રે હું ઘરની બહાર કૃષ્ણપક્ષમાં નીકળતો તો મારા મોં આગળ તેજ પથરાઇ રહેતું હતું અને તેજને લીધે જમીન ઉપર જે વસ્તુઓ પડી હોય તે વસ્તુઓ સ્પષ્ટપણે મારાથી જોઈ શકાતી હતી. આ પ્રમાણે અભ્યાસમાં પાંચ માસ થયા. ત્યાર પછી શ્રીસૂર્યમંડળમાંથી એક દિવ્યમૂર્તિ નીચે ઉતરતી મને જણાઈ. બીજે દિવસે તે દિવ્યમૂર્તિ વળી વધારે નીચે ઉતરતી જણાઈ. એમ એકેક દિવસે વધારે નીચે ઉતરતી જણાઈ. આ દિવ્યમૂર્તિ શ્રીસૂર્યના પ્રકાશમાંથી પ્રકાશનો એક શેરડો નીકળતો હતો તેના ઉપર ઉપર ચાલતી નીચે આવતી હતી. બરોબર ૫ માસ અને ૨૫ દિવસ થયા એટલે આ દિવ્ય મૂર્તિ મારાથી એક ગાઉ ઉંચે હશે એમ મને લાગ્યું. મારા આનંદનો પાર રહ્યો નહીં. મેં મનમાં નક્કી કર્યું કે જે ઇષ્ટદેવનું હું ધ્યાન ધરું છું તેજ મારા આ ઇષ્ટદેવ છે. અને બરોબર છ માસ પૂરા થતાંજ આ દિવ્યમૂર્તિ છેક નીચે મારી પાસે આવશે અને મને તે દિવ્યમૂર્તિનો સાક્ષાત્કાર થશે. પરંતુ મારું પ્રારબ્ધ કંઈ કે-

રવાઇ ગયું. ૫ માસ અને ૨૫ દિવસે મારાં ધર્મપત્ની આવી પહોંચ્યાં ! મારું શરીર સુકાઈ ગયેલું જોઈ તેમણે આક્રંદ કરવો શરૂ કર્યો. સાધનમાં બેસવા જાઉં તોપણ એના એજ કકળાટથી પેલી દિવ્યમૂર્તિ નીચે આવી નહીં અને પછી તેમનો મને સાક્ષાત્કાર થયો નહીં. આ દૃષ્ટાંત ઉપરથી એમ સમજવાનું છે કે ગુરુ અને શાસ્ત્રનાં વચનોને માન્ય કરીને જે કોઇ સાધક સાધન કરે છે તે દિવ્ય વસ્તુઓનો અનુભવ કરે છે. આ ઋષિવિદ્યાના પુસ્તકમાં પણ તેમાં જે જે ક્રિયાઓ બતાવેલી છે તે તે ક્રિયાઓ જો કોઇ સિદ્ધ પોતાના સાધક ઉપર અજમાવતો જશે તેમ તેમ તેને પણ ઇંદ્રાદિક દેવતાઓ વગેરેનો સાક્ષાત્કાર થશે. હવે ઋષિવિદ્યા એ શું છે તેનું થોડુંક દિગ્દર્શન કરાવીને આ પ્રકરણ સમાપ્ત કરીશું. પ્રથમ તો મેસમેરીઝમ પ્રાણવિનિમય સંબંધી ટુંકું વિવેચન કરું છું. પ્રાણવિનિમયને ઘણા લોકો મેસમેરીઝમ કહે છે. તો મેસમેરીઝમનામ શાથી પડયું તે જાણવાની ઇચ્છા થાય તો તેનું સમાધાન નીચે પ્રમાણે છે.

આપણા આર્યાવર્તમાં પ્રાણવિનિમયવિદ્યા જાણનાર એક ફકીર હતો. આ ફકીર પ્રાણવિનિમયવિદ્યાના બળથી ઘણા ચમત્કાર બતાવતો હતો. ફ્રાન્સમાં આવેલા વિએના શહેરનો મેસમરનામનો એક સાહેબ આપણા આર્યાવર્તમાં આ વખતે કંઈ કામ પ્રસંગે આવ્યો હતો. તેણે આ ફકીરના ચમત્કારોની ખ્યાતિ સાંભળી એટલે તે સાહેબ આ ફકીરપાસે આવ્યો અને આ વિદ્યા શીખવાની તેમની ઇચ્છા છે એમ જિજ્ઞાસા બતાવી. મહાપુરુષોનાં અંતઃકરણ સામાન્ય

મનુષ્યોનાં અંતઃકરણ કરતાં વધારે દયાળુ હોય છે અને આવી વિદ્યાનો જેમ બને તેમ વધારે પ્રસાર થાય તેમ તેવા મહાપુરુષો ઇચ્છે છે, એટલે આ સાહેબની વિનંતી લક્ષ્યમાં લઈ ફકીરે તેમને જિજ્ઞાસુ જાણીને પ્રાણવિનિમયવિદ્યા મેસમરસાહેબને શીખવી. મેસમરસાહેબ આ વિદ્યા શીખીને વિએના ગયા અને લોકોને આ વિદ્યાનો ચમત્કાર બતાવવા લાગ્યા. ત્યારપછી મેસમરસાહેબના મનમાં એવો વિચાર આવ્યો કે આ વિદ્યાની સાથે મારું નામ પણ અમર રહે તેવું નામ આ વિદ્યાનું ગોઠવવું, એમ ધારીને આ વિદ્યાનું તેમણે પોતાનું નામ જે મેસમર હતું તે ઉપરથી મેસમેરીઝમ પાડયું, અને આ વિદ્યાના અનેક તરેહના અખતરા કરવા લાગ્યા. મારે એમતો સ્પષ્ટપણે કહેવુંજ પડશે કે આપણા દેશના ઘણાખરા માણસો નવી નવી વિદ્યાઓનું શોધન કરે તેના કરતાં એશઆરામમાં અને મોજશોખમાં પોતાના દ્રવ્યનો અને સમયનો વધારે ભોગ આપે છે. પાશ્ચાત્ય દેશમાં પણ મોજશોખ અને એશઆરામમાં સમય આદિનો ભોગ આપનારા હશે પરંતુ જ્યાં કંઈ નવું જણાયું ત્યાં આ લોકો ગમે તેટલું દ્રવ્ય ખરચીને પણ નવા હુન્નરને અજવાળામાં લાવે છે, અને નવો હુન્નર શોધી કાઢનારને ધન્યવાદ આપવા ઉપરાંત લાખો રૂપીઆનો ભોગ તે નવા હુન્નરને ખીલવવા અર્થે તે મનુષ્યને આપે છે. આપણામાં તો તેથી ઉલટુંજ જોવામાં આવે છે. જો કોઈ માણસ નવો હુન્નર શોધી કાઢે અને તે હુન્નરને ખીલવવામાટે તે પોતાનાં સગાંવહાલાં કે પોતાના મિત્રો વગેરેની આગળ વાત

કરે તો તે બિચારાને દ્રવ્યની મદદ તો તેઓ ક્યાંથીજ કરે અને તેની આવી શોધકબુદ્ધિમાટે તેને ધન્યવાદ તો ક્યાંથી-જ આપે, પરંતુ આ લોકો તેને એવો તો ઢીંચણમાંથી ઢાળી દે કે તે બીચારો ફરીથી ઉઠવાજ ન પામે. પ્રાણવિનિમય-વિદ્યા તે આપણી ઋષિવિદ્યાનો કેટલોક ભાગ છે. આ પ્રાણવિનિમયવિદ્યા એક ફકીર પાસેથી મેસમેર સાહેબ શીખી ગયા અને તેનો પ્રચાર પ્રથમ ફ્રાન્સમાં કર્યો, અને તે પછી અમેરિકા વગેરે દેશોમાં થયો, અને હાલ તો આ વિદ્યાનો પ્રચાર અમેરિકામાં એટલો બધો જોશભેર થયો છે કે આ વિદ્યાની મદદથી તે લોકો અસાધ્યરોગો મટાડે છે, તદુ-પરાંત તેઓ આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી નાખે એવા ચમત્કારો બતાવે છે કે તે લોકોનાં આ વિદ્યાને ખીલવવા માટે જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. આ વિદ્યાને સારીરીતે જાણનાર કોઈ અમેરિકન આર્યાવર્તમાં આવે અને આવા ચમત્કારો બતાવે તે વખતે આપણે આપણાં મોં પહોળાં કરીને ફાટેલે ડોળે તેમના તરફ જોઇ રહીએ છીએ, પરંતુ તેમાં જોવાનું કશુંજ નથી. આપણે હાથે કરીનેજ આપણી વિદ્યા ગુમાવી છે. આપણે હાથે કરીનેજ હૃદયની અને દ્રવ્યની અધમ સ્થિતિએ જઈ પહોંચ્યા છીએ. તમને એમ લાગતું હશે કે આપણા આર્યાવર્તમાં હજી પુષ્કળ દ્રવ્ય છે અને ચમત્કારિક વિદ્યા છે. પરંતુ તમે તેવી ખાલી આશા બીલકુલ રાખશો નહીં. ક્યાં છે તે પૂર્વનું આર્યાવર્ત કે જે વખતે ગૃહસ્થો પાસે અઢળક ધન હતું તેમાંનું અત્યારે કો-ઇની પણ પાસે નથી, હશે તો તેમની સરખામણી કરતાં

ઘણુંજ થોડું દ્રવ્ય કોઈ કરોડાધિપતિ શેઠીઆ પાસે હશે; ક્યાં છે તે પૂર્વનું આર્યાવર્ત કે જે વખતે સ્વર્ગની અપ્સરાઓ જેવી કોમળાંગી સ્ત્રીઓ આપણા આર્યાવર્તને સ્વર્ગભૂવન જેવું કરી મૂકતી હતી, તેમાંનું અત્યારે કંઈ પણ નથી, સ્ત્રીઓમાંથી કોમળતા, સુંદરતા, મોહકશક્તિ, માધુર્યતા વગેરે ચાલી ગઇ અને તેને બદલે પોતાનાં શરીર સુંદર દેખાવામાટે સ્ત્રીઓ મોં ઉપર પાઉડર ચોપડીને અને રંગબેરંગી વસ્ત્રો ધારણ કરીને કૃત્રિમ સુંદરતા દેખાડવા લાગી, પરંતુ કૃત્રિમતા તે આખરે કૃત્રિમતાજ સમજવી; ક્યાં છે તે પૂર્વના ભીષ્મ, અર્જુન, ભીમ, અભિમન્યુ, કરણ વગેરેજેવા જબરદસ્ત યોદ્ધાઓ કે જેમણે પોતાના બાહુબળથી આખા જગત્‌ને પોતાના ચરણમાં નમાવ્યું, હાલમાં તો જગત્‌ને નમાવાની વાત તો એક કોરાણે રહી પરંતુ પોતાની સ્ત્રીનેજ નમાવે એટલું જો સામર્થ્ય હોય તો પણ આર્યાવર્તનાં ધન્યભાગ્યજ સમજવાં, અને રાત્રે બીલાડીના ખડખડાટથી ન બીતા હોય તો પણ ઘણું છે; ક્યાં છે તે પૂર્વના ક્ષત્રિય કુમારો કે જેઓની ધાકથી અસુરો ત્રાસ પામતા હતા, હવે તમે અત્યારે ક્ષત્રિયકુમારો સામે દૃષ્ટિ કરો એટલે તેનો ન્યાય તમારી મેળેજ આપશો; ક્યાં છે તે પૂર્વના ઋષિકુમારો કે જેમના તપોબળ આગળ વ્યાઘ્રસિંહાદિ હિંસક પશુઓ પોતાનો ક્રૂર સ્વભાવ તજી દઇને ઋષિકુમારોના મોં આગળ આળોટતા હતા, પૃથ્વીના રાજાઓ તે તપોબળવાળા ઋષિકુમારોના ચરણકમળમાં પોતાના માથાના મુકુટ ઉતારતા હતા અને ઇંદ્રાદિક દેવતાઓ તે ઋષિ-

કુમારોના તેજસ્વી લલાટની ભવ્યતાથી ડરીને ચાલતા હતા, હાલમાં ઋષિકુમારોની પણ કેવી વિચિત્ર સ્થિતિ થઈ ગઈ છે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ; ક્યાં છે તે પૂર્વના ઐશ્વર્યસંપન્ન આચાર્યો અને મહાપુરુષો કે જેઓ સંકલ્પમાત્રથી બ્રહ્માંડને ખળભળાવી મૂકતા હતા, હાલમાં તમે આચાર્યોતરફ દૃષ્ટિ કરો એટલે પૂર્વના આચાર્યોમાં અને હાલના આચાર્યોમાં કેટલો તફાવત છે તે સહજમાં સમજશો.

આવી રીતે પૂર્વના આર્યાવર્તની અને હાલના આર્યાવર્તની સરખામણી કરતાં તેમાં આકાશ જમીનનો મહાન તફાવત પડે છે, તે તફાવત કાઢી નાખવો હોય તો પૂર્વની પેઠે ઋષિવિદ્યા પ્રાપ્ત કરીને ઋષિકુમારોએ પોતાના યમ નિયમ પાળી તપોનિષ્ઠ થવું જોઇએ, ક્ષત્રિયકુમારોએ ઋષિવિદ્યા પ્રાપ્ત કરીને પોતાના યમ નિયમ પાળી બાણુવિદ્યા શીખવી જોઈએ, વૈશ્યોએ પણ યથાશક્તિ ઋષિવિદ્યા પ્રાપ્ત કરી પોતાના યમ નિયમ પાળી ઉત્તમ પ્રકારનો વ્યાપાર ખેડવો જોઇએ અને શૂદ્રોએ પણ પોતાના વર્ણાશ્રમના ધર્મ પાળી ત્રિવર્ણના કામમાં જે જે સાહિત્યની જરૂર હોય તે પૂરી પાડવી જોઇએ. સંન્યાસીઓએ સંન્યાસની દીક્ષા લીધા પછી કોઇ પણ જાતનો વ્યાપાર ન કરતાં, સંન્યાસી થયા પછી વ્યભિચારમાં પ્રવૃત્ત ન થતાં અને સંન્યાસી થયા પછી ડુંગરીનાં ભજીયાં તથા લસણની ચટણી ન ખાતાં તેમજ હોટલમાં ન જતાં અને નાટકો પણ જોવા ન જતાં આ દેખાતો પ્રપંચ બધો ખોટો છે અને કેવળ બ્રહ્મજ સત્ય છે એમ હૃદયમાં

 ઠસાવી સર્વત્ર ચિન્માત્રભાવના રાખી જગત્‌માં વિચરવું

જોઇએ. સ્ત્રીઓએ પણ પતીને પરમાત્મારૂપ માની, પતિવ્રતાના ધર્મો પાળી પોતાના પતીના શુભ કાર્યમાં મદદગારરૂપ થવું જોઇએ. આવી રીતે દરેક વર્ણ અને આશ્રમવાળા પોતપોતાના ધર્મમાં સુદઢ મમતા રાખે તો પછી આર્યાવર્તનો સૂર્ય પશ્ચિમમાં ગયો છે ત્યાંથી પાછો પોતાની જગ્યાએ આવતાં વાર લાગે નહીં, અને આર્યાવર્ત પૂર્વની પેઠે જાહોજલાલીવાળું થાય એમાં શંકા આણવાનું કંઇ કારણ નથી.

વિદ્યા ઘણા પ્રકારની છે તેમાં ઋષિવિદ્યા, બ્રહ્મવિદ્યા એ સર્વોત્તમ વિદ્યા છે. આવી વિદ્યાને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન ન કરતાં બીજી શુષ્ક બાબતો તરફ લક્ષ્ય દોરાવાય ત્યાં શુષ્ક ફળજ મળે એમાં શંકા આણવાનું કારણ નથી. આપણે ઋષિવિદ્યા સંબંધીજ વર્ણન કરવાનું છે તેમાં મેસ્મેરીઝમ સંબંધી થોડીક માહિતી આપી. હવે પ્રાણવિનિમય સંબંધી થોડીક માહીતી આપું છું.

પ્રાણવિનિમિય વિદ્યાને કેટલાક મેસમેરીઝમ કહે છે એ સાચી વાત છે, પરંતુ જેવી સગીમામાં અને ઓરમાન મામાં તફાવત છે તેટલો તફાવત પ્રાણવિનિમયવિદ્યા એ નામમાં અને મેસમેરીઝમનામમાં છે. અંતરના ભાગમાં ક્રિયામાં અને ભાવનામાં પણ થોડો થોડો ફેર રહે છે. ઋષિવિદ્યા એ નામતો સર્વથી શ્રેષ્ઠ છે અને ઋષિવિદ્યાની ક્રિયા તો પ્રથમમાંતો પ્રાણવિનિમયવિદ્યાની જે ક્રિયા થાય છે તેના જેવીજ થાય છે. પરંતુ તેમાં પણ કેટલાક ફેર હોય છે ખરો. જો કે સાધકના ચિત્તને સંસારનું અત્યંત અભાન કરાવી તેના સૂક્ષ્મ શરીરને જાગ્રત કર્યા પછી ઋષિવિદ્યાના

બળથી તેને બીજીજ દિશામાં દોરવામાં આવે છે, આવી સ્થિતિમાં સાધકને લાવ્યા પછી પ્રાણુવિનિમયનો અંશ પણ રહેતો નથી. પરંતુ શરૂઆતમાં પણ જો કે આ ક્રિયા કરતાં પ્રાણુવિનિમયનો કેટલોક ભાગ રહે છે તે ભાગને પણ દૂર કરીને નવીજ પદ્ધતિથી ઋષિવિદ્યાનો કેવી રીતે ઉપયોગ કરવો તે પ્રસંગે આગળ ઉપર આવશે.

આ ઉપરથી વાચક સજ્જનોને સમજાયું હશે કે સ્થૂલ દૃષ્ટિવાળા કદાચ ઋષિવિદ્યાને પ્રાણુવિનિયમવિદ્યા કે મેસ-મેરીઝમ નામ આપવા જાય પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિવાળા તેવી ભૂલ નજ કરે એ સ્વાભાવિક છે. હવે ઋષિવિદ્યા, પ્રાણુવિ-નિમયવિદ્યા અને મેસમેરીઝમમાં કેટલો તફાવત છે તે નિ-ચેનું દૃષ્ટાંત આપીને તમને સમજાવ્યા પછી આ પ્રકરણ સમાપ્ત કરીશું.

પતિત પાવની ગંગા નદી હિમાલયમાંથી નીકળે છે તે વખતે તેનું જળ કેવું સ્વચ્છ-નિર્મળ હોય છે? કોઈપણ પ્રકારના વિકાર વગરનું તે જળ જોસબંધ કેવા પૂરવેગથી ચાલે છે? તે જળમાં કોઇપણ પ્રકારની મલિનતા જોવામાં આવતી નથી. આ અવસ્થા તે ગંગા નદીની પ્રથમ અવસ્થા સમજવી. આ ગંગા નદીનું જળ જ્યારે હરદ્વાર આગળ આવે છે ત્યારે તે જળની સાથે કાંકરા, ખડકોની માટી, પ-થરા, લોકોનો મેલ બધું ભેગું થઈ જાય છે એટલે તે જળ હિમાલયના મૂળમાંથી નીકળેલા જળ કરતાં કંઇ મલિન માલમ પડે છે અને તેનું અદ્દ્ભૂત સામર્થ્ય પણ ઘટવા લાગે છે. આ અવસ્થા તે ગંગા નદીની દ્વિતીય અવસ્થા સમજવી.

આ ગંગા નદીનું જળ પછી બીજી નદીઓ સાથે મળે છે ત્યારે તો તેની સ્થિતિ જોયા જેવીજ થાય છે. તેમાં અનેક પ્રકારનો કાદવ થાય છે. રંગમાં પણ ફેરફાર થાય છે અને પોતાનું અદ્દભૂત સામર્થ્ય છેક નહીં જેવું રહે છે. ઋષિવિદ્યાની પણ આજ પ્રમાણે ત્રણ અવસ્થાઓ થઇ ગઇ છે. ગંગા નદીની પ્રથમ અવસ્થા જેવી ઋષિવિદ્યાની ચમત્કારિક અદ્દભૂત અવસ્થા છે, ગંગા નદીની બીજી અવસ્થા જેવી પ્રાણુવિનિમયવિદ્યાની સામાન્ય સામર્થ્યને પ્રકટાવનારી બીજી અવસ્થા છે, અને ગંગા નદીની ત્રીજી અવસ્થા જેવી ન્યૂન સામર્થ્યને પ્રકટાવનારી મલિન-તાંત્રિક-મેસમેરીઝમ વિદ્યા છે. આગળ ઉપર આ વિદ્યા સંબંધીજ પ્રકરણો લખાવાનાં છે એટલે આ વિદ્યા સંબંધી આટલું સામાન્ય વિવેચન કરીને આ કિરણુ સમાપ્ત કરૂં છું. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

# કિરણુ ૨ જાું.

## પ્રાણુ-પરમાણુઓ.

ઋષિવિદ્યાનો બીજો ભેદ પ્રાણુવિનિમયશબ્દનો અર્થ પ્રાણુનો અદલો બદલો કરવો એવો થાય છે. સામો માણુસ આપણુને કંઈ ચીજ આપે તેના બદલામાં આપણે તેને કંઈ ચીજ આપવી તેને અદલો બદલો કહેવામાં આવે છે. આ વિદ્યાના સંબંધમાં સામા માણુસ પાસેથી પ્રત્યક્ષ રીતે કોઇ પણુ ચીજ લેવામાં આવતી નથી, પરંતુ તે ચીજ એવી છે

કે તે લેવાય છે ખરી પરંતુ લોકોના જોવામાં આવતી નથી. આ વિદ્યાસંબંધી જે ચીજની આપ લે થાય છે એટલે જે ચીજ સામા માણુસ પાસેથી લેવામાં આવે છે અને તેને બદલે આપણે જે ચીજ આપીએ છીએ તે શરીરમાંથી વહન થતાં પરમાણુઓ છે, અને આ પરમાણુઓ પ્રાણુનાં છે. પ્રાણુના સ્થિતિ ભેદે જુદા જુદા વિભાગ થયેલા છે, જેમને જુદાં જુદાં નામોથી ઓળખવામાં આવે છે, અને જે શરીરના જુદા જુદા ભાગમાં રહી જુદું જુદું કામ કરે છે, જેનું સવિસ્તાર વર્ણન આ સ્થળે કરવાથી આ વિદ્યા સંબંધી કંઇ લાભ મળે એમ નથી જેથી તેનું વર્ણન આ સ્થલે કરતો નથી. પરંતુ તે બધાં જુદાં જુદાં પ્રાણુનાં નામોને કોરાણે મૂકી આ વિદ્યાનુ પ્રતિપાદન કરવામાટે એકલા પ્રાણુશબ્દનોજ આ સ્થલે વ્યવહાર કરીશું. હું ઉપર જણાવી ગયો છું કે આ વિદ્યાના વિનિમયમાં એટલે આના બદલામાં ફક્ત પ્રાણુનાં પરમાણુઓનેજ લેવામાં આવે છે. પ્રાણુની ગતિ આખા શરીરમાં એટલે મસ્તકથી પગપર્યંત છે, પરતુ તે જ્યારે હાથના અગ્રદ્વારાએ, મસ્તકના અગ્રદ્વારાએ કે શિખાના અગ્રદ્વારાને બહાર નીકળે છે અને તેવા બહાર નીકળતા પ્રાણુનો યોગ્ય યુક્તિથી પ્રયોગ કરવામાં આવે છે ત્યારે તે વખતે તેને પ્રાણુ ન કહેતાં પરમાણુઓ, ઓરા, આંદોલનો કે પ્રાણુતત્ત્વો વગેરે કહેવામાં આવે છે. જેમ નદી કે તળાવમાં વર્ષાદથી ભરાએલા પાણીને જળ કે પાણી કહેવામાં આવે છે, પરંતુ તેમાં પથરો નાખવાથી કે ઉંચેથી ભુસ્કો મારવાથી તેમાંથી નીકળતા પાણીને

પાણી નહીં કહેતાં છાંટા કે પાણીના છાંટા કહેવામાં આવે છે, તેમજ સમુદ્રમાં પાણીની છોળ્યો એક બીજા સાથે અથડાવાથી તેમાંથી ઉત્પન્ન થતા પાણીને જળ નહીં કહેતાં ફીણ કહે છે અને ભમરીથી ઉત્ન્ન થતા જલને બુદબુદા કે પરપોટા કહે છે તેવીજ રીતે શરીરના અગ્રભાગોમાંથી વહન થતા પ્રાણુને પ્રાણુ નહીં કહેતાં પરમાણુઓ કે પ્રાણુનાં પરમાણુઓ કહેવામાં આવે છે. જેમ શરીરના અગ્રભાગમાંથી વહન થતા પરમાણુઓનો અદૃશ્ય રીતે ઉપયોગ થાય છે તેમ મનની અંદરથી વિચારશક્તિદ્વારાએ બહાર ફેંકાતાં આંદોલનોનો પણ બહુજ ઉત્તમ રીતે ઉપયોગ થાય છે, એટલુંજ નહીં પરંતુ ક્રિયાનાં પરમાણુઓ અને વિચારનાં ઓદોલનો એ બેનો સાથેજ ઉપયોગ કરવામાં આવે તો આ વિદ્યા વિશેષ અંગમાં ખીલી નિકળે છે. કારણકે આ બન્ને જાતના પરમાણુઓનો એક બીજા સાથે ઘાઢો સંબંધ છે જે આગળ ઉપર સમજાવવામાં આવશે. પરમાણુઓ એ શું છે તે વાચકોને સમજવામાં આવ્યું હશે, પરંતુ તે પરમાણુઓ જો સામાન્ય રીતે બધા મનુષ્યોમાં એકજ જાતના હોય તો દેખીતી રીતે માણસોની રીતભાતમાં અને વૈભવાદિમાં ફેરફાર પડે છે તે નજ પડવો જોઈએ, વગેરે શંકા થવા સંભવ છે. માણસોમાં પ્રાણુ તો હોવોજ જોઇએ. પ્રાણુ ન હોય તો માણસની જીંદગી ટકી શકતી નથી. આ પ્રાણુ સર્વેમાં એક સરખો એટલે અમુક કાર્ય બધાઓથીજ થાય એવું મનોબળ પ્રકટાવનારો હોતો નથી, તેનું કારણ એટલુંજ છે કે પ્રાણીઓમાં કેટલાક પ્રબળ પ્રાણુવાળા અને કેટલાક

નિર્બળ પ્રાણુવાળા હોય છે. જે મનુષ્યોમાં પ્રબળ પ્રાણુ હોય છે તે મનુષ્ય નિર્બળ પ્રાણુવાળાને પાછા હઠાવે છે. શરીર સંપત્તિમાં પણુ જેનું શરીર બળવાન હોય છે તે નિર્બળ શરીરવાળાને હરાવે છે. પ્રાણુમાં પણુ એમજ છે. તે પ્રબળ પ્રાણુ હમેશાં નિર્બળ પ્રાણુને દબાવી દે એ સ્વાભાવિક છે. પરંતુ પ્રાણની બે શાખાઓ કે જેને પ્રબળ પ્રાણુ અને નિર્બળ પ્રાણુ કહે છે તે પડવાનું કારણુ શું ? એકજ સમયે અવતરેલાં દશ બાળકોમાંથી કેટલાંક પ્રબળ પ્રાણુવાળાં થાય છે અને કેટલાંક નિર્બળ પ્રાણુવાળાં થાય છે તેનું કારણુ શું ? આ પ્રશ્નોનું નિરાકરણુ થાય તો આ વિદ્યાના ઉપાસકને વધારે બળ મળે માટે તેનું સ્પષ્ટિકરણુ કરાય છે.

પ્રબળ અને નિર્બળનો અર્થ બળવાળો અને બળ વગરનો એવો થાય છે. પરંતુ તેનો ખરો અર્થ શુદ્ધ અને અશુદ્ધ એટલે શુદ્ધ પ્રાણુ અને અશુદ્ધ પ્રાણુ એવો થાય છે. સૃષ્ટિ રચના પણુ એવાજ પ્રકારની છે કે તેના શુદ્ધ પ્રાણુ અને અશુદ્ધ પ્રાણુ બેની જરૂર પડે છે. ત્યારે શુદ્ધ પ્રાણુ એટલે શું અને અશુદ્ધ પ્રાણુ એટલે શુ ? આ સવાલ હજુ ઉભોજ રહે છે. આ સૃષ્ટિ ત્રણુ ગુણુવાળી છે તેમાં સત્ત્વગુણુ, રજોગુણુ અને તમોગુણુનાં કાર્યો દૃષ્ટિગોચર થાય છે. તેમાં કેટલાંક મનુષ્યો સત્ત્વગુણી, કેટલાંક સત્ત્વગુણી અને રજોગુણી, કેટલાંક રજોગુણી અને તમોગુણી મિશ્ર, અને કેટલાંક તમોગુણી માલમ પડે છે. આ બધા ગુણો તેમનાં પૂર્વ પૂર્વનાં કાર્યને લઈને તેમના અંતઃકરણુમાં તેવાં બીજ રોપાએલાં હોવાથી અંકુર રૂપે ફુટે છે, અર્થાત્ જેના હૃદયમાં

સત્ત્વગુણ વિશેષપણે હોય છે તેઓ કેવળ ધર્મનુંજ કાર્ય કરે છે, જેના હૃદયમાં સત્ત્વગુણ અને રજોગુણ મિશ્ર હોય છે ત્યારે તેઓનું ચિત્ત દિવસના કોઇ ભાગમાં ધર્મ ઉપર અને શુદ્ધ વ્યવહાર ઉપર અને કોઈ વખતે તેમનું ચિત્ત લોભમાં, સ્ત્રીઓ ભોગવવામાં, ક્રોધ કરવામાં, દુનિયાના ચિત્તાકર્ષક પદાર્થોમાં વ્યામોહ પામવામાં, અભિમાન કરવામાં અને અદેખાઇ કરવામાં ચોંટે છે. જ્યારે મનુષ્યની આવી પ્રવૃત્તિ થાય ત્યારે એમ સમજવું કે તેનામાં સત્ત્વગુણ મિશ્રિત રજોગુણ છે. એકલા રજોગુણવાળાને ધર્મ ઉપર અને શુદ્ધ વ્યવહાર ઉપર ચિત્ત ન ચોંટતાં કેવળ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર ઉપર ચિત્ત ચોંટે છે. રજોગુણ અને તમોગુણ મિશ્ર અંતઃકરણવાળો કામ ક્રોધાદિ વિકારો ઉપરાંત આળસ, પ્રમાદ અને દીર્ઘસુત્રતાદિ રોગોથી ઘેરાય છે, અને એકલા તમોગુણવાળો આળસ, પ્રમાદ અને દીર્ઘસુત્રતાદિ દોષોથી વિનાશ પામે છે. જેનામાં આ પ્રમાણેના ગુણો વિશેષ હોય તેવા મનુષ્યોનો પ્રાણ નિર્બળ અથવા અશુદ્ધ છે એમ સમજવું. અને જે મનુષ્યો ધર્મ કર્મમાં પ્રીતિવાળા, મનુષ્યના ઋણમાંથી તેમજ દેવતાના ઋણમાંથી મુક્ત હોય, હમેશાં જેને સદાચરણ પ્રીય હોય, વૈરાગ્યવાળા હોય, નિરંતર સત્કાર્યમાં ઉદ્યમી હોય અને હૃદયની સ્થિરતાવાળા હોય તેઓનો પ્રાણ પ્રબળ એટલે શુદ્ધ છે એમ સમજવું. આવી રીતે પ્રબળ અને નિર્બળ પ્રાણ મનુષ્યોને સંગદોષથી થાય છે. નાનાં બાળકોને ઉમ્મર થતાં સારા સંગમાં રાખવામાં આવે છે તો તેઓ સારા ગુણવાળા થઇ પ્રબળ પ્રાણવાળા થાય છે અને

નઠારા સંગમાં રાખવામાં આવે છે તો નિર્બળ પ્રાણવાળા થઇ નિર્બળ એટલે અશુદ્ધ પ્રાણવાળા થાય છે. તમે આગળના ઋષિમુનિઓનાં વૃત્તાંતો વાંચ્યાં હશે તો તમને સમજાયું હશે કે આખી પૃથ્વીના નૃપતિઓ અને ઇંદ્રાદિક દેવતાઓ સમર્થ પ્રબળ પ્રાણવાળા ઋષિમુનિઓના દૃષ્ટિપાતથી થરથર કાંપતા હતા ! આ શેનો પ્રતાપ ? અનુભવી મનુષ્યો એમજ કહેશે કે તે પ્રતાપ ફક્ત પ્રબળ પ્રાણનોજ છે. આવા પ્રાણને પ્રબળ અથવા વિશુદ્ધ કરવાને સારા સંગની ખાસ જરૂર છે, અને સારા સંગની સાથે પોતાના વર્ણાશ્રમના ધર્મો પળાય તો પ્રાણની પ્રબળતામાં વધારો થાય છે. પ્રાણ એ ત્રણે શરીરોનો રાજા છે. જ્યાંસુધી શરીરમાં પ્રાણ હોય છે ત્યાંસુધી ત્રણે શરીરોની સ્થિતિ છે. જોકે કારણ શરીર અજ્ઞાનમય છે છતાં તેનો સંબંધ જ્યાંસુધી સૂક્ષ્મ અને સ્થૂલ શરીર સાથે છે ત્યાંસુધી તે શરીર પણ પ્રાણતત્ત્વની સાથે સંબંધ ધરાવે છે, એટલે પ્રાણ એ ત્રણે શરીરનો રાજા છે એમ આ સ્થલે સમજવું. તે પ્રાણને સારા સંગથી અને વર્ણાશ્રમના ધર્મો પાળવાથી પ્રબળ કરી શકાય છે, એ પણ જણાવ્યું.

આપણા વૈદિક નિયમો અને વૈદિકકર્મોની શૈલી એવા ઉત્તમ પ્રકારથી ગોઠવી છે કે તેમનાં રહસ્ય સમજી નિત્યકર્મો શાસ્ત્રાનુસાર કરીએ તો પ્રાણની શુદ્ધિમાં વધારો થતો જાય છે. તેમાંના મંત્રોના ઉચ્ચારથીજ ઉચ્ચારણ કરેલા મંત્રોના તત્ત્વો આપણા શરીરમાં પ્રવેશ કરે છે અને શરીરના જુદા જુદા ભાગમાં અસર કરી પ્રાણતત્ત્વને શુદ્ધ બના-

વતા જાય છે. કૂતરાને રોટલો નાંખવા તુતુ એ મંત્રનો શબ્દ બોલવાથી કૂતરાના મન ઉપર અસર થઈ આઘેથી પણ કૂતરો તે મંત્રના બળથી આકર્ષાઈ આવે છે અને રોટલા માટે પૂંછડી હલાવે છે. વિંછીનું અને સાપનું વિષ પણ મંત્રોના બળથી ઉતરી જાય છે, એ સર્વ પ્રકાર પરમાણુઓના ઓછા વધતા પ્રબળ પ્રાણુનો છે. જ્યારે આવા મંત્રોથી પણ શરીરમાં અસર થઈ જુદું જુદું કાર્ય થાય છે ત્યારે સર્વજ્ઞ ઋષિમુનિઓ કે જેમણે તેવા વૈદિક મંત્રો પોતાના વિશુદ્ધ અંતઃકરણમાં જોઇ લોકોના હિતમાટે તે મંત્રો પ્રકટ કર્યા તેવા ઉત્તમ પ્રકારના મંત્રોનું બળ વિશેષ હોય એમાં શું આશ્ચર્ય છે ? ચાલુ સમયમાં ધર્મની શિથિલતા વધી જવાથી કેટલાક મનુષ્યોનાં હૃદય નિર્બળ થઈ ગયેલાં હોવાથી પ્રબળ કાર્યમાં તેમના ચિત્તની વૃત્તિ ચોંટતી નથી, જેથી તેવાં સર્વોત્તમ વૈદિક કાર્યો તરફ તેમને અરુચી થાય છે જેથી તેઓ તેવાં વૈદિક કાર્યો કરતા નથી અને ઉપરથી ટાપટીપ રાખી પોતાની વરણાગીમાં અને નિર્બળ નિશ્ચયમાં વિઘ્ન ન આવે એવા આશયથી સંધ્યાદિ નિત્ય કર્મને વખોડે છે. પરંતુ તે લોકો જો શુદ્ધ વિચારથી સંધ્યાદિ નિત્યકર્મ કરે તો તે કર્માથી પ્રાણુની પ્રબળતામાં કેટલો વધારો થાય છે તે તેમને સ્પષ્ટ રીતે જણાઇ આવ્યા વગર રહે નહીં. પરંતુ તેઓનાં મન એકજ વિષય તરફ લાગેલાં હોવાથી બીજા ઉત્તમ પ્રકારના વિષય તરફ દોરાતાં તેમને કંટાળો આવે છે અને જેમ કુવાનું દેડકું કુવાનેજ સમુદ્ર ગણી આનંદ પામે છે તેમ તેવા નિર્બળ પ્રાણુવાળા મનુષ્યો

પોતાના કાર્યનેજ પછી તે ગમે તેવું અધમ હોય તો પણ તેને ઉત્તમ માની તેમાંજ પોતાનો જન્મારો પૂરો કરે છે. અસ્તુ ! ત્યારે શુદ્ધ પ્રાણ કરવાને પોતાના વર્ણાશ્રમના ધર્મોમાં બતાવેલા ઉત્તમ પ્રકારના આચાર વિચાર પાળવા જોઇએ. જ્યારે ઉત્તમ આચાર પળાય છે, ત્યારે ઉત્તમ વિચાર આવે છે, અને ઉત્તમ વિચાર પ્રકટ થતાં પોતાના સ્વરૂપનું ભાન થવા લાગે છે, અને સ્વરૂપનું ભાન થતાં કામ ક્રોધાદિ રાજસ્ વિકારો અને લય, આળસ્ય, પ્રમાદાદિ તામસ્ વિકારો જેમ સિંહને દેખીને શિયાળવાં નાશી જાય છે તેમ સત્ત્વગુણ બળવાન થવાથી તે વિકારો નાશ પામી જાય છે, અને તેવા સત્ત્વગુણનો ધીમે ધીમે વધારો થવાથી શુદ્ધ સત્ત્વગુણજ અવશેષ રહે છે.

જે મહાપુરુષોમાં આવો શુદ્ધસત્ત્વગુણ હોય તેમનાંજ પરમાણુઓ ઘણાજ પ્રબળ અથવા વિશુદ્ધ હોય છે. અને તેજ મહાપુરુષ યોગી થઈ શકે છે, જેના દૃષ્ટિપાતથી સામા મનુષ્યને પ્રાણવિનિમય થતાં સામા માણસદ્વારાએ પણ અલૌકિક કાર્ય થઇ શકે છે. એવી રીતે અહીંસુધી પ્રાણની પ્રબળતાનો અને નિર્બળતાનો ભેદ બતાવ્યો. સરખા પ્રબળ પ્રાણો એક બીજાને હઠાવી શકતા નથી, પરંતુ એકનો પ્રબળ પ્રાણ હોય અને બીજાનો નિર્બળ હોય તોજ એક પ્રાણ બીજા પ્રાણને હઠાવી શકે છે. માટે જે મનુષ્યો ઋષિવિદ્યાનો પ્રયોગ કરવા ઇચ્છા રાખતા હોય તેમણે સ્મરણમાં રાખવું કે સાધકને ઉંચ સ્થિતિએ લઈ જવા પોતાના પ્રાણને પ્રબળ બનાવવો જોઇએ. વ્યાવહારિક દૃષ્ટાંતોમાં જોતાં

કેટલીક સ્ત્રીઓ પોતાના પતીને પણ મારે છે અથવા બીજી રીતે હઠાવે છે, એ પણ પ્રાણુનું પ્રબળપણું !! આવી રીતે જોતાં જેને આપણે પ્રાણ કહીએ છીએ તેને આ વિદ્યાની છઠ્ઠી અને સાતમી ભૂમિકા સમજાવવા માટે જીવ કહેવામાં આવે તો ખાસ કારણોથી તેનો તેવો અર્થ પણ બંધબેસ્તો થઇ શકે. જીવનો અર્થ તો "યોગ" નું જ્યારે છેવટ વર્ણન કરવામાં આવશે ત્યારે બતાવાશે. પરંતુ જ્યારે પ્રાણુની સાથેજ બધો સ્થૂલ અને સૂક્ષ્મ વ્યવહાર થાય છે ત્યારે પ્રાણુને આ સ્થલે જીવજ કહેવાય તો કહી શકાય એમ છે. એટલે જેજે કાર્યો આપણે કરીએ છીએ તે તે કાર્યો જીવથીજ થાય છે. એટલે જીવ અને પ્રાણ એ બેનો આ સ્થલે ભેદ સમજવાનો નથી.

શરીરની આરોગ્યતા અને મનની શુદ્ધિ પણ પ્રાણુદ્વારાએજ થાય છે. કેટલાક મનુષ્યોને અનેક જાતના મંદવાડ થાય છે, કેટલાકને હિસ્ટીરીઆ આદિ સૂક્ષ્મશરીરના રોગો થાય છે, એ બધા રોગો પ્રાણુની વિક્રિયાથીજ થાય છે. આ વિક્રિયાને હઠાવવાને નિયમિત ખોરાક રાખવો તથા શરીરને સ્વચ્છ રાખવું; તેમજ સૂક્ષ્મશરીરના પ્રાણુની વિક્રિયાને હઠાવવાને સંધ્યાદિ નિત્ય કર્મ કરવાં, ભસ્ત્રાદિ પ્રાણાયામ કરવા અને પ્રભુનું ધ્યાન ધરવું એ છે. આ સંધ્યાદિ નિત્યકર્મથી તથા પ્રભુના ધ્યાનથી મનની વિક્રિયા દૂર થઈ મન કેવું અલૌકિક કાર્ય કરે છે તે પ્રસંગોપાત્ત આગળ ઉપર સમજાવવામાં આવશે. પરંતુ ઋષિવિદ્યા સ્થૂલ શરીરના રોગોમાં ઉપકારક છે તેના કરતાં સૂક્ષ્મશરીરના રોગો જેવા કે

હિસ્ટીરીઆ, ચમક, ગાંડપણ વગેરેમાં વધારે ઉપકારક છે, એટલે આ વિદ્યાથી સૂક્ષ્મશરીરના તો બધા રોગો દૂર થાય છે.

પ્રાણ અને પરમાણુઓ સંબંધી ઉપર જે વિવેચન થયું તે ઉપરથી વાચક સજ્જનોએ એમ સમજવાનું નથી કે મનુષ્યોને એકલાનેજ પ્રાણ છે. પરંતુ જડ વસ્તુઓને પણ પ્રાણ હોય છે, ચૈતન્યવાળાં અન્ય પ્રાણી પદાર્થોમાં પણ પ્રાણ હોય છે. ટુંકમાં પરમાત્માની બનાવેલી આ દૃષ્ટ સૃષ્ટિમાં પ્રાણ છે. તદુપરાંત જળમાં, અગ્નિતત્ત્વમાં, વાયુતત્ત્વમાં અને આકાશતત્ત્વમાં પણ પ્રાણ છે. ગ્રહો ઉપગ્રહોમાં પણ પ્રાણ હોય છે. તે ઉપરાંત સ્વર્ગભુવનમાં નિવાસ કરતા દેવતાઓથી લઈને સત્યલોક સુધીમાં નિવાસ કરતા દેવતાઓમાં પણ પ્રાણ હોય છે. જ્યારે સાધકને સંપૂર્ણપણે વિશ્વદૃષ્ટિમાં અને પ્રત્યગ્દૃષ્ટિમાં લાવવામાં આવે છે ત્યારે તે સાધકના પ્રાણનો અને સૃષ્ટિથી માંડીને સત્યલોકપર્યંતના દેવના પ્રાણનો અભેદ થાય છે એટલે તે વખતે તે સાધકને સૃષ્ટિના લગભગ ઘણા ખરા પદાર્થોનું ભાન થવા ઉપરાંત સત્યલોકમાં નિવાસ કરતા દેવતાઓની સ્થિતિનું પણ ભાન થાય છે. આવું ભાન દરેક સાધકને થવુંજ જોઈએ એવો કંઈ નિયમ નથી. સત્યલોકસુધીના દેવતાઓની સ્થિતિ સંબંધીનું ભાન સાધક દ્વારાએ કરાવનાર સિદ્ધમાં સંપૂર્ણપણે તે વિષયનો અનુભવ કરવાની યોગ્યતા થયેલી હોય તો તેવો સિદ્ધ પોતાના સાધકને સત્યલોકસુધીના દેવતાઓની સ્થિતિનું ભાન કરાવી શકે.

આપણી પૃથ્વીને પ્રાણ મળવાનું મુખ્ય સ્થાન સૂર્ય છે. સૂર્યથી આપણી પૃથ્વી ઘણે દૂર છે એટલે સૂર્યને આપણે તેજના એક મોટા ગોળા જેવો જોઇએ છીએ. પરંતુ સૂર્યલોક છે, અને તેના અધિષ્ઠાતા ચતુર્ભુજ મૂર્તિવાળા શ્રીસૂર્યનારાયણ પોતાનાં પત્નિ રન્નાદે સાથે નિવાસ કરે છે. આ સંબંધી વિશેષ હકીકત અમે ઋષિવિદ્યાના બળથી એક બાઇને શ્રીસૂર્યનાયણનો કેવી રીતે સાક્ષાત્કાર કરાવ્યો તે વિષેનું વર્ણન આગળ ઉપર આવશે તે વાંચવાથી ખાત્રી થશે. સૂર્યમાંથી જે પ્રાણ આવે છે તે ઉષ્ણ છે. આ પ્રમાણે થોડું તેજ આપતો ચંદ્રનો બીજો ગોળો છે, તેમાંથી પણ પૃથ્વીને પ્રાણ મળી શકે છે. આ પ્રાણ શિતલ હોય છે. સૂર્ય તરફથી જે પ્રાણ પૃથ્વીને મળે છે તે દિવસે મળે છે અને રાત્રિએ ચંદ્ર તરફથી પૃથ્વીને પ્રાણ મળે છે. આ સૂર્યપ્રાણ તથા ચંદ્રપ્રાણનો મનુષ્યના પ્રાણ સાથે નિકટનો સંબંધ છે.

પૃથ્વીતત્ત્વ, જળતત્ત્વ, અગ્નિતત્ત્વ, વાયુતત્ત્વ અને આકાશતત્ત્વ એમ પાંચ તત્ત્વો મનુષ્યના શરીરમાં હોય છે અને તેમનો નિકટ સંબંધ પ્રાણ સાથે છે. એટલે આ ક્રિયા શરુ કરતી વખતે સૂર્યપ્રાણનું વહન હોય અને તેની સાથે જળતત્ત્વ કે અગ્નિતત્ત્વનું વહન થયું હોય તો આ ક્રિયાની અસર વેળાસર થાય છે. તત્ત્વના રંગો, તેની જાડાઈ તેની ગતિ વગેરે સંબંધી હકીકત સ્વરોદયના કિરણમાં આપવામાં આવેલી છે તે વાંચવાથી તે વિષેનું વિશેષ જ્ઞાન આ ક્રિયા કરનારને થશે.

કોઈને એમ શંકા થાય કે પ્રાણમાં શું બળ હોય

છે? તો તેના સમાધાન માટે કહેવાનું કે જે બળ છે તે બધું પ્રાણમાંજ છે. પ્રાણમાં મુખ્ય ગુણ બીજી વસ્તુને આકર્ષવાનો છે. એટલે જેના પ્રાણની જેવી પ્રબળતા તે પ્રમાણે તે માણસ બીજાઓ ઉપર પોતાની સત્તા બેસાડી શકે છે.

વિજળી-વિદ્યુત—સંબંધી હકીકત ઘણા જાણે છે. કૃત્રિમ વિજળી ઉત્પન્ન કરવામાં એક પ્રબળ અને બીજો નિર્બળ એવા બે તારના છેડાઓ હોય છે, તે પ્રમાણે આપણામાં પણ પ્રબળ અને નિર્બળ એમ બે પ્રાણ છે. પ્રબળ તે સૂર્યનો પ્રાણ સમજવો અને નિર્બળ તે ચંદ્રનો પ્રાણ સમજવો. આ પ્રમાણે પ્રબળ અને નિર્બળ પ્રાણ દરેક પ્રાણી પદાર્થમાં હોય છે. જેમ પ્રબળ પ્રાણ પ્રબળ પ્રાણને હઠાવી શકતો નથી તેમ નિર્બળની સાથે નિર્બળ કશું કરી શકતો નથી. માટે પ્રયોગ કરનારે સામા માણસનો પ્રાણ પ્રબળ હોય તો તેને નિર્બળ કરીને પછી તેના ઉપર પ્રયોગ કરવાથી પ્રયોગમાં વહેલી ફત્તેહ મળે છે. સામા માણસનો પ્રાણ થોડો ઘણો નિર્બળ કરવામાટે પ્રયોગ કરનારે પોતાની જમણી નસકોરીમાંથી પવન વહેતો હોય અને જેની ઉપર પ્રયોગ કરવામાં આવે તેની ડાબી નસકોરીમાંથી પવન વહેતો હોય ત્યારે પ્રયોગ શરુ કરવાથી પ્રયોગની સફળતા વેળાસર થાય છે.

વાચકસજ્જનોને પરમાણુઓ એટલે શું તે બરાબર સમજાયું હશે. આ વિદ્યાનો પ્રયોગ કરવાની ઇચ્છા રાખનારે પરમાણુઓ સંબંધી હકીકત બરોબર લક્ષ્યમાં રાખ્યા

પછી પ્રયોગ કરવો શરુ કરવો એમ મારી તેમને ખાસ ભલામણુ છે. કારણકે જો તેને પરમાણુઓનું જોઈએ તેવું જ્ઞાન ન હોય અને કોઈ સાધક ઉપર ક્રિયા કરવા જાય તો બીજાનાં પરમાણુઓ રોગવાળાં હોય તે પરમાણુઓ એને ચોંટી જાય અને સામાનું ભલું કરતાં પોતાના શરીરની પાયમાલી કરી નાખે. મને આ વિદ્યાનો જેમ જેમ વિશેષ અનુભવ થતો ગયો છે તેમ તેમ તેમાં શી મુશીબતો આવી છે તે મારા અનુભવની બહાર નથી. મને આ વિદ્યાનું રહસ્ય પૂરેપૂરું સમજાયેલું હોવાથી આવી પડેલી બધી મુશીબતોને દૂર કરી હતી પરંતુ કોઇ નવો સિદ્ધ આ પ્રયોગ કરતાં મુશીબતમાં આવી પડે અને સામા માણસને મુશીબતમાં નાખે તો પછી લોકો તેની મશ્કરી કરે અને તેવા અધૂરા સિદ્ધની ભૂલથી લોકોને આ વિદ્યાને તાંત્રિકવિદ્યા કહેવાનો લાગ મળે. માટે પરમાણુઓ સંબંધી બરોબર જ્ઞાન મેળવીને તથા ક્રિયા સંબંધી પૂરતી માહિતી મગજમાં ઠસાવ્યા પછીજ આ ક્રિયા કરવી. ક્રિયા કર્યા પછી પોતાના હાથ માટીથી ધોઇ નાખવાનું ભૂલવું નહીં. વળી કેટલાક રોગીઓનાં પરમાણુઓ એવાં ઝેરી હોય છે કે તેના શરીર ઉપર હાથ ફેરવવાથી સામા માણસને તેનો રોગ ચઢી જાય છે. આવા બે દાખલા મારા પ્રયોગમાં બન્યા છે. તેની થોડી હકીકત હું અત્રે દર્શાવું છું.

એક બાઇને દમનો રોગ હતો તેના ઉપર મારી ક્રિયા ચાલુ હતી. ક્રિયા કર્યા પછી દરદીને શરીરના જે ભાગમાં રોગ થયો હોય ત્યાં હાથ ફેરવવાથી તેના રોગમાં ન્યૂનપણું

થાય છે, પરંતુ પારકી સ્ત્રીના શરીર ઉપર હાથ ફેરવવો મને ઠીક લાગ્યો નહીં એટલે એક બીજી બાઇને તેના શરીર ઉપર હાથ ફેરવવાનું મેં જણાવ્યું તે પ્રમાણે આ બીજી બાઇએ તે દમવાળી બાઈના શરીર ઉપર હાથ ફેરવ્યો જેથી તે બાઇને દમનું દરદ હતું તે આ બાઇને ચોંટી ગયું, તે જ્યારે આ બાઈ ઉપર ત્રણ ચાર દિવસ ક્રિયા કરી ત્યારે તેનું દમનું દરદ મટી ગયું.

એક બાઇને હિસ્ટીરીઆનું દરદ હતું. તેના શરીર ઉપર બીજી બાઇ પાસે હાથ ફેરવાવ્યો એટલે તેનું હીસ્ટીરીઆનું દરદ આ બાઇને ચોંટી ગયું, તે જ્યારે તેના ઉપર દશ દિવસ ક્રિયા કરી ત્યારે તેનું ચોંટેલું હિસ્ટીરીઆનું દરદ મટી ગયું.

આ બન્ને દરદો એકને વીર વળગવાથી અને એકને જીન વળગવાથી થયાં હતાં જે વિષેની હકીકત આગળ ઉપર આવશે. પરંતુ ઝેરી પરમાણુઓ બીજાને કેવા ચોંટી જાય છે તે જોવાનું છે, અને બીજા ઉપર ક્રિયા કરતી વખતે પૂરેપૂરી સાવધાનતા રાખવી પડે છે એ પણ વિસ્મરણ કરવાનું નથી.



# કિરણ ૩ જું.

## ચમત્કાર અને સિદ્ધિ.

ઋષિવિદ્યાના યથાર્થ અનુભવથી સિદ્ધ પોતાના સાધકને અનેક પ્રકારના ચમત્કારો બતાવી શકે છે. અને સાધક-

દ્વારાએ કેટલીક સિદ્ધિ પણ મેળવી શકે છે. પ્રભુએ એક બુંદમાંથી સકલૈશ્વર્યસંપન્ન ઋષિમુનિઓને, સાધારણ મનુષ્યોને, પશુઓ વગેરેને બનાવ્યા, એક નાના બીજમાંથી અનેક તરેહનાં વૃક્ષાદિ બનાવ્યાં તથા સંકલ્પમાત્રથી અનેક બ્રહ્માંડો ઉત્પન્ન કર્યાં એ મહાસિદ્ધિની વાત આપણે કરવાની નથી, પરંતુ માણસ હોવા છતાં માણસનું મગજ કેવું કામ કરે છે અને આવી વિદ્યાથી અનેક પ્રકારના કેવા ચમત્કારો બતાવી શકે છે તથા સિદ્ધિ મેળવી શકે છે તે આપણે જોવાનું છે. જ્યારે માણસ આવી સિદ્ધિઓ બતાવી શકે છે ત્યારે પ્રભુના અવતારોએ અવતાર લઈને જે જે મહાન્ કાર્યો કર્યાં છે અને અનેક પ્રકારની સિદ્ધિઓ માણસોને બતાવી છે એવું પુરાણાદિક ગ્રંથોમાં લખ્યું છે તે ખોટું નથીજ. શ્રીકૃષ્ણે ટચલી આંગળી ઉપર ગોવર્ધન પર્વત તોળ્યો, કાળીનાગને નાથ્યો, વાંસળીના નાદમાં ગોપીઓને તલ્લિન કરી નાંખી, બાળક વયમાં પુતનાસ્તનનું પાન કરી તેના પ્રાણને ચુસી લીધા, સુદામાને પોતાની માયા બતાવી વગેરે સત્યજ છે. શ્રીરામચંદ્ર ભગવાને અહલ્યાની શલ્યા કરી, દશ માથાવાળા અને વીશ હાથવાળા રાવણને માર્યો એ પણ સત્યજ છે. જો કે આજકાલના સુધારકો રાવણને દશ માથાં હતાં અને વીશ હાથ હતા એમ માનતા નથી તો તેમને તેવી બાબતો મનાવવાની અમને જરુર પણ નથી. પરંતુ તેમને એટલું તો કહી શકાય છે કે વડોદરામાં કમીટી બાગમાં સંગ્રહસ્થાન ( અજબ મહેલ ) છે તેમાં એક જાનવરને ત્રણ માથાં અને છ પગ છે અને એક જાનવરને બે માથાં

અને ચાર પગ છે: જ્યારે આ યુગમાં પણ જાનવરોને ત્રણ માથાં અને છ પગ હોય તો પછી ભગવાન્ રામચંદ્રજીના વખતમાં રાવણને દશ માથાં અને વીશ હાથ હોય તેમાં શંકા આણવાનું કારણ નથી. ચમત્કારોના સંબંધમાં વિશેષપણે કહેવાનું કે જે મનુષ્યો સનાતનધર્મના રહસ્યને સમજતા નથી અને શાસ્ત્રો પુરાણો વગેરેને ગપોડાં સમજે છે તેઓ આવાં પવિત્ર શાસ્ત્રોમાં વર્ણવેલા ચમત્કારો અને સિદ્ધિને માનનાર નથી. તેમને આવી બાબતો મનાવવા માટે પાશ્ચાત્યદેશના લોકો તરફ તેમની વૃત્તિને ફેરવવી પડશે. અને પાશ્ચાત્યદેશના લોકો ગમે તેવું નજીવું કથન કહેશે તે સત્ય માનશે. તેઓ પાશ્ચાત્યદેશની નદીમાં આવા ચમત્કારો છે એમ કોઈ અમેરિકન કે યુરોપિયન કહેશે તો સત્ય માનશે અને તેમના પોતાનાજ દેશમાં ગંગા નદીના પાણીમાં આવો ચમત્કાર છે એમ કોઇ કહેશે તો તે નહીંજ માને. આ વિદ્યાને જાણનાર સાધારણ વસ્ત્રો પહેરેલો અને પગમાં જોડા પહેરેલો માણસ કોઈ ગૃહસ્થ દરદીને તેના બોલાવાથી ત્યાં જશે તો તેને ફીનો ફક્ત એક રૂપીઓજ આપશે અને તેનું દરદ મટયા પછી ભાગ્યેજ રૂ. ૨૦) આપશે અથવા પાછળથી નહીં પણ આપે. પરંતુ એક અમેરિકાનો રહેવાશી આ વિદ્યા જાણતો હશે તેને કોઈ ગૃહસ્થ દરદી પોતાના ઘેર બોલાવશે તો તેને માટે પ્રથમ નોકર સાથે બેસવામાટે બગી મોકલશે, તેને જોવા માટે દરદીના બારણામાં તેની સ્ત્રીઓ નોકરો વગેરે ઉભાં રહેશે અને બહુજ સભ્યતાપૂર્વક તેને ખુરશી બેસવા આપશે. પછી દરદીને તપાસ્યા પછી અને તેના ઉપર

ક્રિયા કર્યા પછી શું આપવું એમ દરદી તરફથી પૂછવામાં આવશે તો તુરતજ આ અમેરિકન ગૃહસ્થ રૂ. ૧૦૦ થી ૨૦૦ સુધીનું બીલ બનાવીને તેના હાથમાં મૂકશે જે રકમ તે ગૃહસ્થ લગાર પણ આનાકાની વગર ખીચી ખંખોળીને તેના હાથમાં મૂકશે, પછી દરદીને મટે કે ન મટે તે તેના પ્રારબ્ધાધિન. આ પ્રમાણે પારકું એટલું સારું અને પોતાનું એટલું ખોટું એવી માન્યતાવાળા જાડી બુદ્ધિના પુરુષો આર્યાવર્તમાં રહીને બીજાઓને તેવી અવળી મતિ આપી ખોટે રસ્તે દોરે છે ત્યાંસુધી પોતાનાં શાસ્ત્રો વગેરે તરફ તેવા માણસોની પૂજ્ય બુદ્ધિ થતી નથી અને તેમના હૃદયમાં અશ્રદ્ધાનું પૂરજોશથી વહન થતું હોવાથી દેખાતો કેટલોક લાભ મેળવ્યા સિવાય તેમને બીજી ઉંચી વસ્તુની પ્રાપ્તિ થતી નથી અને સંશયમાં ને સંશયમાં તેમની જીંદગી વ્યતીત થઈ જાય છે.

આ વિદ્યાથી થતા ચમત્કારોના સંબંધમાં પણ આ વિદ્યાને જાણનાર આપણો દેશી બંધુ જે ચમત્કાર બતાવે તે છીટનોન્સેન્સ જેવા થાય અને અમેરિકન ગૃહસ્થ બુટ સ્ટૉકીંગ પાટલુન પહેરીને તેવા ચમત્કાર બતાવે તો તેને પ્રભુ જેવો માને. હાલમાં થોડા માસ ઉપર એક ફકીર અમદાવાદમાં આવ્યો હતો. તેણે સેંકડોમણ કાઠી એક ખાડામાં ભરીને તેમાં અગ્નિ સળગાવીને તેના ધગધગતા કોયલા કર્યા. તેનો એટલો બધો તાપ આવતો હતો કે તેનાથી ચાર હાથ દૂર બેઠા હોઈએ તો પણ આપને અગ્નિની ઝાળ લાગે. પરંતુ આ ફકીર તે અગ્નિ પાસે ગયો અને મંત્ર ભણીને પછી

ત્યાં જોવા આવેલા પ્રેક્ષકોને કહ્યું કે તમે હવે બધા આ અગ્નિમાં કુદકો મારીને તેના ઉપર ચાલો. તેના કહેવાને પ્રથમ તો પ્રેક્ષકોએ માન્ય કર્યું નહીં, પરંતુ તેની સાથે બે ત્રણ માણસોએ તે અગ્નિ ઉપર ચાલવા માંડયું એટલે પ્રેક્ષકોએ પણ કુદકા મારીને તે અગ્નિ ઉપર ચાલવા માંડયું. અગ્નિએ મંત્ર બળથી અને ક્રિયાના જોરથી પોતાનું દાહકપણું છોડી દીધું અને શિથિલ થઈ ગયો. પરંતુ આ બીચારો ફકીર ગમે તેવો પણ આખરે દેશી રહ્યો એટલે બીજા ગૃહસ્થો તરફથી તેને કંઈ લાભ થયો નહીં એટલુંજ નહીં પરંતુ કેટલાક અજ્ઞાની મનુષ્યોની ટીકાનો ભોગ થઇ પડયો તે વધારામાં. કોઈ કહેવા લાગ્યા કે તેણે અગ્નિમાં કંઈ દવા નાખી એટલે અગ્નિ શિથિલ થઈ ગયો, કોઈ કહેવા લાગ્યા કે એ બધું ધતીંગજ છે. આ પ્રમાણે જેના મગજમાં જેવી બુદ્ધિ હતી તે પ્રમાણે કહેવા લાગ્યા. હવે મારે પ્રશ્ન એજ કરવાનો કે આ ફકીરને બદલે કોઈ અમેરિકન કે યુરોપિયન લેડી હોત અને તેણે અગાઉથી જાહેર ખબર કાઢીને તેમાં એમ લખ્યું હોત કે "**એક મોટો ચમત્કાર! જલદીથી આવો!! અમેરિકાની એક કુટડી દેવતા ઉપર ચાલી બતાવશે!!!** તો પછી શું પૂછવું? બાયડીઓ, છોકરાઓ અને ભાયડાઓ તે બાઇને જોવામાટે અને તેનો પ્રયોગ જોવા માટે જાત. પછી તે પ્રયોગ પૂર્ણ થતાં અમેરિકન કુટડીના ગળામાં પુષ્પોના સેંકડો હાર પડત, તેની ઘણીજ પ્રસંશા થાત, ન્યુસપેપરોમાં તેનાં ઘણાં વખાણ થાત, અમદાવાદના ગૃહસ્થોતરફથી તેને ઘણું સારું માન

મળત અને ધર્મકાર્યમાં તો સંકોચ પામનારા પરંતુ આવી બાબતોમાં પાછું નહીં જોનારા ગૃહસ્થો આ કુટડીને સેંકડો રૂપીઆ આપત.

આ બધું લખીને તાત્પર્ય એજ લાવવાનું છે કે આ વિદ્યાના જે જે ચમત્કારો છે તે બધા ચમત્કારો જનસમુહમાં દેખાડવાથી ફળસિદ્ધિને હાની પહોંચે છે અને તેની મહત્તામાં પણ ઘટાડો થાય છે. માટે પ્રયોગ કરનારે આ પ્રયોગ વખતે કોઇને પણ હાજર ન રાખતાં પોતાના ઘરના એકાંત ભાગમાં પ્રયોગ કરવો અને તેમાંથી તેને જે જે ચમત્કારોના અનુભવ થાય તે પોતાના મનમાંજ સમજવું. જો તે આ પ્રમાણે વર્તશે તો આ વિદ્યાના પ્રયત્નની પરિપકવાવસ્થા થતાં તેને કેટલીક અલૌકિક સિદ્ધિઓની પ્રાપ્તિ થશે. આ વિદ્યાના બળથી તેને જે જે ચમત્કારો જોવામાં આવશે તે તે ચમત્કારોનું વર્ણન સાધક જે જે ભૂમિકામાં આવશે તે ભૂમિકાના પ્રકરણમાં કરવામાં આવશે. પરંતુ આ સ્થળે પુનઃ પુનઃ ભાર દઇને કહેવાનું કે **સિદ્ધે પોતાના સાધક ઉપર ક્રિયા કરવાની વખતે કોઇને પણ પોતાની પાસે રાખવો નહીં, અને સાધકને સંસારનું સંપૂર્ણપણે અજ્ઞાન થયા પછી તેના સૂક્ષ્મ શરીરદ્વારાએ જે જે ચમત્કારો અનુભવવામાં આવે તે લક્ષ્ય દઇને અનુભવવા અને અનુભવેલા તે ચમત્કારોને પોતાના હૃદયની પેટીમાં ભરી મૂકવા. ૐ**

# કિરણ ૪ થું.

## સિદ્ધ સાધક.

ઋષિવિદ્યાના પ્રયોગની જેને પૂરેપૂરી માહિતી હોય તેને સિદ્ધ કહેવામાં આવે છે, અને જેના ઉપર આ પ્રયોગ કરવામાં આવે છે તેને સાધક કહેવામાં આવે છે. આ પ્રયોગની જેને પૂરેપૂરી માહિતી ન હોય પરંતુ આ પ્રયોગનો થોડો ભાગ જાણતો હોય તેને વિધાયક, પ્રયોક્તા કે તંદ્રારોપક કહેવામાં આવે છે. આવા વિધાયકો, પ્રયોક્તાઓ કે તંદ્રારોપકો જેમના ઉપર પ્રયોગ કરે છે તેમને વિધેય, પ્રયોજ્ય કે તંદ્રાભાજન કહેવામાં આવે છે.

જેમ જુદાં જુદાં આયુધો બાંધીને દરેક માણસ પોતાને શૂરો કહેવરાવે છે, પરંતુ પારકી માના ભવ્ય દેખાવના જ્યારે સામા મળે ત્યારે કોના મોં ઉપર નૂર છે એ તુરતજ જણાઇ આવે છે. તેમ આવા પ્રયોગ શીખનારા તો જગતમાં ઘણા છે પરંતુ જે વખતે સાધકને વિશ્વદૃષ્ટિમાં અને પ્રત્યગ્દૃષ્ટિમાં લાવ્યા પછી સાધકનો જીવ બ્રહ્મરંધ્રમાં ચાલ્યો જાય તેવખતે તેને જાગ્રત્ કેમ કરવો એ કામ કુશળ સિદ્ધોનું છે. વળી આ પ્રયોગથી બીજા સાધારણ ચમત્કારો તો આ પ્રયોગ કરનાર બીજાને બતાવી શકે, પરંતુ શ્મશાનમાંનો હનુમાન, જીન, વીર વગેરે ભયંકર રાક્ષસી પિશાચો સામે જ્યારે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે જે ખરા સિદ્ધ હોય છે તેજ તેવા રાક્ષસી પિશાચોસામા ટકી શકે છે, બાકી બીજા લે ભાગુતો મુઠીઓ વાળીનેજ નાસી જાય

છે. આના માટે એક એવું દૃષ્ટાંત છે કે એક પારસી ઋષિ-વિદ્યા તો નહીં પરંતુ મેસમેરીઝમ વિદ્યા મુંબઇમાં આ વિદ્યા સંબંધી કલાસ ઉઘાડેલો છે તેમાં શીખ્યો હતો. પોતે આ વિદ્યા શીખેલો તેથી આ વિદ્યાની બડાઈ તે જ્યાં ત્યાં માર્યા કરતો હતો. દૈવયોગે અમે બન્ને ગાડીમાં ભેગા થયા. ત્યાં આ વિદ્યાવિષેની ચર્ચા ચાલી. પછી ભૂતવિષેની ચર્ચા ચાલી એટલે આ પારસીભાઈના તો ટાંટીઆ ધ્રુજવા લાગ્યા અને તેઓ બે હાથ જોડીને કહેવા લાગ્યા કે ભાઈ સાહેબ! તમે મારા મોં આગળ ભુતની વાત કરશોજ નહીં. કારણ કે ભૂતને કાઢવા જતાં અમારા બાર વાગી જાય છે અને ભોગજોગે ભૂત છટક્યું તો અમારું તો મોતજ સમજવું. મેં કહ્યું કે એમ કેમ? આ વિદ્યા જાણનારાએ ભૂતોને તો ધમધમાવી નાંખવાં જોઇયે. ત્યારે મારા પ્રશ્નના ઉત્તરમાં આ પારસી ગૃહસ્થે જવાબ આપ્યો કે અમે તે કેટલું કરી શકીએ? જેને ભૂત વળગ્યું હોય તેને વિશ્વદૃષ્ટિમાં લાવ્યા સિવાય ભુત કેવી રીતે નાસી જાય? હમણાં એક જણને શ્મશાનમાંનો હનુમાન વળગ્યો હતો તે ઝાડ ઉપર ચઢી ગયો અને તે ડાળેથી પેલે ડાળે કુદવા લાગ્યો. આવા જબરા ભૂતને તે હું કેવી રીતે કાઢી શકું? મરેરે એ ભૂત અને આ પ્રયોગ બન્ને. તે ભૂતને હું કાઢવા જાઉં અને મને એક અવળા હાથની લગાવી દે તો મારા તો બારજ વાગી જાય. માટે અમારા મેસમેરીઝમપ્રયોગથી અમે બીજા અખતરા કરીએ ખરા પરંતુ આવા સેતાનોને તો અમે વશ ન કરી શકીએ.

આ દૃષ્ટાંત ઉપરથી એમ સમજવાનું છે કે ઋષિવિદ્યાના પ્રયોગની ખરેખરી ખુબી તો રાક્ષસી પીશાચોને બાળી નાખવામાં, રાક્ષસી પીશાચો બળી ગયા પછી પાછા ફરીથી એવા હજારો ઉત્પન્ન થાય છે તેમને ફરીથી બાળી મૂકવામાં અને તેઓ ઘણા માયાવી હોવાથી તેમની માયાને પણ બાળી મૂકવામાંજ છે. વળી દેવતાઓનું આવાહન કરી દેવતાઓને બોલાવવામાં અને તેમની સાથે વાતચિત કરવામાં પણ આ વિદ્યાની ખરી ખુબી છે. બે ત્રણ પ્રસંગમાં વીર જીન વગેરે રાક્ષસી પિશાચોસાથે મારા સાધકને મેં યુદ્ધ કરાવ્યું તે વખતે તે રાક્ષસી પીશાચોએ પોતાની માયાને એવી તો પ્રસારી હતી કે ફકત મેસમેરીઝમવિદ્યા જાણનાર મારે બદલે હોત તો તે ક્યારનોએ રામશરણ થઈ ગયો હોત, પરંતુ ઋષિવિદ્યાનો પૂર્ણ અનુભવ હોવાથી આવા રાક્ષસી પિશાચોને એક ભડકામાં બાળી મૂકવામાં આવતા હતા. આવા રાક્ષસી પિશાચોને બાળી નાખ્યા છતાં એકમાંથી અનેક થતા હતા, તેમને પણ બાળી મૂકવામાં આવતા હતા, પરંતુ જે મુદાના હતા તે નહોતા બળતા. તેમને મેં કેવી રીતે વશ કરીને મારા પગ તળે આળોટાવ્યા તથા આખરે તે મુદાના રાક્ષસોને પણ તેમની માયા સાથે બાળી નાખીને તેમને નરકમાં કીડારૂપે મોકલ્યા અને દેવતાઓની સહાય લઇને દૈવી સુદર્શન ચક્ર તેમની આસપાસ મૂકી દીધું તે સંબંધી વિસ્તાર પૂર્વક હકીકત હવે પછીના પ્રકરણોમાં આવશે. કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે આ વિદ્યાની નાનામાં નાની ક્રિયાથી આત્મસાક્ષાત્કાર પર્યંતની ક્રિયાનો જેને અનુભવ હોય તેને

સિદ્ધ કહેવામાં આવે છે અને સિદ્ધના શુદ્ધ સંકલ્પથી એક ક્ષણ માત્રમાં જે વિશ્વદષ્ટિમાં આવે છે તેને સાધક કહેવામાં આવે છે. ઉપર જણાવેલા સિદ્ધસાધક એ બન્નેની યોગ્યતાજેટલી યોગ્યતા બીજાઓમાં ન હોય પરંતુ જેઓ ઘણા પ્રયત્ને કોઇને વિશ્વદષ્ટિમાં લઇ જતા હોય અને ત્યાં લઇ ગયા પછી સાધકને સ્વર્ગાદિ ભૂવનોનું જે જ્ઞાન ન કરાવી શકે તેવાઓને વિધાયક-વિધેય કહેવામાં આવે છે. હવે સિદ્ધસાધકમાં, વિધાયક-વિધેય વગેરેમાં શો ભેદ છે તે વાચક સજ્જનોથી સમજાયું હશે, તથા ઋષિવિદ્યા અને તાંત્રિક મેસમેરીઝમમાં પણ કેટલો તફાવત છે તે પણ સમજાયું હશે. આટલી સમજણ પાડયા પછી સિદ્ધનાં શાં લક્ષણો છે તે હવે પછીના પ્રકરણમાં પ્રકટ કરવામાં આવ્યાં છે તે વાંચવાથી સિદ્ધ કેવા હોવા જોઇએ તેનું સુસ્પષ્ટ ભાન થશે. ૐ



# કિરણ ૫ મું.



## સિદ્ધનાં લક્ષણો.

ઋષિવિદ્યાને યથાર્થ જાણનાર સિદ્ધમાં કેવા પ્રકારનાં લક્ષણો હોવાં જોઇએ તે જાણવું જોઇએ. જેમ બહારથી સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરેલાં હોય પરંતુ વ્યભિચાર કરવામાં આગળ પડતો ભાગ લેનારી સ્ત્રી સતી કહેવાતી નથી, તેમ

ઉપરથી ગમે તેટલો ભભકો મારે પરંતુ જેમનાં હૃદય શુન્ય હોય, જેઓ વ્યસનના પૂરા હોય, જેઓનાં હૃદય ડરકણુ હોય, જેઓ દિવસમાં અનેકવાર અસત્ય વદતા હોય, જેઓ પોતાના સાધકને કાબુમાં રાખી શકતા નહોય અને જેઓ પ્રમાદિ હોય, તેઓ આ ક્રિયાના સિદ્ધ હોઈ શકતા નથી. પરંતુ જેમનામાં સમભાવ હોય, જેઓનાં હૃદય શ્રદ્ધાથી ભરપૂર હોય, જેઓનાં અંતઃકરણ પવિત્ર અને નિડર હોય, જેઓને સત્ય બોલવાનો સ્વભાવ હોય, જેઓના ચિત્તની સ્થિરતા સારી હોય, જેઓ બ્રહ્મચર્યનું પાલન કરવાવાળા હોય અને જેઓએ ત્રાટક બરોબર સિદ્ધ કરી હોય તેઓ આ ક્રિયાના સિદ્ધ થઇ શકે છે. જેમનામાં ઉપર જણાવેલા ગુણોમાં ન્યૂનપણું હોય તેટલે અંશે તે સિદ્ધો ન્યૂન પ્રભાવવાળા સમજવા. બીજા બધા ગુણોમાં બ્રહ્મચર્યનું પરિપાલન અને ત્રાટક એ બે તો બરોબર સિદ્ધ કરવાંજ જોઇએ. બ્રહ્મચર્યના અભાવે કોઈપણ સિદ્ધને આ વિદ્યાની પૂરેપૂરી ખૂબીઓ માલમ પડતી નથી, એ સિદ્ધ થનારે ખાસ લક્ષ્યમાં રાખવું જોઇએ. જેમ નાક વિના મનુષ્ય શોભતો નથી તેમ વીર્યરક્ષણ વિના સિદ્ધ આગળ વધી શકતો નથી. હવે સિદ્ધમાં જે ગુણો ઉપર જણાવ્યા તેનું કંઈક વિસ્તારપૂર્વક વર્ણન કરવાથી આ વિદ્યા શીખનારને તે તે ગુણોનું પાલન કરવાનું વધારે મન થાય એવા હેતુથી તે તે ગુણોનું કંઇક વિસ્તારપૂર્વક વર્ણન કરું છું.

## ૧ ત્રાટક.

ત્રાટકના બે પ્રકાર છે. અંતર્ ત્રાટક અને બહિર ત્રાટક.

વૃત્તિને હૃદયાકાશમાં લઇ જઇને ત્યાં પ્રભુના સ્વરૂપમાં સ્થિરમને જોયા કરવું તેને અંતર્ ત્રાટક કહે છે. અને બે આંખોથી જોઈ શકાય એવા કોઈ પ્રાણીપદાર્થ તરફ આંખો મિંચાવા ન દેતાં સ્થિર દૃષ્ટિથી જોઈ રહેવું તેને બહિર ત્રાટક કહેવામાં આવે છે. ત્રાટક સિદ્ધ કરવામાટે જેને જે ફાવે તે પદાર્થ લેવો. મારા અનુભવ પ્રમાણે હવે પછી કહેવાશે તે ત્રણ વસ્તુઓને ત્રાટક સિદ્ધ કરવામાં લીધી હોય તો આંખને ઈજા થવાનો સંભવ નથી. આ ત્રણ વસ્તુઓમાંથી પ્રથમ વસ્તુમાં લીલારંગનો કાગળ લઈ તેના ઉપર કાળી શાહીનું એક પાઇથી ઢબ્બુ સુધીના વ્યાસનું ગોળ કુંડાળુ કરી તે કુંડાળાના અંદરનો ભાગ કાળો કરવો, પછી આ કાગળને એક પાટીયા ઉપર પાતળા ગુંદરથી ચોંટાડી ત્રાટક કરતી વખતે દોઢ હાથને છેટે મૂકવો અને તે ગોળ કુંડાળાની મધ્યમાં પોતાની વૃત્તિ સ્થાપવી. આ વખતે બન્ને આંખોને સ્થિર રાખવી. પ્રથમ દિવસે આંખો મટમટવા લાગશે અને આંખોમાંથી પાણી નીકળશે. પરંતુ જેમ જેમ આ પ્રમાણે અભ્યાસ થતો જશે, તેમ તેમ આંખોમાંથી પાણી નીકળવું બંધ થતું જશે અને આંખો વધારે સ્થિર થતી જશે. આ પ્રમાણે આંખોની અડધા કલાકસુધી સ્થિરતા થયા પછી તે કુંડાળામાં તમને બાગ, બગીચા, ઘર, તળાવ, સમુદ્ર વગેરે જાતના દેખાવો દેખાશે અને અભ્યાસને વિશેષ વધારવાથી દેવતાનાં દર્શન પણ થવા લાગશે. ત્રાટકની આ પહેલી રીત થઇ. બીજી રીતમાં કેટલાક લોકો એક સ્વચ્છ થાળીને પાણીથી ભરી દે છે, અને તે થાળીના મધ્યમાં એક

રૂપીઓ નાખે છે. ત્યાર પછી તે રૂપીઆના મધ્યભાગમાં જોઇ રહે છે અને પૂર્વોક્ત ચમત્કારો અનુભવે છે. ત્રીજી રીત આકાશસામે દૃષ્ટિ સ્થિર કરીને બેસવાની છે. સવારે અથવા સાંજની વખતે ઘરના સૌથી ઉપરના મેડામાં અથવા અગાસીમાં પવિત્ર થઈ આસન નાખીને બેસવું. ત્યાર પછી એ ભસ્ત્રાપ્રાણાયામ કરી પોતાની દૃષ્ટિ આકાશ તરફ નાખી આકાશના એક ભાગમાં વૃત્તિને સ્થાપી આંખોને ત્યાં સ્થિર કરવી. આ પ્રમાણે આંખોને તે સ્થળમાં સ્થિર કરવાથી આકાશમાં ઉડતા ઝીણા ઝીણા તત્ત્વો તમારી દૃષ્ટિએ પડશે. પ્રથમ આ રજકણો તમને સાધારણ શ્વેત લાગશે, પરંતુ જેમ જેમ તમારી દૃષ્ઠિ સ્થિર થતી જશે તેમ તેમ તે તત્ત્વો તમને ઘણાંજ તેજસ્વિ માલમ પડશે અને તેમાંથી કેટલાક અલૌકિક પદાર્થો તમારી દૃષ્ટિએ પડશે, તથા ભવિષ્યની કેટલીક હકીકત પણ તમારા જાણવામાં આવશે. આ બધાં સાધનો દૃષ્ટિ સ્થિર કરવા માટે છે. તે સિવાય સંકલ્પ સિદ્ધ થવામાટે કેટલીક કલ્પનાની પણ અગત્ય છે. જ્યારે ત્રાટક સિદ્ધ થાય ત્યાર પછી મનમાં ગમે તે પ્રકારની સૃષ્ટિ રચાવી, ને તેમાં વૃત્તિની એકાગ્રતા કરી દેવી. પછી તે કલ્પેલી સૃષ્ટિને નજર આગળ કે હૃદયાકાશમાં સન્મુખ લાંબા સમયસુધી સ્થિર રાખતાં શીખવું. આ પ્રમાણે તે સૃષ્ટિમાં ઘણીજ એકાગ્રતા કરવાથી તે સૃષ્ટિને અથવા આપણા મનના કેળવાચેલા બીજા વિચારોને પ્રબળ સંકલ્પથી સામા મનુષ્યના મનમાં ઉતારી શકાય છે. એટલે આપણા મનમાં જે સૃષ્ટિ કે વિચાર બાંધ્યા હોય તે સૃષ્ટિ કે વિચારો અમુક મનુષ્યના

મનમાં જાઓ એમ કહેતાં વાર તે વિચારો સામા મનુષ્યના મનમાં જાય છે.

ત્રાટક સિદ્ધ થવાથી વેધક દૃષ્ટિ સારી રીતે પ્રાપ્ત થાય છે. આવી વેધક દૃષ્ટિનો સામા મનુષ્ય ઉપર પાત થતાં તે વેધક દૃષ્ટિ સામા માણસને એકદમ વિંધી નાખે છે, જેથી સામો મનુષ્ય તુરતજ આવા વેધક દૃષ્ટિવાળા મનુષ્યની ભવ્ય દૃષ્ટિ આગળ નરમ થઈ જાય છે. આ પ્રમાણે ત્રાટકની મુખ્ય ત્રણ રીતો તમને બતાવી. તે સિવાય પણ બીજી ઘણી રીતો છે. ત્રાટકથી મનુષ્યોમાં કેટલી બધી આકર્ષણ શક્તિ આવે આવે છે તે નીચેના ત્રણ દાખલા ઉપરથી સમજાશે.

**દાખલો ૧ લો:**—માળવા તરફ એક યોગી રહેતા હતા, તેઓ ત્રાટકના સારા અભ્યાસી હતા. તેમની ત્રાટકની સિદ્ધિ વખાણવા યોગ્ય હતી. આ યોગીએ એક માણસને પોતાનાથી વીશ હાથ દૂર બેસવા સૂચવ્યું, અને ત્યાર પછી પોતાના જમણા હાથનાં પાંચે આંગળાંને ભેગાં કરી જેમ કોઈ વસ્તુને ખેંચતા હોય તેમ તે ભેગાં કરેલાં પાંચે આંગળાંનો અગ્રભાગ દૂર બેઠેલા પેલા માણસની ત્રિકુટી સામે રાખીને તે માણસને સંકલ્પદ્વારા ખેંચવાથી પેલો માણસ કારંગડાની પેઠે ધબ દઈને આ યોગીના ચરણમાં પડયો.

**દાખલો ૨ જો:**—આ દાખલો શ્રીયુત અમિધરપ્રસાદનામના એક ભક્તે મને કહ્યો હતો, તે ઉપરથી આ સ્થળે પ્રકટ કરવામાં આવ્યો છે.

સંવત્ ૧૯૬૨ માં જ્યારે ભક્ત અમિધરપ્રસાદ અમદાવાદમાં ભજનકીર્તન કરતા હતા તે વખતે હું ત્યાં ગયો

હતો. ભજન પૂરું થયા પછી હું તેમને એકાંતમાં મળવા ગયો, અને ભક્તિયોગ સંબંધી વાત કરતાં તેમણે આકર્ષણશક્તિની વાત કહાડી. તેમાં તેમણે મને એક એવો દાખલો આપ્યો કે વરસોડામાં પોતાના ગામમાં એક વિચિત્ર ચેષ્ટાવાળો માણસ તેમના જોવામાં આવ્યો. આ માણસ રસ્તામાં ટુકડા પડયા હોય તોપણ તે ભક્ષણ કરતો હતો. વસ્ત્રમાં ફક્ત એક લંગોટીજ ધારણ કરી હતી. પાસે બીજું કંઈજ નહોતું. આ માણસની આવી ચેષ્ટા ઉપરથી અમિધરપ્રસાદને તે ક્યાં જાય છે અને શું કરે છે તે જોવાનું મન થયું. આ પુરુષ વરસોડા ગામમાંથી નીકળી નદી કિનારે એક શિવાલય છે ત્યાં ગયો અને ત્યાં પાર્વતીની મૂર્તિ સામે દૃષ્ટિ રાખીને બેઠો. થોડો વખત થયો નહીં એટલામાં પાર્વતીની મૂર્તિ ત્યાંથી ઉખડીને તેની તરફ આવવા તૈયાર થતી હોય તેમ શ્રીયુત અમિધરપ્રસાદને જણાયું. પરંતુ પેલા માણસે બીજા માણસનો સંચાર થયેલો જોયો એટલે દૃષ્ટિને પાછી ખેંચી લીધી અને શ્રીયુત અમિધરપ્રસાદ જે છાના રહીને આ ક્રિયા જોતા હતા તે પછીથી તેમની પાસે ગયા. તાત્પર્ય એટલુંજ કે ત્રાટક સિદ્ધ કરવાથી માણસો અલૌકિક કાર્ય કરી શકે છે. માટે આ વિદ્યામાં ત્રાટક સિદ્ધ કરવાની પ્રથમ જરૂર છે. ત્રાટક સિદ્ધ થાય છે એટલે સિદ્ધ પોતાના સાધકને દૃષ્ટિપાતથીજ ઉંઘાડી દેછે.

**દાખલો ૩ જો:**—ત્રીજો દાખલો સ્વામીનારયણ પંથના પ્રવર્તક શ્રીસહજાનંદ સ્વામીનો છે. સાંભળવા પ્રમાણે સહજાનંદસ્વામી ગઢડામાં દાદાખાચરના ત્યાં નોકર હતા.

તેઓ જન્મના સારા સંસ્કારી હતા. બન્યું એવું કે ગઢડામાં એક મોચીના ત્યાં પોતાના જોડાને થીગડું મરાવવા એક સંન્યાસી ગયા હતા, તેમની પાસે યોગવિદ્યા શીખવાનો એક ગુટકો આ સંન્યાસી મોચીના ત્યાં ભૂલથી મૂકીને ચાલ્યા ગયા. ત્યાર પછી કેટલાક માસ પછી સહજાનંદસ્વામી આ મોચીને ત્યાં ગયા અને આ ગુટકો તેમના જોવામાં આવ્યો. ગુટકાને જોઈ તેમણે તેમાંથી થોડાંક પાનાં વાંચ્યાં એટલે તેમાં ઘણી ચમત્કારિક વિદ્યા સમાયેલી છે એમ તેમના અંતઃકરણમાં ખાત્રી થઈ, જેથી તેમણે મોચી પાસેથી આ ગુટકાની માગણી કરી. મોચીને તો આવા ગુટકાની અગત્ય પણ નહોતી એટલે તેણે પ્રસન્નતાથી આ ગુટકો સહજાનંદસ્વામીને આપ્યો. પછી સહજાનંદસ્વામી પોતાના મકાન ઉપર ગયા અને તે ગુટકામાં ત્રાટક સિદ્ધ કરવા માટે જે યુક્તિઓ બતાવી હતી તે યુક્તિઓ પ્રમાણે તેમણે ત્રાટક સિદ્ધ કરી. ત્રાટક સિદ્ધ થઈ એટલે તેમને અનેક પ્રકારના ચમત્કારો અનુભવવા માંડયા. ત્રાટક સિદ્ધ કર્યા પછી તેમણે યોગનાં જે બીજાં અંગો હતાં તેપણ સિદ્ધ કર્યાં. આવી રીતે તેમણે આખો યોગ સિદ્ધ કર્યો. ત્યાર પછી દાદાખાચર તેમના શિષ્ય થયા. આ બધું થયા પછી તેમની ઈચ્છા એક નવો પંથ પ્રવર્તાવવાની થઇ, એટલે તેઓએ ગુજરાતમાં વિચરવું શરૂ કર્યું. યોગના પ્રભાવથી તેમનું શરીર બહુ તેજસ્વી અને પૂજ્ય લાગતું હતું. તેઓ ફરતા ફરતા અમદાવાદમાં આવ્યા. ત્યાં તેમને એક પ્રતિષ્ઠિત ગૃહસ્થનો મેળાપ થયો. આ ગૃહસ્થે તેમનું દિવ્ય સ્વરૂપ જોઈ તેમને પ્રણામ કર્યાં અને અહીં

પધારવાનો મુખ્ય શો હેતુ છે તે જાણવાની જિજ્ઞાસા બતાવી. ઉત્તરમાં અમારે એક નવો પંથ સ્થાપવો છે એમ સહજાનંદસ્વામીએ કહ્યું. એટલે આ ગૃહસ્થે કૌતુકની ખાતર કહ્યું કે તમે અમને એવો કંઈ ચમત્કાર બતાવો તો અમે તમારા કાર્યમાં મદદ કરીએ. ચમત્કાર બતાવવો એ કંઈ સહજાનંદસ્વામીજેવા યોગીને મુશ્કેલ નહોતું. તેમણે તેજ વખતે આકાશ સામી દૃષ્ટિ કરી અને તે ગૃહસ્થને કહ્યું કે ભાઈ! આકાશમાં પેલું પંખી ઉડે છે તે જુવો. હું તેના સામે દૃષ્ટિ કરીશ એટલે તે પંખી ધબ દઈને નીચે પડશે. આ પ્રમાણે કહીને સહજાનંદસ્વામીએ આકાશમાં એક પખી ઉડતું હતું તે તરફ દૃષ્ટિ કરી એટલે તે પંખી ધબ દઇને સહજાનંદસ્વામીના પગ આગળ પડયું. પછી ત્રાટકથી આ પંખીને મૂર્છા આવી ગઈ હતી તે મૂર્છાને નિવૃત્ત કરીને તે પંખીને ચેતનાવસ્થામાં લાવ્યા એટલે તે પંખી એની મેળે આકાશમાં ઉડી ગયું.

શ્રીસહજાનંદસ્વામી ત્રાટકના બળથી બીજી એક એવી શક્તિ ધરાવતા હતા કે તેમની પાસે જે લોકો દેવ વગેરેનાં દર્શન કરવામાટે આવતા તેમના સામે તેઓ પ્રથમ દૃષ્ટિ કરતા અને પછી તે માણસોની આંખો મીંચાવી તેમને માથે હાથ મુકી તેઓની ઇચ્છાપ્રમાણે દેવનાં દર્શન કરાવતા.

રામાયણમાં પણ જો તમને શ્રદ્ધા હોય તો એવો એક પ્રસિદ્ધ દાખલો છે. ભગવાન્ રામચંદ્રે વાલીપુત્ર અંગદને રાવણની સભામાં વિષ્ટિ કરવા મોકલ્યો છે, ત્યાં અંગદે રાવણ સાથે એવી સરત કરી છે કે હું મારો જમણો પગ

આ જગ્યાએ સ્થિર રાખીને ઉભો રહું છું, તમારા યોદ્ધાઓ પૈકી ગમે તે યોદ્ધો મારા પગને ખસેડી શકે તો શ્રીરામચંદ્રજી શ્રીસીતાજીને તમને સોંપીને ચાલ્યા જશે. આવું સાંભળતાં રાવણે પોતાના અતુલ પરાક્રમવાળા યોદ્ધાઓને અંગદનો પગ ત્યાંથી ખસેડવા આજ્ઞા કરી, એટલે એક પછી એક યોધ્ધો અંગદ પાસે આવવા લાગ્યો. અંગદ ત્રાટકની સારી વિદ્યા જાણતા હતા એટલે જેવો એકેક યોધ્ધો તેમની પાસે આવતો હતો તેવાજ અંગદ તે યોદ્ધાની આંખો સામે દૃષ્ટિ કરતા હતા અને દૃષ્ટિ કરતાંની સાથેજ તે તે યોધ્ધો લગભગ મૂર્છાખાઇ જઈ બળહિન થઇ જતો હતો જેથી તે યોધ્ધો અંગદના પગને લગારપણ આઘોપાછો કરી શકતો નહીં.

ત્રાટક સંબંધી બીજા સેંકડો દાખલા છે પરંતુ તે બધા દાખલા આપવાની અગત્ય નથી. વાચક સજ્જનોએ એટલુંજ જોવાનું છે કે જેણે ત્રાટક સિદ્ધ કરીછે તે કેવાં ચમત્કારિક કામો કરી શકે છે, તે ઉપરનાં દૃષ્ટાંતોથી સમજાય છે. માટેજ ઋષિવિદ્યા શીખવાની ઇચ્છા કરનારે ત્રાટક અવશ્ય સિદ્ધ કરવીજ જોઇએ.

## સમભાવ.

જ્યાંસુધી સિદ્ધમાં અન્ય મનુષ્યોપ્રતિ વિપરીતબુદ્ધિ હશે ત્યાંસુધી તેની ચિત્તવૃત્તિ વિક્ષેપવાળી રહેશે. અને વિક્ષેપવાળી વૃત્તિ રાખવાથી સિદ્ધ આ વિદ્યાના સંબંધમાં અનેક પ્રકારનાં ગોથાં ખાયા કરશે. માટે આ વિદ્યા શીખવાની ઇચ્છા ધરાવનારે સર્વત્ર નિર્વૈર બુદ્ધિ રાખી સર્વમાં સમભાવ

રાખવો જોઈએ. ગરીબ અને તવંગર બન્નેને સરખા ગણી પ્રયોગનો સરખો લાભ તેમને આપવો જોઇએ.

### શ્રદ્ધા.

કોઈ પણ વિષયને બરોબર જાણી તે વિષય મારાથી થશે એવો દૃઢ વિશ્વાસ રાખવો તેને શ્રદ્ધા કહે છે. ઋષિવિદ્યાના સંબંધમાં પણ સિધ્ધે આ વિદ્યાના બધા રહસ્યનું જ્ઞાન અનુભવવું જોઇએ. કારણ કે રહસ્ય સમજ્યા વિના આ પ્રયોગ કરવા જાય છે તો વચમાંથીજ તેને કાંતો આ પ્રયોગ બંધ કરવાની જરૂર પડે છે અથવા તો પોતે ભયમાં આવી પડે છે અને બીજા માણસોને નાહક ભયમાં નાખે છે. માટે આ પ્રયોગનું પૂરેપૂરું જ્ઞાન મેળવી આ પ્રયોગ હવે મારાથી બરોબર થશે એવી સુદૃઢ શ્રદ્ધા સિધ્ધે રાખવી જોઈએ. જ્યારે મનોબળમાટેની અને આ પ્રયોગના માહાત્મ્યની શ્રદ્ધા સિદ્ધમાં નજ હોય તો તેવો સિદ્ધ પોતાના સાધકને કેવી રીતે ઉંચ સ્થિતિમાં લઈ જવાનો હતો ? માટે આ પ્રયોગ કરવામાં સિધ્ધે અડગ શ્રદ્ધા રાખવાની ખરેખરી જરૂર છે. પ્રયોગ કરતી વખતે મારા માથા ઉપર ઘર ત્રુટી પડશે અથવા તો દેવ કે મનુષ્ય તરફથી મારી શ્રદ્ધાની પરિક્ષા કરવાને તે વખતે મને ગમે તેટલું કષ્ટ પડશે, તો પણ હું મારા નિશ્ચયમાંથી ચલાયમાન નહીંજ થાઉં એવો અડગ નિશ્ચય સિધ્ધે પોતાના હૃદયમાં ઠસાવવો જોઇએ. આ આખો પ્રયોગજ શ્રદ્ધાનો છે એટલે શ્રદ્ધાનો અંશ પણ જે મનુષ્યમાં હોતો નથી તે મનુષ્ય આ વિદ્યાનો સિદ્ધ થવાને યોગ્ય નથી.

## પવિત્રતા.

પ્રાણની પ્રબળતા અને નિર્બળતા માણસોની પવિત્રતાઇ અને સંગ ઉપર આધાર રાખે છે. માણસો જેમ પવિત્ર રહે છે તેમ તેમનો પ્રાણ વધારે શુધ્ધ થતો જાય છે. પવિત્રતાના બે ભાગ પાડી શકાય છે, અંતરની પવિત્રતા અને બહારની પવિત્રતા. બહારની પવિત્રતા સ્પર્શાસ્પર્શના પ્રાણી-પદાર્થોથી દૂર રહેવાથી અને હમેશાં શરીરને ચોળી પવિત્ર જળવડે સ્નાન કરવાથી સચવાય છે. અંતરની પવિત્રતા સત્ય બોલવાથી, બીજાનું હિત ઇચ્છવાથી, અને શ્રીઇષ્ટનું સ્મરણ કરવાથી સચવાય છે. અંતરની પવિત્રતા સિવાય જેમ બહારની પવિત્રતા નકામી છે તેમ બહારની પવિત્રતા સિવાય અંતરની પવિત્રતા છે એમ માનવામાં શંકા રહે છે. આ વિદ્યાના ઉપાસકે બન્ને જાતની પવિત્રતા શક્તિપ્રમાણે જાળવવી જોઇએ. પવિત્ર અંતઃકરણના અને શરીરને પણ સ્વચ્છ રાખનારા સિધ્ધો પોતાના સાધકના શરીરનાં મલિન પરમાણુઓ દૂર કરે છે. એટલુંજ નહીં પરંતુ સામાનું અંતઃકરણ પણ પોતાના જેવુંજ પવિત્ર કરે છે, માટે સિધ્ધે બન્ને જાતની પવિત્રતા જાળવવામાં પ્રમાદ કરવો યોગ્ય નથી.

## સત્ય બોલવાનો સ્વભાવ.

આ વિદ્યાની અંતિમ અવસ્થા પ્રત્યક્ દષ્ટિ છે. સાધક જ્યારે પ્રત્યક્દષ્ટિમાં આવે છે ત્યારે ત્યાંથી પાછા આવવાનું તેને મન થતું નથી. આ ઉપરથી એમ માલમ પડે છે કે આ સ્થિતિમાં અજ્ઞાતરીતે કંઈ સર્વોપરિ સત્તાનું તેને ભાન થતું હોવું જોઇએ અને તે સત્તાના દિવ્ય પ્રકાશ, અને અનુપમ

શાંતિને લીધે તે સ્થળનો ત્યાગ કરવાનું સાધકને વિષવત્ લાગતું હોવું જોઈએ. કારણ કે સાધકને જ્યારે પ્રત્યક્દૃષ્ટિ થાય છે ત્યારે તે માયાના નિમાયક ઈશ્વરનાંજ દર્શન કરતો હોય છે અને ઈશ્વર વિના બીજી વસ્તુ સત્ નહિ હોવાથી વિધેય અસત્માં આવવા માગતો નથી. માટે જે સિદ્ધને આટલી સ્થિતિ સુધી પોતાના સાધકને લાવવો હોય તેણે સત્ય બોલવાનો સ્વભાવ પાડવો જોઈએ. સત્ય બોલવાથી આ પ્રયોગનો માર્ગ ખુલ્લો થવા માંડે છે અને પ્રાકૃત જનોએ નહીં અનુભવેલી બારીકીઓ આ પ્રયોગદ્વારાએ સત્ય બોલનારથી શોધી કઢાય છે. કારણકે સત્ય બોલવાથી સત્યનેજ ગ્રહણ કરી શકાય છે. અસત્ય બોલનારથી જો કે કેટલીક સ્થિતિસુધી આ પ્રયોગ કરી શકાય છે ખરો, પરંતુ સાધક અનુવૃત્તિમાં આવ્યા પછી જ્યારે અસત્ય બોલનાર સિદ્ધના કબજામાં તેનું મન આવી જાય છે ત્યારે અસત્ય બોલનાર સિદ્ધની બધી ચેષ્ટાઓ તે કરવા લાગે છે અને જેવા ગુણો અસત્ય બોલનારમાં હોય છે તેવા ગુણો સાધકમાં આવે છે, જેથી પ્રયોગ પૂરો થયા પછી જાગ્રત્ થયા પછી સાધકને પણ કેટલેક અંશે અસત્ય બોલવાનો મહાવરો પડી જાય છે, માટે સારા સિદ્ધે યથાશક્તિ સત્ય બોલવાનો મહાવરો રાખવો જોઇએ.

## ચિત્તની સ્થિરતા.

જેનું ચિત્ત સ્થિર છે તેનો પ્રયોગ પણ સ્થિર સમજવો. અને આ પ્રયોગમાં તો ચિત્તની સ્થિરતાની ખરેખરી જરૂર છે. અસ્થિર ચિત્તવાળા સાધકો કોઇ કોઈ વખત સાધકના -

શરીરને ખરાબ પણ કરી નાખે છે. આ પ્રયોગમાં પ્રગાઢ સુષુપ્તિ અવસ્થાસુધી સિધ્ધને લાવવામાં આવે છે ત્યાંસુધી તો કંઇ હરકત જેવું નથી. પરંતુ અનુવૃત્તિ અને ત્યાર પછીની અવસ્થાઓમાં ચિત્તની સ્થિરતા ન જળવાય તો તેનું કેવું અનિષ્ટ પરિણામ આવશે તે કહી શકાય એમ નથી, એટલુંજ નહીં પરંતુ આવી સ્થિતિમાં જો ચિત્તની અસ્થિરતા થાય છે તો સિદ્ધને કોઇ કોઇ વખત રોગ થઈ જવાનો સંભવ રહે છે. માટે અસ્થિર ચિત્તવાળા સિધ્ધે પ્રયોગ શરૂ કર્યા પહેલાં ચિત્તને સ્થિર કરવાની જરૂર છે. મારા એક મિત્રે એક અસ્થિર ચિત્તવાળા સિધ્ધનો વૃત્તાંત સંભળાવીને કહ્યું કે અમુક ગૃહસ્થ કોઈ ઉપાયથી દરદીનાં દરદો કાઢવાનો પ્રયત્ન કરે છે. આ પ્રયત્નમાં તે ગૃહસ્થ કાચના ગોળાદ્વારાએ દરદીને ઊંઘાડે છે ખરા પરંતુ તેને જાગ્રત્ કરવા પ્રયત્ન કરવા છતાં દરદી જાગ્રત્ થતો નથી તો પોતે ગભરાઇ જાય છે અને જાગ્રત્ કરવાની શીશી તરત સુંઘાડી દે છે !!

આવા સિધ્ધોએ ખૂબ સ્મરણમાં રાખવું કે સાધકોને પ્રગાઢ સુષુપ્તિમાં લઈ ગયા પછી બહુજ સાવધાન રહેવાની જરૂર છે અને પોતાના ચિત્તને જેમ બને તેમ બહુજ સ્થિર કરવાની જરૂર છે. જો પોતાનામાં સાધકને જાગ્રત્ કરવાની શક્તિ ન હોય તો તેટલી અવસ્થાસુધી સાધકને લઈ જવાને સારા સિધ્ધો તરફથી સલાહ આપવામાં આવતી નથી. વળી સાધકને પ્રગાઢ સુષુપ્તિસુધી લઇ ગયા પછી કોઈ પણ જાતની દવા તેને સુંઘાડવાની જરૂર નથી. આવી રીતે દવા

સુંઘાડીને તેને જાગ્રત્ કરવાથી તેના સૂક્ષ્મ શરીરમાં વિક્રીયા થાય છે અને દરદીનું દર્દ દૂર થવાને બદલે તેને ગાંડછા આવે છે અને બકરૂ કાઢતાં ઊંટ પેસવા જેવું થાય છે. માટે સાધકને પોતાના સંકલ્પથી મૂર્છીત કર્યો હોય તો વિસર્જન માર્જન કે જેનું વર્ણન હવે પછી આવશે તેનાથી અને સંકલ્પ બળથી જાગ્રત્ કરવો જોઈએ. તેમ છતાં જો સાધક જાગ્રત્ ન થાય તો કોઇ સારા સિધ્ધની તે પ્રયોગમાં મદદ લેવી જોઈએ. કદાચ તે વખતે સારો સિધ્ધ ન જડી આવે તો એકાદ પ્રયોગમાં દવા સુંઘાડી દરદીને ઉઠાડવો પરંતુ વારંવાર તેવી દવાનો ઉપયોગ કરવો નહીં. એના કરતાં વધારે સારૂં તો એ છે કે પોતાના ચિત્તની સ્થિરતા ન હોય તો એવી જોખમ ભરેલી સ્થિતિસુધી સાધકને ન જ લઈ જવો.

## વીર્ય રક્ષણ.

આ સમયમાં હિસ્ટીરીઆ આદિ રોગો સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે પેદા થાય છે. અને તેવી સ્ત્રીઓ રોગો દૂર કરાવા આપણી પાસે આવે તો તે વખતે વૃત્તિને સમભાવમાં રાખી તેનાં દરદો દૂર કરવાનો સંકલ્પ કરી પ્રયોગ શરૂ કરવો જોઇએ. પરંતુ મનમાં લગાર પણ વિકાર ન લાવવો જોઈએ. વીર્ય એ શરીરનો રાજા છે. તેમ વીર્યરક્ષણ પણ આ વિદ્યામાં સર્વોપરિ છે. જેનું વીર્ય સ્થિર છે તેનું કાર્ય પણ સ્થિર છે. વીર્યનો જેમ ફાવે તેમ વ્યય કરવાથી સિધ્ધનું શરીર નબળું પડી જાય છે જેથી પોતાના પ્રાણનાં પરમાણુંઓ પણ નબળાં પડે છે એટલે તેવા સ્ખલિત વી-

ર્યવાળા આ પ્રયોગમાં ફત્તેહમંદ થતા નથી. માટે વીર્યનું રક્ષણ કરવામાં બહુજ સાવધાનતા રાખવાનીજરૂર છે. યોગી મહાત્માઓ વીર્ય રક્ષણથી તત્ત્વાનુસંધાન લાંબા સમયસુધી કરી શકે છે તેમ સિધ્ધો વીર્યરક્ષણથી આ પ્રયોગને સારી સ્થિતિમાં લાવી મુકે છે.

# કિરણ ૬ ઠ્ઠું.

## સાધકનાં લક્ષણો.

જે લક્ષણો સિધ્ધમાં હોય તેવાંજ લક્ષણો સાધકમાં હોવાં જોઇએ એવો કંઈ નિયમ નથી. તોપણ સાધકોએ આ વિદ્યાની સત્યતામાં અપૂર્વ શ્રધ્ધા રાખવી જોઇએ, પોતાના સિધ્ધના પ્રયોગમાં પણ પૂરતો વિશ્વાસ રાખવો જોઈએ અને તેમણે પોતાના હૃદયને મીણ જેવું રાખવું જોઈએ. સાધકનો પ્રાણ સિધ્ધના પ્રાણ કરતાં નિર્બળ હોવો જોઇએ. જો સાધકનો પ્રાણ સિધ્ધના પ્રાણ કરતાં નિર્બળ ન હોય તો સિધ્ધે પોતાના સાધકના પ્રાણને મનોબળથી નિર્બળ કરવો જોઈએ. પ્રાણની પ્રબળતા અને નિર્બળતાવિષે વિસ્તારપૂર્વક "પરમાણુઓ" એ નામના બીજા કિરણમાં લખાયેલું છે એટલે હવે તે વિષે આ સ્થળે વધુ વિવેચન કરવાની અગત્ય નથી. પરંતુ સાધકોનાં લક્ષણો સંબંધી હજુ કેટલુંક વિવેચન કરવાની અગત્ય છે.

ખાસ ચમત્કારને માટે જે સાધક ઉપર આ ક્રિયા

કરવામાં આવે તેના કરતાં કોઇ રોગીને હિસ્ટીરીઆનું કે એવું બીજું કંઈ દરદ થયું હોય તેના ઉપર ક્રિયા કરવાથી તે સાધકના ઉપર આ ક્રિયાનું બળ વિશેષ જામે છે. કારણકે શોખની ખાતર આ ક્રિયા કરવા માટે આપણે કોઈ સાધકને ખોળવા જઈએ છીએ તો તેવો સાધક મળી આવતો નથી, અને પ્રયત્ન કરતાં મળી આવે છે તો રડતી સીકલજેવો મળી આવે છે. તેના હૃદયમાં આ ક્રિયામાટે પ્રથમતો અનેક તરેહના તરંગો ખડા થાય છે. મારા ઉપર ક્રિયા કરશે તે કેવી રીતે કરશે ? મને ઊંઘાડી દીધા પછી મારો જીવ ચાલ્યો જશે તો હું શું કરીશ ? મારા ઉપર ક્રિયા કર્યા પછી હું બેશુધ્ધ થઈ જઈશ તે વખતે મારી મા મને ખોળવા આવશે તો મારી શી વલે થશે ? આ પ્રમાણે તેના હૃદયમાં ઉપરા ઉપરી વિચાર આવે છે. માટે તેવા માણસને પોતાનો સાધક ન બનાવતાં કોઈ દરદી ઉપર આ ક્રિયા કરવાથી એકતો દરદી પોતાનું દરદ દૂર થયેલું હોવાથી તમારો ઉપકાર પણ માનશે અને તેવો દરદી તમારા સાધક તરીકે સારૂં કામ પણ બજાવશે. મારા એક સ્નેહીને જ્યાં ત્યાંથી ખોળી લાવેલા એક માણસ ઉપર ક્રિયા કરવાથી તેમને જે આફતમાં આવી પડવું પડયું હતું તે હકીકત શ્રવણ કરવા યોગ્ય હોવાથી હું તે નીચે પ્રમાણે પ્રકટ કરું છું.

મારા એક સ્નેહી ઋષિવિદ્યા નહીં પરંતુ મેસમેરિઝઅવિદ્યા સારી રીતે જાણતા હતા. તેઓ જે ગામમાં રહેતા તે ગામમાં એક માણસ ઉપર ક્રિયા કરવાની તેમની ઇચ્છા થઈ, એટલે તેઓ તે માણસને પોતાના ત્યાં બોલાવી લાવ્યા

અને તમારી ઉપર મારે ક્રિયા કરવી છે એમ તેમને જણાવ્યું. આ માણસે પ્રત્યુત્તરમાં કહ્યું કે તમે મારી ઉપર ક્રિયા કરો અને તે સમયમાં મારી મા આવી પહોંચે તો તમારા અને મારા બન્નેના બાર વાગી જાય. મારા મિત્રે આ માણસને ધીરજ આપીને કહ્યું કે હું તને મારા ઓરડામાં લઈ જઈને તારી ઉપર ક્રિયા કરીશ, અને ઓરડાનાં બારણાં બંધ કરીશ. તેમજ મારા ઘરમાં પણ કહી દઇશ કે તારી મા આવશે તેને એમ કહી દે કે તું મારા ઘરમાં નથી. આ પ્રમાણે જેમ તેમ સમજાવીને મારા મિત્રે આ માણસ ઉપર ક્રિયા કરી. દ્દઢ મનોબળથી તેને પ્રગાઢસુષુપ્તિ અવસ્થામાં લાવવામાં આવ્યો. આ સ્થિતિમાં લાવ્યા પછી આ માણસ તદ્દન શબવત્ થઇ ગયો. તે એક કલાકસુધી આવી સ્થિતિમાં પડી રહ્યો. સમય વધારે થયો એટલે આ માણસની મા પોતાના દિકરાની ખબર કાઢવા મારા મિત્રના ત્યાં આવી પરંતુ ઘરમાંથી સીધો જવાબ દઈ દીધો કે તમારો દિકરો અમારા ત્યાં નથી, એ કંઈ બીજે ઠેકાણે ગયો હશે. મારા મિત્રને તો હવે જેમ જેમ વધારે સમય થતો ગયો તેમ તેમ વધારે ને વધારે ચિંતા થવા માંડી. તેમણે આ માણસને જગાડવા માટે ઘણાંએ વિસર્જન માર્જન કર્યા, પરંતુ તે જાગ્રત્ થયો નહીં. વખત તો એની મેળે ચાલ્યોજ જતો હતો. આ ક્રિયા કર્યા પછી લગભગ ચાર કલાક થયા તોએ તે જાગ્યો નહીં. તેને જાગ્રત્ કરવામાટે મારા મિત્ર જે જે ઉપાયો જાણતા હતા તે બધા ઉપાયો અજમાવ્યા પરંતુ તે ઉપાયોથી પણ તે જાગ્રત્ થયો નહીં. તેની છા-

લીમાં અને બીજા અંગોમાં ઘણીએ ગરમ ફુંકો મારી તો પણ તે જાગ્રત્ થયો નહીં. મારા મિત્રનું મોં હવે લેવાઈ ગયું. આવા સાધક ઉપર ક્રિયા ન કરી હોતતો ઘણું સારું એવા વિચારો તેમના મનમાં વારંવાર ઉઠવા લાગ્યા. પરંતુ હવે કરે શું ? તેઓ એટલી બધી ગભરામણમાં આવી પડયા કે જો આ માણુસ મરી જશે તો હું શું કરીશ ? મારા મિત્ર જો મેસમેરિઝમ વિદ્યા શીખ્યા ઉપરાંત ઋષિવિદ્યામાં આગળ ગયા હોત તો તેમને આટલી બધી ગભરામણ થાત નહીં અને તેઓ તે માણુસને એક ક્ષણુમાં જગાડી દેત. આખરે મારા મિત્રની ગભરામણુનો અંત આવ્યો. સ્વ૦ પ્રોફેસર મણિભાઈ નભુભાઇ આ વિદ્યાના પ્રોફેસર હતા. તેમને પણુ એક પ્રસંગે આવા સાધકના સંબંધમાં ગભરામણુ થઇ હતી. પરંતુ તે ગભરામણુ તેમણે તે સાધક ઉપર ગરમ ફુંકો મારીને તેને જગાડીને દૂર કરી હતી. આ વખતે મારા મિત્રનો એક સગો સ્વ૦ મણિભાઇ નભુભાઈ પાસે હતો અને સ્વ૦ મણિભાઇ નભુભાઇ આવે પ્રસંગે ગરમ ફુંકો કેવી રીતે મારતા હતા તે તેમણે બરોબર જોઈ હતી. એટલે મારા મિત્ર જે વખતે આવી આફતમાં આવી પડયા હતા તે વખતે તેમનો આ સગો ત્યાં હતો. તેણે તેમને સમજણુ પાડી કે તમે ગરમ ફુંકો મારો છો પરંતુ બરોબર મારતાં આવડતી નથી. તમે મોં ફાડીને ગરમ ફુંકો મારો છો તે શ્વાસ તમે તમારી મેળે પાછો ખેંચી લ્યો છો એટલે તે ફુંકો તેના હૃદયને અસર કરી શકતી નથી, માટે તમે ગરમ ફુંકો મારો તે વખતે "હા" એવા ઉ-

ચ્ચાર પૂર્વક ફુંકો મારો અને તે ફુંકનો શ્વાસ પાછો ન ખેંચી લેતાં તેના હૃદયને સ્પર્શ કરે એમ રાખો. મારા મિત્રે પછી આ માણસની સૂચના પ્રમાણે ફુંકો મારી એટલે આ માણુસ જાગ્રત્ થઈ ગયો. આ માણુસને એક માતાનો ઉપદ્રવ હતો એટલે તેને જાગ્રત્ કરતાં આટલી બધી મુશિબત પડી હતી એમ આ માણુસે પોતાનો વિસ્તાર પૂર્વક વૃત્તાંત મારા મિત્રને કહી સંભળાવ્યો હતો. કહેવાનું તાત્પર્ય એટલુંજ કે સાધકનાં લક્ષણોમાં કોઇપણુ અદૃશ્યસત્તાથી આવા સાધકો પીડા પામતા હોય તેઓને પણ સાધક તરીકે ન સ્વીકારવા એ વધારે યોગ્ય છે.

# કિરણુ ૭ મું.

:+:

## અવળી મતિના સાધકો.

જે મનુષ્યો આ વિદ્યાની કેટલી મહત્તા છે તે સમજતા નથી અને દેખાદેખી સાધક થવાની હા પાડે તેવા સાધકો ઉપર કોઇ પણુ દિવસ ક્રિયા કરવી નહીં. આવા માણુસો શરુઆતમાં સાધક થવા હા પાડે છે ખરા પરંતુ તેમના ઉપર ક્રિયાની શરુઆત થાય છે એટલે ઊંઘવાનો ડોળ કરીને પડી રહે છે અને સામા માણુસને ખુબ મહેનત કરાવ્યા પછી તેઓ કહે છે કે અમને ઊંઘ આવતી નથી. ઊંઘ આવતી નથી અને જાણી જોઈને ઊંઘતો નથી એમાં બહુ ફેર છે. તેનો નિશ્ચયજ એવો છે કે મારી ઉપર ગમે

તેટલી ક્રિયા કરે તો પણ મારે ઊંઘવું નથી તો પછી તેવા માણસ ઉપર ક્રિયા કરવાથી બળનો અને સમયનો દુરુપયોગ થાય તે લાભ સિવાય ક્રિયા કરનારને બીજો કોઈપણ પ્રકારનો લાભ મળી શકે નહીં. મારા એક સ્નેહીને મારી ક્રિયામાં સંપૂર્ણ વિશ્વાસ હતો. તેઓ મને જે જે સવાલો પૂછતા હતા તેના ઉત્તરો હું મારા સાધક ઉપર ક્રિયા કરીને તેના દ્વારાએ જાણી લઈને મારા મિત્રને ઉત્તર આપતો હતો તે લગભગ સાચાજ પડતા હતા. કામ પ્રસંગે હું મારા મિત્રના ત્યાં ગયો હતો. મારા મિત્રને એક પુત્ર હતો તેની ઈચ્છા પોતાના ઉપર ક્રિયા કરાવાની થઈ એટલે મેં તેને ખુરશીમાં બેસાડીને ક્રિયા કરવી શરૂ કરી. પરંતુ આ છોકરાએ જ્યારથી મેં ક્રિયા શરૂ કરી ત્યારથી પોતાના પગ હલાવવા માંડયા, અને પછી ખડખડાટ હસી પડયો, મેં પણ ક્રિયા કરવી તેજ વખતે બંધ કરી.

કેટલાક અવળી મતિના સાધકો આ ક્રિયાની મહત્તા ન સમજતાં જાણે કે આ પ્રયોગ તે સાધારણ રમત હશે એમ સમજી પોતાના ઉપર ક્રિયા કરાવા હા પાડે છે, પરંતુ તેમના ઉપર ક્રિયા સિદ્ધ થવાનો સમય આવે છે તે વખતે પોતાના સિદ્ધનું કામ વચમાંજ રખડતું મુકી ફરીથી ક્રિયા કરાવા આવતાજ નથી. આવા બે ત્રણ સાધકોનો મને સંપૂર્ણ રીતે અનુભવ થયો છે અને પ્રયોગની ખરી ખુબી વખતે આવી અવળીમતિના સાધકો મારું કામ બગાડીને પણ ચાલ્યા ગયા છે.

માટે પ્રયોગ કરનાર સિધ્ધે આવી અવળી મતિના સા-

ધકો ઉપર પ્રયોગ કરી પોતાનું પ્રાણતત્ત્વ નકામું ન ગુમાવતાં તેવા સાધકો ઉપર પ્રયોગ નજ કરવો એ ઉત્તમ છે.

# કિરણ ૮ મું.

## દેશ, કાળ અને સંસર્ગ.

આ પ્રયોગ અમુક દેશમાંજ કરવો જોઇએ એવો નિયમ નથી. ભલે કોઈ આ પ્રયોગને અમેરિકામાં કરે, કોઈ યુરોપમાં કરે, કોઇ ચીનમાં કરે, કોઇ આફ્રિકામાં કરે અને કોઈ હિંદુસ્તાનમાં કરે. પરંતુ જે સ્થળે આ પ્રયોગ કરવામાં આવે તે સ્થળ પવિત્ર, કોઇપણ જીવજંતુના ઉપદ્રવથી રહિત અને શાંત વાતાવરણવાળું હોવું જોઇએ. અપવિત્ર સ્થળમાં આ પ્રયોગ કરવાથી સાધકના મન ઉપર ખરાબ અસર થાય છે, જીવજંતુના ઉપદ્રવવાળા સ્થળમાં આ પ્રયોગ કરવાથી સાધકને ઊંઘ આવતી નથી અને બહુ ઘોંઘાટવાળા સ્થળમાં પણ આ ક્રિયા કરવાથી તેના મગજમાં અનેક જાતના વિચારો આવે છે. સમય સવારનો હોય તો મધ્યમ ગણાય છે, બપોરનો સમય નહીં જેવો ગણાય છે. અને રાત્રીનો સમય શ્રેષ્ઠ ગણાય છે. આ ક્રિયા પવિત્ર સ્થળમાં કરવાથી તુરતજ સાધકના તન મન ઉપર કેવી સારી અસર થાય છે તે નીચેના દૃષ્ટાંતથી ખાત્રી થશે.

આશરે ૧૦ વર્ષ ઉપર હું ગોધરા પાસેના ડુવા સ્ટેશને ડેપ્યુટી સ્ટેશન માસ્તર હતો. ડુવા સ્ટેશનેથી લાક-

ડાના ડબ્બા વેપારી લોકો મોટી સંખ્યામાં પરદેશ મોકલે છે. આ વેપારીઓ પૈકી રા૦ ખુશાલભાઈનામના એક પાટીદાર પણ લાકડાંનો વેપાર કરતા હતા. તેઓને ત્યાં લાકડાં ચડાવ્યા સિવાય બીજું કંઈ કામ ન હોવાથી વારંવાર મારી પાસે આવીને બેસતા હતા, અને વિવિધ વિષયોવિષે ચર્ચા ચલાવતા હતા. તેમાં પ્રયોગ સંબંધી પણ ચર્ચા ચાલતી હતી. તેમની ઈચ્છા મારી પાસેથી આ પ્રયોગ શીખવાની હતી. મેં પણ તેમની ઇચ્છાને માન આપી આ પ્રયોગ શીખવાડવા હા પાડી હતી. એક દિવસે સાયંકાળે તેઓએ આ પ્રયોગ શીખવાડવા મને વિનંતિ કરી, જેથી મેં એક છોકરાને બોલાવીને તેમને પ્રયોગ શીખવાડવો શરુ કર્યો. પ્રયોગનું સ્થળ મેં મારા ઘરના એક ભાગમાં કે જ્યાં હું સંધ્યા પૂજા જપ વિગેરે કરતો હતો તે રાખ્યું અને પેલા છોકરાને ત્યાં સુવડાવીને તેમના ઉપર અમુક રીતે ક્રિયા કરવાની રા૦ ખુશાલભાઇને સૂચના આપી, અને હું પણ રા૦ ખુશાલભાઈ પાસે ઉભો રહ્યો. રા૦ ખુશાલભાઈએ પણ ખુશાલીમાં આવી જઈને એવો ઝપાટાબંધ પ્રયોગ ચલાવ્યો કે તેઓ આ છોકરાને ૧૫ મિનિટમાં અનુવૃત્તિમાં લાવી દીધો. આ વખતે ગોધરા કલેકટરના ચીટનીસ પણ ત્યાં હતા. તેઓએ આ પ્રયોગ જોઇને રા૦ ખુશાલભાઈને ધન્યવાદ આપવા લાગ્યા. રા૦ ખુશાલભાઈ આ અપાયેલા ધન્યવાદથી બહુ ખુશી થયા અને તેમની છાતી હર્ષથી છવાઈ ગઈ. પછી પ્રયોગ બંધ કર્યો. બીજે દિવસે આ છોકરાને વિશ્વદૃષ્ટિમાં લાવવા માટે રા૦ ખુશાલભાઈ મારી પાસે ન આવતાં પોતાના

મકાનમાં આ છોકરા ઉપર પ્રયોગ કર્યો. તેઓએ આ છોકરા ઉપર એક કલાકસુધી પ્રયોગ કર્યો, પરંતુ તે છોકરાને તેઓ નિદ્રાવસ્થામાં પણ ન લાવી શક્યા. પછી શ૦ ખુશાલભાઈ વીલે મોંએ મારી પાસે આવીને કહેવા લાગ્યા કે ગઈ કાલે તો ૧૫ મિનિટમાં હું આ છોકરાને અનુવૃત્તિમાં લાવ્યો હતો અને આજે તો એક કલાકસુધી મથ્યો તોપણ તેને નિદ્રામાં પણ ન લાવી શકયો તેનું કારણ શું ? મેં તેમને સમજણ પાડી કે આ બધો પવિત્ર સ્થલનો અને મારા તરફથી અપાતા બળનો પ્રતાપ હતો. ગઈકાલે તમે મારા ઘરમાં પવિત્ર સ્થળે આ પ્રયોગ કર્યો હતો અને તેની સાથે તમે તે છોકરાને નિદ્રાથી અનુવૃત્તિમાં લાવવા માટે સંકલ્પપૂર્વક પ્રયોગ કરતા હતા તેની સાથે હું પણ મારા સંકલ્પો પ્રેરતો હતો.

આ દૃષ્ટાંત ઉપરથી સમજવાનું એ છે કે જે સ્થલ પવિત્ર હોય ત્યાં આ પ્રયોગની શીઘ્ર સિદ્ધિ થાય છે. શરૂઆતમાં પ્રયોગનું સ્થલ કદાચ પવિત્ર ન હોય તો તે સ્થલને પ્રથમ લીંપાવવું જોઇએ, ત્યાં સુગંધી દ્રવ્યોનો ધુપ કરવો જોઇએ અને કુસંસ્કારી મનુષ્યોને તે સ્થળમાં ચાલતા સુધી નજ પેસવા દેવા જોઇએ.

જે સ્થલે પ્રયોગ થતો હોય તેવા સ્થલમાં સિદ્ધ અને સાધક તે બે સિવાય બીજા મનુષ્યોને ન આવવા દેવા જોઇએ. કારણ કે જોવા આવનારા પૈકી કેટલાક માણસો વિરૂદ્ધ વિચારના આવે છે અને ત્યાં આગળ વિરૂદ્ધ વિચારો મનમાં પ્રકટ કરીને વિરૂદ્ધ વિચારનાં આન્દોલનો ત્યાં પ્રવ-

તાવે છે. પ્રયોગ કરતી વખતે કદાચ શરમને લીધે એ ચાર માણુસોને પ્રયોગ સ્થલમાં રાખવાની ઇચ્છા હોય તો રાખવાં પરંતુ તે માણુસો પૈકી કોઈને પણ પ્રયોગ કરનારની પૂઠે રાખવું નહીં. આ બાબત ખાસ લક્ષ્યમાં રાખવી.

સંસર્ગની બાબતમાં કહેવાનું કે જેઓ દારૂના વ્યસની, માંસાહારી, તામસી ખોરાકનું ભક્ષણ કરનારા, પ્રમાદી બહુજ ક્રોધી હોય અને જેઓના આચાર વિચાર વગેરે દુષિત હોય તેઓ આ પ્રયોગ શીખવાના અધિકારી નથી. માટે આ પ્રયોગ કરનારે કે જેની ઉપર આ પ્રયોગ કરવામાં આવે તેણે કોઈ પણ દિવસ આવા માણુસના સંસર્ગમાં આવવું નહીં તેમજ જેઓ વર્ણાશ્રમના શાસ્રીય ધર્મો ન પાળતા હોય તેમને પણ આ વિદ્યા ફળીભૂત થતી નથી. સિદ્ધ સાધકે આવા શાસ્ત્રદ્રોહીઓના સંસર્ગમાં પણ ચાલતા સુધી નજ આવવું.



# કિરણ ૯ મું.



## ઋષિવિદ્યાનો પ્રયોગ વિધિ—સાધકને સંસારનું અભાન કરાવી હૃદયકમળમાં વૃત્તિની એકતા કરાવવાની પ્રથક્ પ્રથક્ રીતો.

જુદા જુદા સાધકો જુદી જુદી રીતે આ પ્રયોગ કરે છે. તેમાં જે સરલ રીતો આ પ્રયોગ કરવા માટેની છે તેજ બતાવું છું.

**રીત ૧ લીઃ**—જેના ઉપર પ્રયોગ કરવાનો હોય તે માણસને પાટ ઉપર કે પલંગ ઉપર બેસાડવો. પછી પ્રયોગ કરનારે તે માણસના સામા ઉભા રહેવું અને તેના બન્ને હાથ પોતાના હાથની હથેલીમાં એવા રાખવા કે જેના ઉપર પ્રયોગ કરવાનો હોય તેની હથેલીના પૃષ્ઠ ભાગઉપર પ્રયોગ કરનારના હાથની આંગળીઓ આવી જાય. પછી તેના બન્ને હાથ સહજ જોરથી દાબવા, અને પોતાની બન્ને આંખે જેની ઉપર પ્રયોગ કરવામાં આવે છે તેની બન્ને આંખો સામે તાકીને જોઇ રહેવું. આ પ્રમાણે પાંચ મિનિટસુધી જોઇ રહેવું. ત્યાર પછી તેના બન્ને હાથ મુકી દઇને પ્રયોગ કરનારે તે માણસના જમણા હાથભણી આવી જવું અને પોતાના જમણા હાથની હથેલી જેમ હાથમાં નારંગી પકડી હોય અને તંગ રહે તે પ્રમાણે તંગ રાખવી. આવી રીતે તંગ રાખવાથી પ્રયોગ કરનારના જમણા હાથની હથેલીનાં ચારે આંગળીઓનાં ટેરવાં જેમ સામા માણસને કંઈ હથીઆર ઘોચતા હોઇએ તેવી રીતે સીધાં તંગ રહેશે. ત્યાર પછી તેવી તંગ સ્થિતિમાં રાખેલી હથેલી જેની ઉપર પ્રયોગ કરવામાં આવ્યો હોય તે સાધકના કપાળ આગળ લઈ જવી અને ત્યાંથી તે હથેલીને ધીમે ધીમે નીચે ઉતારીને ખભા આગળથી જમણા હાથનાં ટેરવાં નીચે લાવીને સિધ્ધે પોતાની હથેલીને ગુલાંટ ખવરાવી મુઠી વાળી દેવી. જે વખતે સિદ્ધ આ પ્રમાણે હાથને છેડે પોતાની હથેલીને લાવી ગુલાંટ ખવડાવીને મુઠી વાળી દે છે તે વખતે સાધકના હાથનાં ટેરવાંમાંથી ઝરતાં શ્વેત તત્ત્વો તથા પ્રયોગ કરનાર સિદ્ધનાં તત્ત્વો

સિદ્ધની પોતાની હથેલીમાં આવી જાય છે. તે તત્ત્વોને નીચે નાખી ન દેતાં સિધ્ધે પોતાની મુઠીમાં જે તત્ત્વો આવ્યાં હોય તે સાધકના માથા ઉપર જોરથી ઠાલવી દેવાં. વળી બીજી વખતે પણ તેજ પ્રમાણે કરવું. આવી રીતે થોડા વખત જમણા હાથ ઉપર ક્રિયા કરવી. ત્યાર પછી તેજ પ્રમાણે ડાબા હાથ ઉપર ક્રિયા કરવી. ત્યાર પછી તેજ પ્રમાણે સિધ્ધે પોતાનો હાથ સાધકના કપાળ આગળથી છાતીઉપર લાવી ત્યાંથી જમણા પગસુધી લઈ જવો અને જમણા પગની આંગળીઓનાં ટેરવાં નીચે પોતાનો હાથ આવી જાય એટલે ગુલાંટ ખવડાવી મુઠી વાળી દેવી અને તે મુઠીને સાધકના માથા ઉપર જોરથી ઠાલવવી. આ પ્રમાણે જમણા પગ ઉપર થોડા વખત ક્રિયા કરવી, ત્યાર પછી ડાબા પગ ઉપર પણ થોડા વખત ક્રિયા કરવી. આ પ્રમાણે ક્રિયા કરવાથી સાધકની આંખો ઉપર ભાર આવે એટલે તેને ધીમેથી પલંગ ઉપર કે પાટ ઉપર સુવાડી દેવો. અને પછી શરીરના દરેક ભાગ ઉપર ક્રિયા કરીને તે તે ભાગમાંથી સાધકના શરીરનાં પરમાણુઓ ખેંચીને સાધકના માથા ઉપર જોરથી ઠાલવવાં. પ્રયોગ કરનારે આમાં ચાર બાબતો ઉપર વિશેષ કાળજી રાખવાની છે. એક તો એ કે જ્યારે સાધકના શરીરના દરેક અવયવના છેડે પોતાનો હાથ આવી જાય ત્યારે પોતાના હાથમાં આવેલાં સાધકના શરીરનાં પરમાણુઓ નીચે પડી ન જાય અથવા તો મુઠી વાળતી વખતે પોતાની હથેલીની આંગળી વચ્ચે જગ્યા ખાલી ન રહે. કારણકે આંગળીઓ વચ્ચે ખાલી જગ્યા રહેવાથી તે જગ્યામાંથી પણ સાધકના શરીરનાં

પરમાણુઓ બહાર નીકળી જશે અને સાધકઉપર જોઇએ તેવી અસર થશે નહીં, માટે મુઠી એવા જોરથી વાળવી કે આંગળીઓ એક બીજા સાથે સજ્જડ જોડાઇ જાય. બીજી બાબત એ છે કે સાધકના શરીરના દરેક અવયવોના છેડેથી સાધક જે પરમાણુઓ પોતાની મુઠીમાં ભરી લે તે મુઠી જોરથી સાધકના માથા ઉપર ઠાલવવી. કારણકે જો જોરથી તે મુઠી ન ઠાલવવામાં આવે અને ધીમેથી તે પરમાણુઓ નાખવામાં આવે તો, તે નાખેલાં પરમાણુઓ સાધકના માથા ઉપર સજ્જડ ન ચોંટતાં વિખરાઇ જશે અને તેથી જોઇએ તેવી અસર નહીં થાય. ત્રીજી બાબત એ છે કે સાધકના માથા ઉપર સાધકના શરીરનાં લીધેલાં પરમાણુઓવાળી મુઠી સિદ્ધ જ્યારે સાધકના માથા ઉપર જોરથી ઠાલવે ત્યારે તેણે દૃઢ સંકલ્પ કરવો જોઇએ કે તમે તરતજ ઊંઘી જાઓ, કારણ કે જો આ પ્રમાણે દૃઢ સંકલ્પ ન કરે અને એમને એમ મુઠીઓ ઠાલવેજ જાય તો પણ તેની કશી અસર ન થાય. ચોથી બાબત એ છે કે સાધકના શરીરના દરેક અવયવોમાંથી પરમાણુઓ ખેંચવામાં આવે તે વખતે સિદ્ધનો હાથ સાધકના શરીરને અડવો ન જોઇએ. પરમાણુઓ ખેંચતી વખતે સિદ્ધનો હાથ સાધકના શરીર ઉપર થઇને જાય તે વખતે સાધકના શરીરથી લગભગ દોઢ આંગળ દૂર રહેવો જોઇએ. આ પ્રમાણે ઉપર જણાવેલી ચાર બાબતો તરફ લક્ષ્ય રાખી સિદ્ધ પોતાનો પ્રયોગ શરૂ રાખે તો હવે પછીના કિરણમાં જણાવેલી સાત જુદી જુદી અવસ્થાઓ-સુધી સાધક જઈ શકશે.

રીત ૨ જીઃ—સાધકને ખુરશી ઉપર બેસાડીને તેની સામે સિધ્ધે પોતાની ખુરશી મુકવી અને બન્ને જણે પોતાના પગ ખુરશી નીચે લટકતા રાખવા. પછી સાધકે પોતાના બન્ને પગ સિદ્ધની ખુરશી નીચે લાંબા કરવા. ત્યાર પછી સિધ્ધે પોતાના બન્ને હાથની હથેલીઓ સાધકની બન્ને આંખો ઉપર બે મિનિટ સુધી લગાર ભાર દઇને મુકવી. બે મિનિટ થઈ જાય એટલે સિધ્ધે પોતાની બન્ને હથેલીઓ સાધકની આંખો ઉપરથી લઇ લેવી, અને તરતજ સાધકની બન્ને આંખો ઉપર જોરથી પાંચ સાત ફુંકો મારવી. ત્યાર પછી પહેલી રીતમાં જણાવ્યા પ્રમાણે સાધકના શરીરના દરેક ભાગમાંથી પરમાણુઓ ખેંચીને તે પ્રમાણે ક્રિયા કરવી.

રીત ૩ જીઃ—હું " એક બે અને ત્રણ " એમ બોલું તેની સાથેજ તમને ઊંઘ આવી જશે એવી સાધકને સૂચના આપીને સિધ્ધે પોતાના જમણા હાથમાં થોડી ભસ્મ લેવી અને ત્યાર પછી સિધ્ધે પેતાના બન્ને હાથના અંગુઠા સાધકની બન્ને આંખો ઉપર મુકી, તે બન્ને આંખોને લગાર દબાવીને " એક, બે, ત્રણ " એમ જોરથી બોલીને પોતાના બન્ને હાથના અંગુઠા સાધકની આંખો ઉપરથી ઉઠાવી લેવા અને પછી તરતજ પોતાના જમણાહાથમાં ભસ્મ રાખી હોય તે ભસ્મ જોરથી સાધકના માથા ઉપર ફેંકીને " તમારો જીવ એકદમ ઉંડો ઉતરી જાઓ " એમ મોટેથી ભાર દઇને બોલવું. આમ કરવાથી સાધક એકદમ મૂર્છા ખાઈ જશે. આવી રીતે લગભગ ૧૦-૧૫ માણસોને મેં મૂર્છા ખવરાવી છે અને એક ક્ષણમાં સાધકને આ ક્રિયાની

ત્રીજી ભૂમિકા સુધી લઈ ગયો છું. આ પ્રમાણે જ્યારે સાધક મૂર્છા પામી જાય ત્યારે સિધ્ધે પહેલી રીતમાં બતાવ્યા પ્રમાણે પરમાણુઓ ખેંચવાની ક્રિયા કરવી.

આ સિવાય બીજી ઘણી રીતો છે. પરંતુ ઘણી રીતો દાખલ કરવાથી આ પ્રયોગ શીખનારા નવા સિધ્ધો ગુંચવણીમાં પડી જાય છે અને સાત સોહાણીએ વેતર વંઠે એના જેવું થઈ જાય છે. તેના કરતાં બે ત્રણ મુદ્દાની રીતોજ જો કોઈ નવો સાધક મગજમાં ઠસાવીને ક્રિયા કરે તો તે આ વિદ્યાનું તાત્પર્ય જલદીથી શીખી જાય છે, તે છતાં વાચક સજ્જનોના મનની પ્રસન્નતા માટે બીજી થોડી રીતો બતાવું છું.

**રીત ૪ થી:**—પીઠ ઉપર બોચીએથી આરંભી કરોડના છેડાસુધી માર્જન કરવું, ત્યારપછી પ્રથમ રીતમાં બતાવ્યા પ્રમાણે આખા શરીર ઉપર માર્જન કરવું.

**રીત ૫ મી:**—સાધકની આંખો બંધ કરાવી આંખનાં પોપચાં ઉપર સિધ્ધે પોતાના બન્ને હાથના અંગુઠા મુકવા અને લગાર જોરથી તે અંગુઠા દબાવવા પછી મોં ઉપર માર્જન કરવું. આમ કરવાથી ઊંઘ આવવા લાગે કે તુરત આખા શરીર ઉપર માર્જન કરવું.

**રીત ૬ ઠ્ઠી:**—ફક્ત સંકલ્પ બળથી પણ સાધકને ઊંઘાડી શકાય છે.

**રીત ૭ મી:**—સાધકની ભ્રકુટી ઉપર પોતાના જમણા હાથનો અંગુઠો લગાર ભાર દઈ મુકવો અને બીજી આંગળીઓને સાધકના કપાળ અને માથા ઉપર વેરાતી પથરાવા

દેવી. ત્યાર પછી સિધ્ધે પોતાની દૃષ્ટિને સાધકની દૃષ્ટિ સામે સાંધવી. આમ કરવાથી સાધકની આંખો ફડફડવા માંડે એટલે પ્રથમ રીતમાં જણાવ્યા પ્રમાણે માર્જન કરવું.

**રીત ૮ મીઃ**—જે સાધકને તૈયાર કર્યો હોય તેને અનુવૃત્તિમાં લાવીને બીજા સાધક ઉપર તે તૈયાર થયેલા સાધકદ્વારાએ માર્જન કરાવવું.

**રીત ૯ મીઃ**—સિધ્ધે પોતાનાં ચક્ષુઓ બંધ કરી જેના ઉપર ક્રિયા કરવાની હોય તે સાધકના સ્વરૂપને પોતાની દૃષ્ટિ આગળ ખડું કરવું અને પછી તે ખડું કરેલા સ્વરૂપ ઉપર મનોમય માર્જન કરવાં. આમ કરવાથી પણ સાધકને ઊંઘ આવી જશે. મેં મનોમય ક્રિયાથી બે ત્રણ સાધકોને વિશ્વદૃષ્ટિમાં લાવીને તેમના દ્વારાએ અદ્ભુત કાર્યો કરાવ્યાં છે.

આમાં એક સૂચના ખાસ લક્ષ્યમાં રાખવાની છે કે છાતી ઉપર અને ગળા ઉપર બહુ માર્જન ન કરવાં. કારણ કે છાતી ઉપર અને ગળા ઉપર બહુ માર્જન કરવાથી ગળુ તથા છાતી રૂંધાઈ જાય છે, માટે કદાચ ગળુ અને છાતી રૂંધાઈ જાય તો હવે પછી બતાવેલી રીત પ્રમાણે ગળા ઉપર અને છાતી ઉપર વિસર્જન માર્જન કરીને સાધકના ગળાનો અને છાતીનો માર્ગ ખુલ્લો કરી દેવો.

મારો ઉદ્દેશ આ ઋષિવિદ્યાનાં ગુપ્ત રહસ્યોને પ્રકાશમાં લાવી જેમ યોગી ચોથી ભુમિકામાં આવી જઇને આત્મ-સાક્ષાત્કાર કરે છે તેમ જેમની ઉપર આ ક્રિયા કરવામાં આવે તેમને આ વિદ્યાના બળથી આત્મસાક્ષાત્કાર કરાવવાનો

છે. વળી અત્યારસુધી મેસ્મેરિઝમ, હિપ્નોટીઝમ, પ્રાણવિનિમય વગેરે સંબંધી જે જે પુસ્તકો લખાયાં છે તેમાં થોડા ચમત્કારો સિવાય આત્મસાક્ષાત્કાર કે દેવતાઓના સાક્ષાત્કારની બીજી બાબતો પ્રકટ કરી નથી તેવી બાબતો આમાં ખાસ કરીને પ્રકટ કરી છે. વળી તેઓએ જે જે ચમત્કારની બાબતો વર્ણન કરી છે તે કયા હેતુને લઇને જેના ઉપર પ્રયોગ કરવામાં આવે છે તે માણસ આ બધા ચમત્કારોનો અનુભવ કરે છે તે પોતાનામાં યોગવિદ્યાનો અભાવ હોવાથી બતાવી શકયા નથી તે હેતુ આ પુસ્તકમાં સ્પષ્ટપણે બતાવવામાં આવ્યો છે. માટે ઉપર બતાવેલી રીતો બરોબર લક્ષ્યમાં રાખીને આ વિદ્યા શીખનાર કોઈ નવો સિદ્ધ પ્રયોગનો આરંભ કરશે તો વહેલો મોડો પણ તેને આ પ્રયોગ સિદ્ધ થયા વિના રહેશે નહીં.

કોઇને એમ શંકા થાય કે સિદ્ધે પોતાના જમણા હાથેજ શા માટે ક્રિયા કરવી અને ડાબા હાથે ન કરવી તો તેના સમાધાન માટે કહેવાનું કે જે ભાગ પ્રબળ હોય તે ભાગજ દરેક કાર્યમાટે મુખ્યપણે વાપરવામાં આવે છે. આવી રીતે મનુષ્યનું જમણું અંગ પ્રબળ છે અને ડાબુ નિર્બળ છે. માણસનો જમણો હાથ પ્રબળ છે અને ડાબો નિર્બળ છે. શરીરનો આગલો ભાગ પ્રબળ છે અને પીઠ તરફનો પાછલો ભાગ નિર્બળ છે. ક્રિયા કરવામાં જમણા હાથની હથેલી કામ લાગે છે અને ક્રિયાનું વિસર્જન કરવામાં જમણા હાથની હથેલીનો પૃષ્ઠ ભાગ કામ લાગે છે. આ પ્રમાણે માર્જન કરવામાં વિધાન માર્જન અને વિસર્જન

માર્જન એમ બે પ્રકારના ભેદ છે. તેમાં વિધાન માર્જન એટલે સાધકના ઉપર કરવામાં આવતી ક્રિયા સંબંધી ઉપર કેટલું વિવેચન કર્યું છે. વિસર્જન માર્જન સંબંધી હવે પછી કહેવાશે.

# કિરણ ૧૦ મું.

## આ ક્રિયાથી સાધકના ચિત્તની થતી જુદી જુદી અવસ્થાઓ.

હવે પછી બતાવવામાં આવનાર સાધકના ચિત્તની અવસ્થાઓ માટે વિવેચન કરતાં સાધકની પરિક્ષા કેવી રીતે કરવી તે ટુંકામાં બતાવું છું. કારણ કે સાધકની પરિક્ષા કર્યાપછી જો તેના ઉપર ક્રિયા કરવામાં આવે તો ક્રિયાની સફળતા જલદીથી થાય છે, અને મિથ્યા તત્ત્વને ખોવાના પ્રસગ પ્રાપ્ત થતો નથી.

જે માણસને સાધક બનાવવો હોય તેનો જમણો હાથ ચતો નીચે મુકાવવો અને તેના ઉપર સિધ્ધે થોડાં વિધાન માર્જન કરવાં. આ પ્રમાણે આશરે ૧૦ થી ૧૫ મિનિટ સુધી કરવું. આમ કરવાથી સાધકના હાથમાં ગરમી લાગવા માંડે તો તે સાધક આ ક્રિયા માટે યોગ્ય છે એમ સમજવું.

બીજી રીત એવી છે કે સાધકને ઉભો રાખીને તેની આંખો બંધ કરાવવી. પછી સિધ્ધે પોતાના જમણા હાથની પાંચે આંગળીઓનો ગુચ્છા કરી સાધકની ભ્રકુટી આગળ

પાંચેક મિનિટ ધરવો. પછી તેના મોં ઉપર માર્જન કરવું. પછી આંગળીઓનો ગુચ્છ સાધકની ભ્રકુટી આગળ ધરવો, અને તેને ખેંચતા હોઇએ તેમ ગુચ્છવડે તેને આપણી તરફ ખેંચવો. આમ કરવાથી સાધક આપણી તરફ નમવા લાગે તો તેના ઉપર આ પ્રયોગ લાગુ પડશે એમ સમજવું. અને તેના ઉપર આ પ્રયોગ લાગુ પડશે એવી ખાત્રી થાય એટલે ગયા કિરણમાં બતાવ્યા પ્રમાણે તેના ઉપર પ્રયોગ કરવો.

નવમા કિરણમાં જણાવ્યા પ્રમાણે સાધક ઉપર ઉપરાઉપરી ક્રિયા કરવાથી પ્રથમ તેને નિદ્રાવસ્થા એટલે સ્થૂલશરીર અભાનાવસ્થા થાય છે. પ્રયોગ કરનારે સાધકના શરીરના દરેક અવયવોમાંથી પરમાણુઓ ખેંચીને તે પરમાણુઓને પોતાની મુઠીમાં ભરી તે મુઠીને સાધકના માથા ઉપર જોરથી ઠાલવતી વખતે “ **તમે એકદમ ઊંઘી જાઓ** ” એવો સંકલ્પ દરેક વખતે કરવો શરૂજ રાખવો. આ પ્રમાણે ૧૫ મિનિટસુધી પ્રયત્ન કરવાથી સાધક એકદમ ઊંઘી જશે. કદાચ પંહેલે દિવસે ઊંઘ ન આવે તો ગભરાવું નહીં. બીજે દિવસે તેજ સાધક ઉપર ફરીથી તેજ પ્રમાણે પ્રયોગ કરવો. વળી બીજે દિવસે પણ ઊંઘ ન આવે તો ત્રીજે દિવસે પ્રયત્ન કરવો. આ પ્રમાણે સાધકને જેટલા દિવસસુધી ઊંઘ ન આવે તેટલા દિવસસુધી પ્રયત્ન જારીજ રાખવો. કેટલાક મનુષ્યોના શરીરનાં પરમાણુઓ એવાં હોય છે કે તેઓ પહેલેજ દિવસે ઊંઘી જાય છે અને કેટલાકનાં પરમાણુઓ એવાં હોય છે કે દશ દિવસસુધી પણ ઊંઘતા નથી. મારી પાસે ઘણા

કેસો આવી ગયા તેમાં લગભગ પોણા ભાગને તો હું એકજ દિવસમાં આ પ્રયોગની ત્રીજી કે ચોથી ભૂમિકામાં લાવતો હતો અને પા ભાગને ઊંઘાડતા ૪ થી ૭ દિવસ થતા હતા. એટલે કદાચ સાધક પહેલે દિવસે ઉંઘી ન જાય તો કંટાળવું નહિ તેમજ આ વિદ્યા તરફ અણગમો બતાવીને તેમાં અશ્રદ્ધા લાવવી નહીં. એતો જેમ જેમ સિદ્ધનાં અને સાધકનાં બન્નેનાં પરમાણુઓ અરસપરસ એકમય થઈ જશે એટલે સાધક છેવટે ઊંઘી જશે ખરો. જો પોતાની સ્ત્રી ઉપર આ પ્રયોગ કરવામાં આવે તો તેની ઉપર જલદીથી અસર થાય છે. કારણ કે પોતાની સ્ત્રીનાં અને પોતાનાં પરમાણુઓ એકમય થઈ ગયાં હોય છે એટલે પોતાની સ્ત્રીને સાધક તરીકે પસંદ કરી લેયતો નવા શીખનારને આ વિદ્યા પ્રાપ્ત કરવાનો જલદીથી લાભ થાય છે. માટે મારી તો સલાહ એજ છે કે બીજા કોઈ માણુસ ઉપર શરૂઆતમા નવા શીખનારે પ્રયોગ ન કરતાં પોતાની સ્ત્રી ઉપરજ પ્રયોગ કરવો. કદાચ કોઈ કુંવારા સિદ્ધ હોય અથવા તો કોઇને પોતાની સ્ત્રી ગુજરી ગઇ હોય તો પોતાની બહેન ઉપર, ભાઇ ઉપર કે પોતાના મિત્ર ઉપર પ્રયોગ કરવો. ટુંકામાં કહેવાનુ એટલુંજ કે પોતાના શરીર સાથે જેઓ વારવાર સમાગમમાં આવતાં હોય તેમની ઉપર પ્રયોગ કરવાથી આ પ્રયોગ બહુ માથાફોડ ન કરાવતાં જલદીથી સિદ્ધ થાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પ્રયત્ન કરતાં સાધકને ઊંઘ આવી જાય એટલે પરમાણુઓ તો તેજ પ્રમાણે ખેંચ્યાજ કરવાં પરંતુ ફક્ત સંકલ્પમાં ફેરફાર કરવો. અત્યારસુધી

**"તમે એકદમ ઊંઘી જાઓ"** એવો સંકલ્પ કરતા હતા તેને બદલે **"તમે એકદમ સુષુપ્તિ અવસ્થામાં આવી જાઓ"** એવો સંકલ્પ કરીને પરમાણુઓને સાધકના માથા-ઉપર ઢાલવવાં. આ પ્રમાણે વારંવાર દૃઢ સંકલ્પપૂર્વક સાધકના માથાઉપર પરમાણુઓ ઢાલવવાથી સાધક નિદ્રાવસ્થાનો ત્યાગ કરીને **સુષુપ્તિ અવસ્થામાં** આવશે. આ સ્થલે નિદ્રા શું અને સુષુપ્તિ અવસ્થા શું તે સાધકોએ સમજવું જોઇએ. માણસ જ્યારે જાગે છે ત્યારે જીવાત્મા શરીરના કયા ભાગમાં રહે છે, માણસ જ્યારે ઊંઘે છે ત્યારે જીવાત્મા શરીરના કયા ભાગમાં રહે છે અને માણસ જ્યારે સુષુપ્તિ અવસ્થામાં આવે છે ત્યારે જીવાત્મા શરીરના કયા ભાગમાં રહે છે તે આ વિદ્યા શિખનાર નવા સિધ્ધોએ જાણવાની જરૂર છે.

મનુષ્ય જ્યારે જાગ્રત હોય છે ત્યારે જીવાત્માની સ્થિતિ ચક્ષુઓમાં રહે છે. આ વખતે મનુષ્યને જગતના દૃશ્ય પદાર્થો દૃષ્ટિગોચર થાય છે. તે અનેક તરેહના ધંધા કરે છે, મિત્રો સાથે હરે ફરે છે અને સ્વાર્થ પરમાર્થનાં બીજાં કામોમાં પ્રવૃત્ત થાય છે. આ વખતે તેના હૃદયમાં અનેક તરેહના હર્ષશોકના તરંગો ઉછળે છે. ભવિષ્યની આશા-ઓમાં તેનું મન કોઈ કોઈ વાર દોડે છે અને પોતાની ઉન્નતિમાટે તે અનેક તરેહની ખટપટો કરે છે.

મનુષ્ય જ્યારે નિદ્રાવસ્થામાં હોય છે ત્યારે જીવાત્માની સ્થિતિ કંઠમાં હિતાનામની નાડી છે તેમાં હોય છે. તેને અનેક તરેહનાં વિચિત્ર સ્વપ્નો આવે જાય છે. સ્વપ્નાવ-સ્થામાં તે કોઇ વખતે મહારાજાધિરાજ બનીને ગાદી ઉપર

બેઠેલો હોય છે, અને તેની આસપાસ સેંકડો નોકરો બે હાથ જોડીને ઊભેલા તે જુએ છે. કોઈ વખત તે છેક ગરીબ થઈ ગયેલો પોતાની મેળે અનુભવ કરે છે. કોઈ વખતે તે આકાશમાં ઉંચે ઉડતો હોય એમ તેને લાગે છે, અને કોઇ વખતે તે એક ઉંડા ખાડામાં પડયો હોય એમ તેને લાગે છે. કોઇ વખતે તે નવયૌવના સ્ત્રીના સમાગમમાં આવેલો હોય એમ તેને લાગે છે અને કોઈ વખતે તેને કેદખાનામાં રાજાના સિપાઈઓ તેના હાથમાં કડી પહેરાવીને તેને લઈ જતા હોય એવો તેને અનુભવ થાય છે. કોઈ વખતે તે સેનાધિપતી બનીને હાથમાં સમશેર પકડી દુશ્મનોના લશ્કરમાં મારમાર કરતો ત્રુટી પડે છે અને કોઈ વખત તે એક સાધારણ સિપાઈથી કેદ પકડાએલો પોતાને જુએ છે. આ વખતે અભિમાની મનોમય જગત્ રચે છે અને મનોમય જગત્માં જાગ્રત્ અવસ્થામાં ન અનુભવ્યા હોય તેવા દેખાવોનો અનુભવ કરે છે.

મનુષ્ય જ્યારે સુષુપ્તિ અવસ્થામાં હોય છે ત્યારે જીવાત્માની સ્થિતિ હૃદયમાં પુરીતત્ નામની નાડી છે તેમાં હોય છે. આ વખતે અભિમાની શાંતિથી પોતાના કારણ શરીર સાથે થોડો ઘણો અભેદભાવને પામી ગયો હોય છે એટલે સૂક્ષ્મશરીર જાગ્રત્ થવાથી અભિમાની મનોમય જગત્ રચતો હતો તે કારણ શરીર સાથે કંઇક પ્રમાણમાં અભેદભાવને પામેલો હોવાથી ત્યાં તેને વધારે શાંતિ મળતી હોવાથી મનોમય જગત્ રચવું છોડી દઇ શાંતિથી હૃદયમાં પુરીતત્ નામની નાડીમાં પડી રહે છે.

અભિમાની જ્યારે કારણ શરીર સાથે લગભગ અરધો અભેદભાવને પામી ગયો હોય છે ત્યારે તે ગાઢસુષુપ્તિ અવસ્થામાં આવી જાય છે. આ વખતે ગમે તેટલા ઘાંટા પાડવા છતાં તે કોઇના પણ ઘાંટા સાંભળતો નથી. તેના શરીરની ચેષ્ટા મુડદા જેવી થઇ જાય છે. પરંતુ જ્યારે ઘણાજ ઘાંટા પાડવામાં આવે અને તેના શરીરને ઢંઢોળવામાં આવે ત્યારે તે જાગ્રત્ થાય છે.

ગાઢસુષુપ્તિ પછી પ્રગાઢસુષુપ્તિ અવસ્થા હોય છે. આ અવસ્થા ઝાડજેવી અવસ્થા કહેવાય છે. આ અવસ્થામાં મનુષ્યનું શરીર તદ્દન નિશ્ચેષ્ટ થઈ જાય છે. તેની આંખો મરી ગયેલા જેવી લાગે છે. તેનાં પોપચાં ઉંચાં કરીને જોતાં તેની આંખોના કોડા તદન મરી ગયેલા અને લોહી વગરના દેખાય છે. નાક આગળ હાથ રાખીને જોઇએ તો શ્વાસ બીલકુલ જતો કે આવતો જણાતો નથી. તેની છાતી કે પેટ પણ બીલકુલ હાલતું નથી. આ સ્થિતિમાં તેના શરીર ઉપર અગ્નિ મૂકીએ કે તેના શરીરના કોઇપણ ભાગને કાપીએ તો તેની લગાર પણ અસર તે મનુષ્યને થતી નથી. આ અવસ્થામાંથી તેને જાગ્રત્ કરી શકાતો નથી. તેના મોં આગળ બેસીને આપણે ગમે તેટલા ઘાંટા પાડીએ, તેના આગળ તોપોના અવાજ કરીએ તોપણ તે સાંભળી શકતો નથી. આ અવસ્થામાં તે બીજાઓના અવાજ સાંભળી શકતો નથી એટલુંજ નહીં પરંતુ પ્રયોગ કરનાર સિદ્ધનો અવાજ પણ તે સાંભળી શકતો નથી. પરંતુ જ્યારે તેને અનુવૃત્તિમાં લઈ

જવામાં આવે ત્યારે તે ફક્ત પ્રયોગ કરનારના શબ્દો સાંભળી શકે છે.

આ પ્રયોગ કરનારે પ્રયોગની સાત અવસ્થાઓ જે નીચે પ્રમાણે બતાવી છે તે સ્મરણમાં રાખવી જોઇએ.

૧ નિદ્રાવસ્થા=સ્થૂલ શરીર અભાનાવસ્થા.
૨ સુષુપ્તિઅવસ્થા=સ્થૂલ શરીર સામાન્ય અભાનાવસ્થા.
૩ ગાઢસુષુપ્તિઅવસ્થા=સ્થૂલ શરીર વિશેષ અભાનાવસ્થા.
૪ પ્રગાઢસુષુપ્તિઅવસ્થા=સ્થૂલ શરીર અંતિમ અભાનાવસ્થા.
૫ અનુવૃત્તિ=સૂક્ષ્મ શરીર સામાન્ય જાગ્રદાવસ્થા.
૬ વિશ્વદૃષ્ટિ=સૂક્ષ્મ શરીર વિશેષ જાગ્રદાવસ્થા.
૭ પ્રત્યક્દૃષ્ટિ=કારણ શરીર જાગ્રદાવસ્થા.

ઉપર જે નિદ્રાવસ્થા આદિનું વર્ણન કરવામાં આવ્યું છે તે સ્વાભાવિક નિદ્રા આદિ રાત્રે આવે છે તે માટે જાણવું. આ પ્રયોગથી જે નિદ્રા આદિ અવસ્થાઓ આવે છે તેમાં ને કુદરતી જે નિદ્રા આદિ આવે છે તેમાં મનુષ્યના ચિત્ત-માં કેટલોક ફેરફાર રહે છે.

હવે આપણે પ્રયોગ ઉપર આવીએ.

ઉપર જણાવવામાં આવ્યું છે કે સાધકના શરીરના દરેક અવયવોના અગ્રભાગમાંથી લીધેલાં પરમાણુઓ સાધ-કના માથાઉપર ઠાલવવાથી સાધક નિદ્રાવસ્થામાં આવ્યો છે એવું પ્રતીત થાય એટલે પરમાણુઓ તો તેજ પ્રમાણે સાધકના શરીરમાંથી ખેંચ્યા કરવાં અને તેજ પ્રમાણે તેના માથાઉપર ઠાલવતાં જવું પરંતુ સંકલ્પમાં ફેરફાર કરવો.

અત્યારસુધી "તમે, ઊંઘી જાઓ" એવો સંકલ્પ કરવામાં આવતો હતો તેને બદલે તમે "સુષુપ્તિઅવસ્થામાં આવો" એવો દૃઢ સંકલ્પ કરવો, અને ઉપરાઉપરી ઝપાટાબંધ પર માણુઓ સાધકના શરીરમાંથી ખેંચીને તેના માથાઉપર માથાઉપર ઠાલવવાં. આ પ્રમાણે કેટલોક સમય કરવાથી સાધક સુષુપ્તિઅવસ્થામાં આવશે એમ ઉપર જણાવી ગયા. સાધક જ્યારે સુષુપ્તિઅવસ્થામાં આવે એટલે સિદ્ધે પરમાણુઓ તો તેજ પ્રમાણે ખેંચ્યા જવાં, પરંતુ "તમે હવે ગાઢ-**સુષુપ્તિઅવસ્થામાં** આવો" આવો સંકલ્પ કરવો. આ પ્રમાણે તેવો દૃઢ સંકલ્પ કરવાથી અને વારંવાર પરમાણુઓ તેના શરીરમાંથી ખેંચીને સાધકના માથાઉપર ઠાલવવાથી સાધક ગાઢસુષુપ્તિ અવસ્થામાં આવશે. ત્યાર પછી પરમાણુઓ તેજ પ્રમાણે ખેંચવાથી પરંતુ સંકલ્પને બદલવાથી અર્થાત્ "તમે હવે **પ્રગાઢસુષુપ્તિમાં** આવો" એવો સંકલ્પ કરવાથી સાધક પ્રગાઢસુષુપ્તિઅવસ્થામાં આવશે. સ્થૂલ શરીરની અંતિમ અભાનાવસ્થા એ પ્રગાઢસુષુપ્તિઅવસ્થા છે. જો સિદ્ધનું મનોબળ વિશેષ ન હોય અને સાધકના સૂક્ષ્મ શરીરને તે જગાડી ન શકે તો આ અવસ્થા પણ ભયંકર અવસ્થા ગણાય છે. કારણ કે અભિમાની મૂઢપણે પોતાના કારણ અજ્ઞાનમાં લીન થઈ ગયેલો હોય છે એટલે જેમ બહેરો અને મુંગો કોઈના શબ્દો સાંભળતો નથી તેમજ કશું બોલી શકતો નથી તેમ આ પણ કોઈના શબ્દો સાંભળી શકતો નથી તથા તેની બધી ઇંદ્રિયો પોતાના કારણમાં વિલિન થયેલી હોવાથી તે કશું બોલી શકતો નથી તેમજ બીજી

ઇસારત પણ કરી શકતો નથી. માટે આવી અવસ્થામાંથી સાધકને નવું જીવન આપવું હોય તો સાધકના સ્થૂલશરીરમાંથી તેનું હુંપણું છોડાવીને તેના સૂક્ષ્મશરીરને જાગ્રત્ કરવું જોઇએ. અથવા તો તેના ઉપર વિસર્જનમાર્જન કરીને તેને એકદમ જગાડી દેવો જોઇએ. હથેલીના પૃષ્ઠ ભાગને સાધકના પગથી માથા પર્યંત ઉપર લઈ જવો અને તે હથેલીનો પૃષ્ઠ ભાગ સાધકના માથાઉપર આવી જાય એટલે સિધ્ધે પોતાની તે હથેલી પોતાના ખભાતરફ પાછી ખેંચી લેવી તેને વિસર્જનમાર્જન કહે છે, જે સંબંધી વિશેષ વર્ણન આગળ ઉપર આવશે. સૂક્ષ્મશરીર જાગ્રત્ થવાથી સાધક શ્વાસ લેવા માંડશે, તેના શરીરનાં અવયવોમાં પણ ચેતન આવશે અને તે સિદ્ધ સાથે આ જગતના અને અદૃશ્ય વસ્તુઓના ખુલાસા કરશે. જે વિષેની હકીકત હવે પછીના કિરણમાં આવશે.

ઉપર જે નિદ્રાવસ્થા, સુષુપ્તિઅવસ્થા, ગાઢસુષુપ્તિઅવસ્થા અને પ્રગાઢસુષુપ્તિઅવસ્થા સંબંધી જે કહેવામાં આવ્યું તેમાં જેની ઉપર પ્રયોગ કરવામાં આવ્યો હોય તે સાધકને તેવી અવસ્થાઓ ક્રમપૂર્વક જે વખતે પ્રાપ્ત થાય છે તે કેવાં લક્ષણો ઉપરથી સાધક તે તે અવસ્થાઓમાં આવ્યો છે એમ જાણવું એવી જેમને શંકા થાય તેમની શંકાનું સમાધાન નીચે પ્રમાણે છે.

સાધક જ્યારે નિદ્રાવસ્થામાં આવ્યો હોય ત્યારે તેની આંખો ભારે હોય છે, તેનાં નસકોરામાંથી સાધારણ રીતે

જેમ કોઈ માણુસ ઊંઘતો હોય અને પવનની આવજા થાય તેમ થયા કરે છે. કોઈ કોઇ વખતે તેનાં ધીમાં નસકોરાં પણુ બોલે છે.

સાધક જ્યારે સુષુપ્તિઅવસ્થામાં આવ્યો હોય ત્યારે તેનાં નસકોરાં બોલતાં બંધ થાય છે. તેનું હૃદય પણુ ધીમું ધીમું હાલતું જણાય છે અને તેના હાથને કે પગને સ્પર્શ કરીએ તો તેની તેને ખબર પડતી નથી. તેનો હાથ લગાર ઉંચકીને નીચે મુકીએ તેની પણુ તેને ખબર પડતી નથી, આ વખતે તેને એક ઘાંટો પાડીએ તો તેના સાંભળવામાં આવતો નથી, પરંતુ બે ત્રણુ ઘાંટા પાડીએ તો તે સાંભળે છે.

સાધક જ્યારે ગાઢ સુષુપ્તિ અવસ્થામાં આવે છે ત્યારે તેનાં નસકોરાંમાંથી પવન આવજા થતો બંધ થાય છે, તેને જોરથી કેટલાક ઘાંટા પાડીએ તે પણુ તે સાંભળતો નથી, તેનો હાથ જોરથી ઉંચો કરીએ તેની તેને સમજણુ પડતી નથી અને તે હાથ એમને એમ ઉંચો રહે છે, તેના પગ પણુ ઉંચા રાખ્યા હોય તો ઉંચા રહે છે, જ્યારે ઘણુાજ ઘાંટા પાડવામાં આવે અને તેના શરીરને ઢંઢોળવામાં આવે ત્યારે તે જાગ્રત્ થાય છે.

પ્રગાઢસુષુપ્તિઅવસ્થામાં જ્યારે સાધક આવે છે ત્યારે ગાઢસુષુપ્તિ અવસ્થામાં જે લક્ષણો બતાવ્યાં છે તે ઉપરાંત સાધકની આંખોના ડોળા કોડા જેવા થઇ ગયેલા માલમ પડે છે, તેને ગમે તેટલા ઘાંટા પાડો, ઉંચેથી નીચે પછાડો, તેના શરીર ઉપર અગ્નિ મૂકો કે તેના શરીરના કોઈપણુ ભાગને કાપો તેની તેને ખબર પડતી નથી. દાકતર લોકોને

જ્યારે વાઢકાપનું કામ કરવું હોય છે ત્યારે તેને કલોરો-ફોર્મ સુંઘાડીને આવી અવસ્થામાં લાવ્યા પછી વાઢકાપનું કામ કરે છે. ૐ

## કિરણ ૧૧ મું.

:+:

### સાધકના ચિત્તની અવસ્થાઓ પૈકી પાંચમી અને છઠ્ઠી અવસ્થાઓનું વર્ણન.

સાધકના ચિત્તની ૪ થી અવસ્થા જેને પ્રગાઢસુષુપ્તિ-અવસ્થા કહેવામાં આવે છે તેનું વર્ણન ઉપર થઈ ગયું છે. હવે તેના ચિત્તની પાંચમી અવસ્થા કે જેને અનુવૃત્તિ=સૂક્ષ્મશરીર જાગ્રદાવસ્થા અને વિશ્વદૃષ્ટિ=સૂક્ષ્મશરીર વિશેષ જાગ્રદાવસ્થા કહેવામાં આવે છે તેનું વર્ણન થાય છે.

સાધક જ્યારે પ્રગાઢસુષુપ્તિ અવસ્થામાં આવી જાય એટલે સિદ્ધે લગાર પણ ન ગભરાતાં પોતાના સાધકને અનુવૃત્તિમાં લાવવાનો પ્રયત્ન કરવો. અનુવૃત્તિથી માંડીને પ્રત્યક્દૃષ્ટિ સુધીની અવસ્થાઓ ક્રમાત્ બહુ ભય ભરેલી છે, એટલે અનુવૃત્તિ કરતાં વિશ્વદૃષ્ટિસુધીની અવસ્થા વધારે ભય ભરેલી છે અને તેના કરતાં પ્રત્યક્દૃષ્ટિસુધીની અવસ્થા તો અતિશય ભય ભરેલી છે, માટે જેને યોગની દિશાનું લગાર પણ ભાન ન હોય તેવા સિદ્ધોએ પોતાના સાધકને પ્રત્યક્દૃષ્ટિમાં નજ લાવવા એવી મારી તેમને ખાસ સૂચના છે. આસ્થિતિમાં આવેલો સાધક સાધારણ સંકલ્પ બળથી

કે અનેક પ્રકારનાં વિસર્જનમાર્જનોથી જો સિદ્ધમાં યોગબળ નહોય તો જાગ્રત્ થઈ શકતો નથી. હવે સાધક અનુવૃત્તિમાં કેવી રીતે આવે છે તે બતાવાય છે.

૧૦ મા કિરણમાં બતાવ્યા પ્રમાણે પરમાણુઓ તો તેજ પ્રમાણે ખેંચ્યા કરવાં, પરંતુ સંકલ્પમાં ફેરફાર કરી નાખવો. અત્યારસુધી “ તમે પ્રગાઢસુષુપ્તિઅવસ્થામાં આવો ” એવો તમે સંકલ્પ કરતા હતા તેને બદલે “ તમારું સૂક્ષ્મશરીર જાગ્રત્ થવા માંડો અને તમે અનુવૃત્તિમાં આવો ” એવો દૃઢ સંકલ્પ વારંવાર કરવો અને સાધકના શરીરના અવયવોમાંથી પરમાણુઓ ખેંચી ખેંચીને તેના માથા ઉપર જોરથી ઢાલવવાં. આમ વારંવાર કરવાથી સાધકનું હુંપણું જે સ્થૂલ દેહમાં હતું તે છૂટી જશે અને તેનું સૂક્ષ્મશરીર કંઇક જાગ્રત્ થશે. સાધકનું સૂક્ષ્મશરીર જાગ્રત થશે એટલે તેનું બધું શરીર યંત્ર, તેની ઇંદ્રિયો વગેરે સિદ્ધના કાબુમાં આવી જશે, અને આ અવસ્થામાં સિદ્ધ તેને જેજે આજ્ઞાઓ કરશે તે માનશે. આ અવસ્થામાં સાધક પોતાના સિદ્ધના બોલેલા શબ્દો સિવાય કોઈના પણ શબ્દો નહીં સાંભળે એટલુંજ નહીં પરંતુ તેના મોં આગળ તોપના અવાજ કરવામાં આવે તે પણ તે સાંભળશે નહીં. સાધક ખરેખરી રીતે અનુવૃત્તિમાં આવ્યો છે કે નહીં તેની પરીક્ષામાટે સિદ્ધે ધીમેથી “ સાધક ” એમ કહીને તેને બોલાવવો. જો સિદ્ધના ધીમા શબ્દો તે સાંભળે અને તુરતજ “ હાં ” એવો ઉત્તર આપે તો જાણવું કે સાધક અનુવૃત્તિમાં આવી ગયો છે. આ સ્થિતિમાં તમે એક પ્યાલામાં જળ

લાવીને તેને એમ કહેશો કે આ ગરમાગરમ દૂધ છે, તે પી જાઓ એટલે સાધક તે પાણી પી જશે. પછી જ્યારે તમે તેને પૂછશો કે શું પીધું ? ત્યારે તે એમ ઉત્તર આપશે કે મેં ગરમાગરમ દૂધ પીધું. ત્યાર પછી તમે તેને પૂછશો કે દૂધમાં શું નાખ્યું હતું ? તો તે કહેશે કે સાકર, ઈલાયચી, કેસર વગેરે જે જે પદાર્થો દૂધમાં નંખાતા હશે તેનું નામ દેશે અને તેને પાણીનો સ્વાદ પણ ગરમાગરમ દૂધમાં સાકર, ઈલાયચી, કેસર વગેરે જાતના તેજાના નાખેલા જેવો લાગશે. દૂધની આ ક્રિયા થઇ રહ્યા પછી તમે તમારા હાથમાં એક કાગળ લઈને તેને વાળીને તમારા સાધકના જમણા હાથમાં આપશો અને તેને તમે કહેશો કે મુંબઈમાં વિક્ટોરીઆગાર્ડન છે તે બાગમાંથી આ ફુલ હમણાંજ લાવવામાં આવ્યું છે, તે તમે સુંઘો એટલે સાધક તરતજ તે કાગળ હાથમાં પકડીને પોતાના નાકસુધી લઈ જશે, અને તેને સુંઘશે. પછી જ્યારે તમે તેને પૂછશો કે તે ફૂલ શેનું છે ? તો તેને જેવી સુગંધ આવી હશે તેવા ફૂલનુ નામ દેશે. ત્યાર પછી તમે તેની પછવાડે ઊભા રહીને તમારા શરીરની જેવી ચેષ્ટા કરશો તેવી ચેષ્ટા અનુવૃત્તિમાં આવેલો આ સાધક કરશે. તમે ધીમેથી સીટી વગાડશો તો તે પણ સીટી વગાડશે. તમે ખુંખારો કરશો તો તે પણ ખુંખારો કરશે. તમે તમારો હાથ ઉંચો કરશો તો તે પણ તે પ્રમાણે પોતાનો હાથ ઉંચો કરશે. આ સ્થિતિમાં આપણે તેને જે જે પ્રશ્નો પૂછીએ તે જાગ્રત્ થયા પછી તેને યાદ રહેતા નથી, પરંતુ આપણે તેને એમ કહીએ

કે જાગ્રત્ થયા પછી તમે અમુક બાબતો યાદ રાખજો, તો તે તેટલીજ બાબતો યાદ રાખશે અને જાગ્રત્ થયા પછી તે બાબતો વિષે પૂછતાં તેના ઉત્તર તે બરોબર આપશે. તેને જાગ્રત્ કરવા માટે વિસર્જનમાર્જન ન કરવાં હોય તો “ તું અમુક સમય પછી જરૂર જાગ્રત્ થઈશ ” એવી સ્પષ્ટપણે સૂચના તેને આપવાથી તે તેટલો સમય વ્યતીત થતાં જાગ્રત્ થઇ જાય છે. અથવા તો એક બે ત્રણ એમ બોલી ત્રણ વખત તાલી પાડીને “ એકદમ જાગ્રત્ થઈ જાઓ ” એ પ્રમાણે જોસબંધ બોલવાથી પણ સાધક જાગ્રત્ થઇ જાય છે. જાગ્રત્ થયા પછી તેની આંખો અને માથું ભારે હોય તથા શરીરના બીજા અવયવો ભારે હોય તો તે સ્થલે વિસર્જનમાર્જન કરવાથી તે બધું હલકું થઇ જશે.

**વિશ્વદૃષ્ટિ:**—સાધક અનુવૃત્તિમાં આવ્યાપછી “ તમારું સૂક્ષ્મશરીર સંપૂર્ણપણે જાગ્રત્ થઈ જાઓ—તમે સંપૂર્ણપણે વિશ્વદૃષ્ટિમાં આવી જાઓ—એવો દૃઢ સંકલ્પ કરવાથી અને તેના ઉપર ક્રિયા પણ વારંવાર કરવાથી સાધક વિશ્વદૃષ્ટિમાં આવી જાય છે. વિશ્વદૃષ્ટિ એ આ ક્રિયાની છઠ્ઠી ભૂમિકા છે. આ સ્થિતિમાં સાધકની આંખો તદન બંધ છતાં પોતાના ઘરમાં, બીજાના ઘરમાં શી શી ચીજો છે તે કહી શકે છે. અમુક માણસ આ વખતે શું કરે છે તે પણ કહી શકે છે. તમને વ્યાપારથી કે બીજી રીતે ફાયદો થશે કે નુકસાન થશે તે પણ કહી શકે છે. અર્થાત્ વિશ્વમાં બનતા બધા ચમત્કારોનું તે લગભગ બરોબર રીતે વર્ણન કરી શકે છે. વિશ્વદૃષ્ટિનો અર્થજ એવો છે કે જેની ઉપર ક્રિયા

થઈ હોય તેની પ્રથમ જે સંકુચિત દૃષ્ટિ હતી તે તેનું હૃદય ખીલવાથી અને તેનુ સૂક્ષ્મશરીર જાગ્રત્ થવાથી તેની વિશાળ દૃષ્ટિ થઇ છે અને તે વિશાળ દૃષ્ટિવડે વિશ્વમાં જે જે પ્રાણી પ્રદાર્થો હોય તે જોઇ શકે છે. આવીરીતે ઘણા માણસોને હું વિશ્વદૃષ્ટિમાં લાવ્યો છું અને તેમના દ્વારાએ ઘણાં ઔષધો પણ મેં જાણી લીધાં છે તથા કેટલીક ગુપ્ત બાબતો પણ મેં જાણી લીધી છે.

વિશ્વદૃષ્ટિની અવસ્થા બધા સાધકોને પ્રાપ્ત થાય એવો કંઈ નિયમ નથી, તેમજ બધા સિધ્ધો પોતાના સાધકોને આ અવસ્થામાં લાવી શકે એવા મનોબળવાળા પણ હોતા નથી. સૂક્ષ્મદેહ—લિંગદેહને જાગ્રત્ કરવો એ સામાન્ય સિદ્ધનું ગજું નથી. સિદ્ધનામાં કેટલું બધું મનોબળ હોય તો પોતાના સાધકને તે આ અવસ્થામાં લાવી શકે. સ્થૂલશરીર ઉપર પ્રયોગ કરતાં જેટલી સાવધાનતા રાખવી પડે છે તેના કરતાં હજારગણી સાવધાનતા સૂક્ષ્મશરીરને જાગ્રત્ કરવામાં રાખવી પડે છે. જો સિદ્ધ પોતાના સાધકને આ અવસ્થામાં લાવતી વખતે અને લાવ્યા પછી પૂરેપૂરી સાવધાનતા ન રાખે તો ક્યાંતો સાધકનો લિંગદેહ વિક્રિયાવાળો થઈ જાય, સાધક ગાંડો થઈ જાય, સિદ્ધના વશમાં ન રહે અને તે પછી તે ગમે તેવાં તોફાન મચાવી મુકે. માટે સિદ્ધના હૃદયમાં પૂર્ણ હીંમત હોય અને તેનામાં યોગનું કંઈપણ બળ હોય તોજ તેણે પોતાના સિદ્ધને વિશ્વદૃષ્ટિમાં લાવવો. નહીં તો પછી થોડા મનોબળવાળા સિદ્ધને પોતાના સાધકને વિશ્વદૃષ્ટિમાં લાવવાની હું સલાહ આપતો નથી.

જ્યારે વિશ્વદૃષ્ટિમાં સાધક આવશે ત્યારે પો ાની ઇચ્છાથીજ બોલવાનો પ્રયત્ન કરતો જણાશે. જાણે તે કંઈ બોલવાની ઇચ્છા કરતો હોય એમ તે પોતાના હોઠ ફફડાવા માંડશે, અને આંખોનાં પોપચાં પણ ફરકાવા માંડશે. આ વખતે તેને બોલવામાં કદાચ અડચણ પડતી હોય તો થોડા માર્જન કરી તેના ગળાનો તથા મોંનો માર્ગ ખુલ્લો કરી આપવો એટલે તે જાગતા મનુષ્યની પેઠે સ્પષ્ટ શબ્દોથી બોલવા લાગશે, અને તમારી સાથે વાતો કરવા લાગશે. આવી સ્થિતિમાં આવેલા સાધકને ધીમે ધીમે કેળવવાથી આગળ જતાં તેને આખા વિશ્વનું, વિશ્વમાં રહેલા પદાર્થોનું જ્ઞાન થવા લાગશે. આવી સ્થિતિમાં સાધકોની ઇંદ્રિયોનાં સ્થાનો પણ ફરી જાય છે. તેની કર્ણેન્દ્રિય હાથના ટેરવામાં પગના ટેરવામાં, ઢીંચણમાં, કપાલમાં, ખભામાં કે પેટ ઉપર પણ આવી જાય છે. આંખની ઇંદ્રિ પણ શરીરના ગમે તે ભાગમાં ફરી જાય છે. મારા એક સાધક ઉપર ક્રિયા કરીને તેને વિશ્વદૃષ્ટિમાં જ્યારે હું લાવતો હતો ત્યારે તેની આંખની ઇંદ્રિ એકદમ કપાલમાં આવી જતી હતી અને કોરા કાગળ ઉપર કોઇ શબ્દો લખીને હું તેના હાથમાં આવતો ત્યારે તે સાધક તે કાગળને પોતાના કપાલ ઉપર લગાડી તેમાં જે લખ્યું હોય તે વાંચીને કાગળને ફેંકી દેતો. તેની અથવા તો બીજા સાધકને પણ વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી તેની કર્ણેન્દ્રિય કોઈ વખત પગના ટેરવામાં, કોઈ વખત હાથના ટેરવામાં અને કોઈ વખત ઢીંચણમાં આવી જતી. એટલે હું તેને ગમે તેટલા ઘાંટા પાડીને બોલાવતો તેની અસર તેને થતી નહોતી,

પરંતુ જે ઠેકાણે તેની કર્ણેન્દ્રિય આવી ગઈ હોય તે ભાગને હાથ લગાડી હું ધીમેથી તેનું નામ લઇને તેને બોલાવતો તો તે તુરતજ સાંભળતો અને જાગ્રત્ કરવાની આજ્ઞા કરતાં તુરતજ જાગ્રત્ પણ થઈ જતો.

આવી સ્થિતિમાં આવેલા સાધકને સારીરીતે કેળવવા માટે એકદમ આઘેના પ્રશ્નો પૂછવા નહીં. પ્રથમતો નાની નાની પાસેની વાતો પૂછવી. આપણા હાથમાં કંઈ પકડી રાખીને પૂછવું કે મારા હાથમાં શું છે? એક તપેલા નીચે કંઈ વસ્તુ બીજા માણસ પાસે મૂકાવીને પૂછવું કે તપેલા નીચે શું છે? બીજા મનુષ્યના હાથમાં કંઈ વસ્તુ પકડાવીને પૂછવું કે અમુક માણસના હાથમાં શું છે? પેટીમાં કંઈ વસ્તુ કોઈની પાસે મૂકાવીને પૂછવું કે પેટીમાં શું છે? આ બધાનો ઉત્તર જો સાધક બરોબર રીતે આપે તો ઠીક છે અને જો તેના ઉત્તર બરોબર રીતે ન આપે અને જવાબ આપતાં ગભરાય તો તેને કહેવું કે તમે ગભરાશો નહીં, જુઓ મેં તમને સંપૂર્ણરીતે પ્રકાશ આપ્યો છે, અને જેની મૂઠીમાં જે વસ્તુ છે તે તમારાથી સ્પષ્ટપણે દેખાય છે, તેમની મૂઠી ખુલ્લી કરી નાખી છે, તપેલું પણ ખુલ્લુ છે અને તેમાં પુષ્કળ પ્રકાશ છે, પેટીનું ઢાંકણું પણ ખુલ્લુ છે અને પેટીમાં પણ પૂર્ણ પ્રકાશ છે. આ પ્રમાણે તેને કહેવાથી તમે તેને જે જે પ્રશ્નો પૂછ્યા હશે તેના તે બરોબર રીતે ઉત્તર આપશે. મારા સાધકને આવી આવી બાબતો મેં ઘણી પૂછી છે અને તેના ઉત્તર પણ સાચા મળ્યા છે. મેં એક સાધક ઉપર પ્રયોગ કરીને તેને વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી

મારી સ્ત્રીને મારાથી છાની રીતે તપેલી નીચે કોઈ વસ્તુ મુકવા માટે કહ્યું. તેણીએ તપેલા નીચે હું ન જાણું તેમ એક વસ્તુ મુકી. ત્યાર પછી મેં મારા સાધકને કહ્યું કે આ તપેલા નીચે શું છે તે કહો. એટલે તેણે તુરતજ કહ્યું કે લોઢાની ગોળ વસ્તુ છે. મેં પૂછ્યું કે તે શી વસ્તુ છે? ત્યારે તેણે કહ્યું કે લોઢાની રકેબી છે. ત્યાર પછી તપેલું ઉઘાડીને જોતાં તેની નીચેથી લોઢાની રકેબીજ નીકળી. વળી એક માણસને મેં તેની મુઠીમાં કંઇ રાખવા કહ્યું એટલે તેણે તેની મુઠીમાં હું ન જાણું તેમ કંઇ રાખ્યું. પછી મેં મારા સાધકને પૂછ્યું કે આ માણસની મુઠીમાં શું છે? ત્યારે તેણે તુરતજ કહ્યું કે તેમની મુઠીમાં પૈસો છે. પછી પેલા માણસને પૂછતાં તેણે કબુલ કર્યું કે ખરી વાત છે. મારી મુઠીમાં પૈસો છે. વળી ફરીથી મેં મારી સ્ત્રીને એ તપેલા નીચે હું ન જાણું તેમ કંઇ વસ્તુ મુકવા કહ્યું, તે પ્રમાણે તેણે તપેલા નીચે કંઈ વસ્તુ મુકી. પછી મેં મારા સાધકને પ્રશ્ન કર્યો છે તપેલા નીચે શું છે? ત્યારે તેણે ઉત્તર દીધો કે તપેલા નીચે પવાલું છે. મેં તપેલું ઉઘાડીને જોયું તો તેની નીચે પવાલુંજ હતું. પરંતુ પવાલામાં ચોખા હતા તે માટે મેં પૂછ્યું કે તમે કહો છો તે સાચી વાત છે, પરંતુ પવાલાની અંદર શું છે? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે કંઈ ધોળું ધોળું દેખાય છે. મેં પ્રશ્ન કર્યો કે ધોળું ધોળું શું દેખાય છે? એટલે તેણે લગાર વિચાર કરીને જવાબ દીધો કે તે ચોખા છે.

અહીંઆં મારે કેટલુંક સ્પષ્ટિકરણ કરવાની અગત્ય છે તે એ છે કે સિદ્ધ ન જાણે તેમ બીજા માણસ પાસે ગુપ્તપણે

પેટી વગેરેમાં વસ્તુઓ મુકાવીને તેના ઉત્તર બરોબર રીતે મેળવવામાં વિશ્વદૃષ્ટિની ખુબી રહેલી છે. જો સિદ્ધના જાણુવામાં આવે કે પેટીમાં કે બીજે ઠેકાણે અમુક વસ્તુઓ મુકેલી છે તો તે વસ્તુનો સંકલ્પ સિદ્ધના મનમાં સ્ફુરવાથી સાધક સિદ્ધના સંકલ્પને તુરતજ જાણી લેછે અને પછી સાચી વાત ન કહેતાં તે ગપાટા મારવાજ મંડી જાય છે, માટે સિદ્ધ ન જાણે તે પ્રમાણે પેટી વગેરેમાં બીજા માણુસો પાસે અમુક વસ્તુઓ મુકાવવાથી વિશ્વદૃષ્ટિમાં આવેલો સાધક તે વસ્તુઓ પોતાની મેળે બરોબર રીતે જોઈ શકે છે અને તેના ઉત્તરો પણ તે સાચા દે છે. આ પ્રમાણે તેવી વસ્તુઓ માટે પૂછ્યા પછી આપણી પડોશમાંજ અમુક માણુસો શું કરે છે તે પૂછવું, જેના ઉત્તર તે બરોબર રીતે આપશે. ત્યાર પછી પોળમાં અમુક માણુસો શું કરે છે તે પૂછવું એટલે તેના ઉત્તરો પણ તે બરોબર આપશે. ત્યાર પછી શેહેરના અમુક ભાગમાં અમુક માણુસો શું કરે છે તે પૂછવાથી તેના ઉત્તરો તે બરોબર આપશે. ત્યાર પછી પરગામમાટે અને આખરે વિશ્વમાં ગમે તે સ્થલ માટે પૂછતાં તેના ઊત્તર પણ તે બરોબર આપશે. આ માટે હું, બે ત્રણ દાખલા આપીને વાચક સજ્જનોના મનની ખાત્રી કરીશ.

શ્રીયુત ખબાશંકર જેદેવરામ પંડ્યા તથા તેમના સગા શ્રીયુત જેઠાભાઈનામના ગૃહસ્થ એ બન્ને કામપ્રસંગે મુંબઇ જતાં મારા ત્યાં ઊતર્યા હતા. રા૦ પ્રાણુજીવન અમરેશ્વર જેઓ મારી પાસે ક્લાર્કનું કામ કરે છે તેઓ પણ અમદાવાદમાંજ હતા. રાત્રી પડી એટલે મારી પરીક્ષા માટે કે સ્વા-

ભાવિકરીતે શ્રીયુત ખબાશંકરે પ્રશ્ન કર્યો કે અત્યારે રા૦ પ્રાણજીવન શું કરે છે તે પ્રયોગ કરીને પૂછી જુઓ. તેમના મનના સમાધાન માટે મેં પ્રયોગ કરીને પૂછી જોયું કે પ્રાણજીવન અત્યારે શું કરે છે ? તો ઉત્તરમાં મારા સાધકે જવાબ આપ્યો કે તેઓ ટોપી તથા પહેરણ પહેરીને અહીં આવવા નીકળતા હતા પરંતુ કંઈ કામ પ્રસંગે તેઓ તેમની સ્રી સાથે વાત કરવામાં રોકાયા છે. શ્રીયુત ખબાશંકરે તેમના પ્રશ્નનો આ ઉત્તર સાંભળીને ઘડીઆળમાં જોઇને તે સમય નોંધી લીધો, પછી તે બન્ને ગૃહસ્થો કપડાં પહેરીને રા૦ પ્રાણજીવનના ઘેર ગયા. આ વખતે રા૦ પ્રાણજીવન ટોપી તથા પહેરણ પહેરીને ઉભા હતા તથા પોતાની સ્રી સાથે વાતચિત કરતા હતા. તેમણે આ બન્ને ગૃહસ્થોને જોઇને પોતાની મેળેજ કહી દીધું કે આશરે ૧૫ મિનિટ ઉપર કપડાં પહેરીને ત્યાં આવવા હું તૈયાર થયો હતો પરંતુ મારા ઘરમાંથી મને વાતોમાં રોકવાથી હું અહીં ઉભો છું, ચાલો હવે આપણે જઇએ. શ્રીયુત ખબાશંકર વગેરે ને આ પ્રત્યક્ષ અનુભવથી આ વિદ્યાપ્રતિ સારી શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી.

બીજો દાખલો શ્રીમાન ગોપાળશંકર વેણીશંકર ભચેચ હજુરી ડેપ્યુટી કલેકટર સાહેબનો છે. આશરે ૧૨ માસ અગાઉ તેમની ઇચ્છા આ વિદ્યાનો પ્રયોગ જોવાની થઈ હતી એટલે તેમણે મને તેમના ઘેર બોલાવીને મારી પાસે આ પ્રયોગ કરાવ્યો હતો, તેમાં તેમણે જે જે સવાલો પૂછાવ્યા હતા તે બધા સત્ય હતા. આ વખતે શ્રીયુત લક્ષ્મીશંકર લાલજી દાકતર એલ. એમ. એન્ડ. એસ. તે વખતે હાજર

હતા. તેમણે પણ વિશ્વદૃષ્ટિના ચમત્કારનો પ્રયોગ જોઇને આ વિદ્યાપ્રતિ પોતાની પ્રસન્નતા દર્શાવી હતી.

એક માણસની સ્ત્રીએ ખાનગી રીતે કેટલાક રૂપીઆ તેણીના ભાઇના ઘેર મુકયા હતા. તે માણસ જાણતો હતો કે તેણીએ આશરે ૧૦૦—૧૨૫ રૂપીઆ તેણીના ભાઇના ઘેર મુકયા છે. પરંતુ સાધારણ રીતે જાણવામાટે તેણે તેણીને પ્રશ્ન કર્યો કે તારી પાસે કેટલા રૂપીઆ છે? અને તે રૂપીઆ તેં કયાં મુકયા છે? તેના પ્રશ્નના ઉત્તરમાં તે-ણીએ કહ્યું કે અમે બૈરાં માણસ, અમારી પાસે રૂપીઆ કયાંથી હોય? કંઈ ગાંડા થયા કે શું? આવો ઉત્તર સાં-ભળી તે માણસ તે વખતે મૌન થયો. પછી દશ બાર દિવસ પછી કામ પ્રસંગે તે મારી પાસે આવ્યો અને તેણીના ઉપર પ્રયોગ કરવાનું કહેતાં તેણીના ઉપર પ્રયોગ કર્યો અને તેને વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી પૂછયું કે તારી પાસે કંઈ રૂપીઆ છે? ત્યારે તેણે કહ્યું કે હા મારી પાસે ખોબો ભરીને રૂપીઆ છે ( તે સ્ત્રી અભણ હોવાથી તેને રૂપીઆ ગણતાં નહોતા આવડતા એટલે ખોબો ભરીને રૂપીઆ કહ્યા ) પરંતુ તે રૂપીઆ મેં મારા ભાઇ પાસે મુકયા છે. થયું! આ વિદ્યાએ તેણીના અંતઃકરણની વાત મને જણાવી. ત્યાર પછી તેને જાગ્રત્ કર્યા પછી આ બધી હકીકત કહી સંભળાવી એટલે પછીથી તેણે કબુલ કર્યું કે હા, તમે કહો છો તે પ્ર-માણે મેં મારા ભાઈ પાસે રૂપીઆ મુકયા છે.

મારા કારકુન પ્રાણજીવન અમરેશ્વરને મેં મુંબઈ મો કલ્યા હતા. ત્યાં તે કેવી રીતનું કામ કરે છે તેની ખબર

હું શત્રે મારા સાધકદ્વારાએ જાણી લેતો હતો અને પછી તેમને પત્રથી પૂછાવતાં હું જે પ્રશ્નો કરતો હતો તેના ઉત્તરમાં મારા સ્નેહી મને લખતા હતા કે તમે જે પ્રશ્નો પૂછ્યા હતા તેના ઉત્તરો બધા સાચાજ હતા.

વિશ્વદૃષ્ટિમાં આવ્યા પછી કોઇ કોઈ વખતે સાધકો વસ્તુના આકાર વગેરેને પ્રથમ બીજીજ રીતે જુએ છે એ પણ સ્મરણમાં રાખવાનું છે. પરંતુ તેને વધારે પ્રકાશ અને અને વસ્તુઓના આકારને ઓળખવાનું બળ આપવાથી છેવટે તે વસ્તુનું સત્ય નામ કહે છે. આશરે ૧૩ વર્ષ ઉપર હું આણંદ સ્ટેશને તાર માસ્તરની નોકરીમાં હતો તે વખતે મેં મારી સ્ત્રી ઉપર પ્રયોગ કર્યો હતો. તેણીને અનુવૃત્તિમાં લાવીને મેં મારા શરીરની જે જે ચેષ્ટા કરી હતી તેજ પ્રમાણે તેણીએ પણ ચેષ્ટા કરી હતી. ત્યાર પછી તેણીને વિશ્વદૃષ્ટિમાં લાવીને મેં મારા હાથમાં એક પૈસો લીધો અને પૂછ્યું કે મારા હાથમાં શું છે ? પ્રત્યુત્તરમાં તેણીએ કહ્યું કે ત્રાંબાનો ગોળ કકડો છે, અને એક બાજુએ માણસના માથા જેવું છે અને બીજી બાજુએ કંઈ લખેલું છે. મેં તેણીને પુનઃ પ્રશ્ન કર્યો કે પણ તે શું છે ? પરંતુ તેણીએ કંઈ ઉત્તર ન આપ્યો એટલે મેં તેને કહ્યું કે તમને આ વસ્તુનું નામ દેવાનું બળ આપું છું એમ કહીને મેં તેણીના ઉપર એક બે માર્જન કર્યાં એટલે તેણીએ કહ્યું કે તમારા હાથમાં પૈસો છે. પછી ફરીથી મેં મારા હાથમાં સુડી પકડી અને પૂછ્યું કે મારા હાથમાં શું છે ? ત્યારે તેણીએ કહ્યું કે તમારા હાથમાં લોઢાનું કંઈ હથિયાર છે

અને તે સોપારી કાતરવાના કામમાં આવે છે. પછી તેણીને તે વસ્તુ પારખવાનું માર્જન કરીને બળ આપવાથી તેણીએ કહ્યું કે તમારા હાથમાં સુડી છે.

આ પ્રયોગનું સ્વરૂપ અત્યાર સુધી વર્ણન કર્યું છે તે ઉપરથી વાચક સજ્જનોના લક્ષ્યમાં આવ્યું હશે કે તે બધું આણુતત્ત્વના ફેરફારથી અને સંકલ્પબળથીજ થાય છે, માટે સંકલ્પબળના સંબંધમાં વિશેષપણે સ્પષ્ટિકરણ કરવાની આવશ્યકતા છે કે જે સિધ્ધો હૃદયના શુદ્ધ, પવિત્ર, યમ નિયમ પાળનારા અને કોઇપણ વ્યસન વિનાના હોય તેમનું સંકલ્પબળ વિશેષ હોય છે. બાકીના માણસો કદાચ આવો પ્રયોગ કરતા હશે ખરા પરંતુ પૂરેપૂરી વિશ્વદૃષ્ટિમાં તો તેઓ ક્વચિતજ લાવતા હશે. મારું કહેવું એમ નથી કે બીજા માણસો પણ પોતાના સાધકને વિશ્વદૃષ્ટિમાં નહીં લાવતા હોય, પરંતુ તેઓ જો મદ્યપાનનું સેવન કરતા હશે, વિષયાસક્ત હશે, હરામ દાનતના હશે તો તેમનું અંતઃકરણ રજોતમોગુણવાળું વિશેષ થઈ ગયેલું હોવાથી તેઓ જોઇએ તેવી રીતે પોતાના સાધકને વિશ્વદૃષ્ટિમાં નહીંજ લાવતા હોય. કારણ કે વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી સિદ્ધના શીર ઉપર અનેક જાતની જવાબદારીઓ ઉભી રહે છે. આપણી સ્થૂલદૃષ્ટિથી ન જણાય એવાં અસંખ્ય મલિન અને શુદ્ધ સત્ત્વો વાતાવરણમાં ભ્રમણ કર્યા કરે છે એટલે જે સાધકને આપણા બળને આશ્રયે વિશ્વદૃષ્ટિમાં લાવીને મૂકયો હોય તે સાધકને જાગ્રત્ કરતા સુધી સિદ્ધ તેના માટે પૂરેપૂરી કાળજી રાખતો નથી અને આ પ્રયોગના વિચારોમાં

એકતા ન કરતાં બીજાજ વિચારોનું સેવન કરે છે તો આ-
કાશમાં ભ્રમણ કરતા મલિન કે શુદ્ધ સત્ત્વો આ સાધકના
પ્રાણુને પોતાના કબજામાં રાખી લે છે, અને જો આવે સમયે
સિદ્ધના અંતઃકરણમાં યોગ બળ ન જામેલું હોય તો તે આ
કાશમાં ફરતા સત્ત્વોની સત્તામાંથી પોતાના સાધકને મુકત
કરી શકતો નથી જેથી વિના કારણે બીચારો સાધક મોતના
મુખમાં આવી જાય છે. મારો એક સાધક સહજ ભૂલથી
એક શુદ્ધ સત્ત્વના પંજામાં સપડાઈ ગયો હતો. તે સંબંધી
હકીકત એવી છે કે આશરે ચાર માસ અગાઉ કંઈ કામ
પ્રસંગે મેં મારા સાધકને ઠપકો આપ્યો. મારો સાધક મારા
ઠપકાથી મારા ઉપર મનમાં ગુસ્સે તો થયો, પરંતુ તે વખતે
કંઈપણ બોલ્યો નહીં. છતાં મનમાં ને મનમાં ખુબ નિસાસા
નાખવા લાગ્યો. આ વખતે અમુક કામ માટે મેં તેના ઉપર
પ્રયોગ કર્યો અને તેને વિશ્વદષ્ટિમાં લાવવામાં આવ્યો, વિ-
શ્વદષ્ટિમાં લાવ્યા પછી કોણ જાણે તેની કર્ણેન્દ્રિય શરીરના
કયા ભાગમાં ગુપ્ત પણે અભેદભાવને પામી ગઈ તે તેની
મને ખબર ન પડી. તેના શરીરના દરેક ભાગમાં મેં તે-
ની કર્ણેન્દ્રિય તપાસીને અતિશય મોટા ઘાંટા પાડયા પ-
રંતુ તે જાગ્રત્ થયો નહીં. આ સાધકના સ્વભાવને હું
જાણુતો હતો એટલે તેના આવા સ્વભાવમાટે મને આ
વખતે બહુજ રીસ ચઢી અને આ સાધકમાટે મનમાં વિ-
રુદ્ધ ભાવના કરીને હું તેનાથી લગાર આઘો બેઠો. થોડીવાર
થઈ નહીં હોય એટલામાં તો જેમ કોઈ માણુસ મરવા સુતું
હોય અને તેના શરીરમાંથી યમના દુતો પ્રાણુને ખેંચતા

હોય તે પ્રમાણે આ સાધકને થવા માંડયું. તેના હાથપગ ધ્રુજવા લાગ્યા, તેના શરીરની ઈંદ્રિયો ખેંચાવા લાગી અને થોડાં થોડાં ડચકાં પણ ખાવા લાગ્યો. આત્મપ્રસંશા થાય તે માટે ક્ષમા માગું છું પરંતુ મારે કહેવું તો જોઈએ કે આવે પ્રસંગે હું કોઈ પણ વખત ગભરાયો નથી, પરંતુ જ્યારે આવા અને આને મળતા બીજા ભયંકર પ્રસંગો આવે છે ત્યારે મારા મનમાં એક તરેહનો આનંદ આવે છે અને તે વખત મારા હૃદયમાં અસાધારણ હીંમત આવે છે. આ પ્રસંગે પણ મારા મનમાં ઓચિંતો આનંદ આવ્યો અને હૃદયમાં અલૌકિક બળ આવ્યું. પછી મેં તેજ વખતે સંકલ્પ કર્યો કે કોઈ પણ જાતનું મલિન કે શુદ્ધ સત્ત્વ જે હોય તે મારા સાધકને પોતાની સત્તામાંથી એકદમ મુકત કરો. જો મુકત નહીં કરો તો બીજા સાધક ઉપર ક્રિયા કરીને તેના સૂક્ષ્મ શરીરને અપૂર્વબળ આપી તમારી પાસેથી મારા આ સાધકના પ્રાણને પાછો ખેંચી લાવીશ. આ પ્રમાણે કહીને મેં મારો જમણો હાથ તેના માથા ઉપર મુકયો અને ત્યાર પછી મેં મારા ચક્ષુઓ બંધ કરી આ સાધકના શરીરને મારા હૃદયમાં ખડુ કર્યું ત્યાર પછી બહુજ દૃઢ સંકલ્પ પૂર્વક મારા સાધકના સૂક્ષ્મ શરીરને જે શુદ્ધ સત્ત્વ પોતાની સત્તામાં લઇને ખૂબ ઉંચે સેંકડો ગાઉ જતું હતું ત્યાંથી તેને છોડાવ્યું એટલે તુરતજ આ સાધકના હાથ વગેરે તણાતા બંધ થયા, અને હમેશ પ્રમાણે શાંતિથી તે વિશ્વદષ્ટિમાં હતું તે પ્રમાણે આવ્યું. એટલે મેં તેને ધીમેથી બોલાવતાં તેણે તુરતજ ઉત્તર આપ્યો. પછી મેં તેને પૂછી જોયું કે

તમારો પ્રાણ કોની સત્તા નીચે હતો ? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે થોડી ક્ષણો પૂર્વે કોઈ જટાધારી દિવ્ય મૂર્તિ મારા સામે આવીને ઉભી રહી. તેણે મને પોતાની સત્તામાં લઇને ખબ ઉંચે જવા માંડયું. પ્રથમતો કેટલોક અંધકાર આવ્યો તેથી કંઈ માલમ ન પડયું, પરંતુ પછીથી હું પ્રકાશમાં છું એમ મને લાગ્યું. ત્યાર પછી તે જટાધારી પુરુષ આગળ જતો હતો એટલામાં તેની આસપાસ કંઈ સામાન્ય પ્રકાશ જેવું જણાયું જેથી તેણે મને પોતાની સત્તામાંથી મુકત કર્યો, પછી શું થયું તેની મને ખબર નથી. પરંતુ તમે મને એક ઘાંટો પાડયો તે મેં ફક્ત સાંભળ્યો. આ પ્રમાણે આ સાધકની હકીકત સાંભળ્યા પછી તેને જાગ્રત્ કરી દીધો.

વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી સાધકદ્વારાએ ઘણા પ્રકારનાં ઔષધો પણ જાણી લેવાય છે. મેં મારા સાધકદ્વારાએ ઘણા રોગો માટેનાં ઔષધો જાણી લીધાં છે જેનું વર્ણન આગળ ઉપર આવશે. આપણા વૈદક સંબંધી જે જે શાસ્ત્રો રચાયાં હશે તે તે શાસ્ત્રો કાંતો તે તે વૈદકશાસ્ત્રના રચનાર મુનિઓએ પોતાની મેળે સંયમ સાધીને તે તે શાસ્ત્રો રચવાનું બળ મેળવ્યું હશે, અથવા તો આ ઋષિવિદ્યાની રીતે બીજા ઉપર પ્રયોગ કરીને તે બધું જાણ્યું હશે એમ મારું તો માનવું છે.

વિશ્વદૃષ્ટિમાટે છેવટે કહેવાનું કે વિશ્વદૃષ્ટિમાં આવેલો કોઇપણ સાધક પોતાને જગાડવાનું કહે, મગજ થાકી જવાનું કહે, નિસાસા નાખતો માલમ પડે, કંઇ બડબડતો માલમ પડે, ખડખડાટ હસતો કે મંદ મંદ હસતો માલમ પડે, પોતાની મેળે કોઇની સાથે વાતો કરવાના ચાળા કરે

તો તે વખતે બીજું કંઇ પણ ડહાપણ નજ કરતાં તેને તુરતજ જાગ્રત્ કરી દેવો.

## કિરણ ૧૨ મું.

**સાધકને ૬ ઠ્ઠી ભૂમિકામાં લાવ્યા પછી તેના હૃદય બળથી જીન, વીર, ખવીસ, ભૂત પ્રેતાદિ વિગેરેને બાળી મૂકવાની ખાસ ગુપ્ત ક્રિયાઓનું વર્ણન, દેવતાઓનું આવાહન, દેવતાઓનું પધારવું, પ્રત્યક્ષ રીતે દેવતાઓનું આવા સાધક સાથે વાતચિત કરવું વિગેરે.**

અનેક પ્રકારની સ્થૂલવાસનાને લીધે જેઓના જીવની અધોગતિ થઈ છે તેઓ ભૂત થાય છે. આવાં ભૂતો પોતાના કુસંસ્કારને લીધે જ્યાં ત્યાં ભમ્યા કરે છે. તેઓ વાયુરૂપે વિવિધ સ્થલે ફર્યા કરે છે, તેઓ કોઈ વખત સ્રીપુરુષરૂપે દેખાવ દે છે, કોઇ વખતે ગમે તે પશુરૂપે દેખાવ દે છે અને કોઇ વખતે બીજા ભયંકર સ્વરૂપે પણ દેખાવ દે છે. મનુષ્યને સ્થૂલ દેહની ઉપાધિ હોવાથી તેઓ બીજું રૂપ ધારણ કરી શકતા નથી; પરંતુ ભૂત, દેવ, યક્ષ, કિન્નર વિગેરે પોતાની મરજી પ્રમાણે સ્વરૂપ ધારણ કરી શકે છે અને ઇચ્છાશક્તિવડે એક ક્ષણમાં કંઈના કંઇ જતા રહે છે. જેમને ભૂતનો અનુભવ ન થયો હોય તેઓ ભૂતનું અસ્તિત્વ ન માને તો તેવા લોકોને ભૂતનું અસ્તિત્વ પરાણે મનાવ-

વાની જરુર પણ નથી. પરંતુ શાસ્ત્રોનું અવલોકન કરતાં તેમાં ભૂતયોનિ હોવાનું લખે છે. તેમજ મારી જાતે પણ મેં આ ક્રિયાથી કેટલાએ ભૂતોને બાળી મૂક્યા છે. આ પ્રયોગમાં સાધકને છઠ્ઠી ભૂમિકામાં એટલે વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી ભૂતોને સંકલ્પથી બાળી મૂકાય છે. વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી સાધકનું સૂક્ષ્મ શરીર સંપૂર્ણપણે જાગ્રત થયેલું હોવાથી તેનામાં શુદ્ધસત્ત્વગુણનો વધારો થાય છે અને સત્ત્વગુણનું કાર્ય શરીરમાં પ્રકાશ આપવો એ છે એટલે વિશ્વદૃષ્ટિમાં જે સાધક આવે છે તેના હૃદયમાં પુષ્કળ પ્રકાશ વધવા માંડે છે. આ પ્રકાશ સૂર્યના પ્રકાશની બરોબર હોય છે. પછી જેમ જેમ આપણે સંકલ્પપૂર્વક તેને વધારે ને વધારે પ્રકાશ આપતા જઈએ તેમ તેમ તેનું હૃદય સેંકડો સૂર્યના પ્રકાશ જેટલા પ્રકાશથી ભરપૂર થઇ જાય છે.

હવે ભૂત વિગેરે આ પ્રકાશમાં કેવી રીતે બળી જાય છે તે સમજાવું છું. ભૂતયોનિનું વાસનામય અંતઃકરણ તમોગુણ પ્રાધાન્ય હોય છે એટલે વિશ્વદૃષ્ટિમાં આવેલા સાધકના પ્રકાશમાં તે વાસનામય તમોગુણી અંતઃકરણવાળા ભૂતને હોમી દેવાથી તેનું તમોગુણી વાસનામય શરીર નષ્ટ થઈ જાય છે, અર્થાત્ તેની ખરાબ વાસનાઓ આ પ્રકાશમાં લીન થઈ જાય છે એટલે તે ભૂત પોતાની ભૂતયોનિનો ત્યાગ કરીને માયાના નિયામક શ્રીઈશ્વરની સત્તાના નિયમાનુસાર પોતાના શુભાશુભ કર્મોના વિપાક પ્રમાણે જ્યાં અવતાર લેવો પડે ત્યાં અવતાર લે છે. મારા આ પ્રયોગમાં સાધારણ ભૂતો નહીં પરંતુ લગભગ રાક્ષસીસેતાનો સાથે મારે

જે વિગ્રહ થયો છે અને કેટલી ભયંકર સ્થિતિમાં મારા સાધકને આવી જવું પડ્યું છે તેના સવિસ્તર ત્રણ હેવાલ પ્રકટ કરું છું, જે વાંચવાથી વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી કોઈ પણ સિદ્ધને કોઈ પણ ભૂતને બાળવું હોય તો સુગમ થઈ પડે.

## ભૂતયોનિને પ્રાપ્ત થયેલા એક રજપૂત ગરાશીઆ વીરનો ઘાતકી હેવાલ.

પરગામનાં એક બાઈ પોતાની પાંચ વર્ષની પુત્રીને લઈને તેમના આરોગ્યમાટે મારી પાસે ક્રિયા કરાવા આવ્યાં હતાં. આ પાંચ વર્ષની બાળકીને ભયંકર ઉંટાટિયો લગભગ ત્રણ ચાર માસથી થયો હતો. ક્રિયાદ્વારાએ મને સમજાયું કે આ બાળકીને કોઇ ભૂતની નજર લાગી છે, અને તેના ઉપર અમુક વસ્તુઓની નજર ઉતારીને તેને દેવતામાં નાંખવાથી ધીમે ધીમે તેને આરામ થશે. એટલે આ પ્રમાણે મારા કહેવાથી મારી પત્નીએ તથા આ બાળકીની માએ તા ૧૦-૧૨-૧૬ રવિવારને દિવસે મેં બતાવેલી વસ્તુઓની નજર તે બાળકી ઉપરથી ઉતારીને દેવતામાં નાખી. આ નજરને દેવતામાં નાખ્યા પછી આ બાળકીની ઉધરસ તો કંઈક નરમ પડી ખરી પરંતુ આ બાળકીની માતા તેજ દિવસે બહુ માંદી થઇ ગઈ અને મારી પત્નીને પણ ઉલટી થઈ ગઈ. તા. ૧૧-૧૨-૧૬ ને દિવસે એટલે સોમવારે મને એમ સમજાયું કે આ બાળકીની નજરફરીથી ઉતારીને દેવતામાં નાંખવાની જરૂર છે. અને આ પ્રમાણે ફરીથી કરવા મેં તે બાળકીની માતાને જણાવ્યું. તેમણે આ હકીકત

એક બાઈ કે જે પરોપકાર વૃત્તિની હતી તેને જણાવ્યું. આ પરોપકાર વૃત્તિની બાઇએ આ બાળકીની માતાને કહ્યું કે હું તમારી દીકરીને આવતી કાલે મંગળવાર છે એટલે તેને લઇને મારે ઘેર જઈશ અને મારે ઘેરજ તેના માથા ઉપરથી નજર ઉતારીને દેવતામાં નાંખીશ. આ પરોપકારી બાઈનાં વચનોને આ બાળકીની માતાએ માન્ય કર્યાં, અને તા. ૧૨-૧૨-૧૬ મંગળવારે પોતાની પુત્રીને તે બાઈનાં ત્યાં લઇ જઇને તેના ઉપરથી નજર ઉતારી દેવતામાં નાંખવાની સંમતિ આપી. પછી આ બાઇ પેલી બાળકીને તા. ૧૨-૧૨-૧૬ મંગળવારે પોતાના ઘેર લઇ ગઈ અને તેના માથા ઉપરથી નજર ઉતારીને તે નજરના પદાર્થોને એક વાસણ નીચે ઢાંકી મૂકયા અને આ બાળકીને મારા ઘેર મૂકી ગઈ. પછી સાંજ પડતાં આ પરોપકારી બાઈએ તે નજરના પદાર્થો પોતાના હાથમાં લીધા અને જેવી તે પદાર્થો દેવતામાં નાંખવા જાય છે તેવામાંજ એક ભયંકર પિશાચયોનિને પ્રાપ્ત થએલી પુરુષ આકૃતિએ તેનો હાથ ઝાલ્યો. બીજી કોઇ બાઇ હોત તો આ ભયંકર આકૃતિને જોઇને છળી જાત, પરંતુ આ બાઇના હૃદયમાં ધર્મના સારા સંસ્કાર પડયા હતા, તથા તેણે આવો કેટલોક અનુભવ કર્યો હતો એટલે આ ભયંકર આકૃતિને જોઇને તે છળી તો ના ગઈ, પરંતુ મનમાં લગાર બીક તો પેઠી. આ ભયંકર આકૃતિએ આ બાઇને કહ્યું કે તું મને દેવતામાં નાંખીશ નહીં. રવિવારે પેલી બે બાઈઓએ મને દેવતામાં નાંખવાથી અડધો તો હું દાઝયો છું અને તેથી મેં તેમને સખત શિક્ષા પણ કરી છે. હવે તું મને દેવતામાં

નાંખીને વધારે હઝાડી મૂકીશ તો હું તને જીવતી નહીં મુકું, તને છ માસની અંદર જરુર મારી નાંખીશ. પરંતુ આ બાઇએ આ ભયંકર આકૃતિવાળા પુરુષના વચનોનો અનાદર કર્યો અને જોકે આ ભયંકર આકૃતિએ તેણીના બન્ને હાથનાં કાંડાં ઝાલ્યાં હતાં તો પણ ગમે તેમ પ્રયત્ન કરીને હાથમાં લીધેલા નજરના પદાર્થો તેણીએ દેવતામાં નાંખી દીધા. આ બધી હકીકત બન્યા પછી તે બાઈ રાત્રે મારે ઘેર આવી અને આ હકીકત જે બની હતી તે મને કહી સંભળાવી. ત્યાર પછી તા. ૧૩–૧૨–૧૯ બુધવારે આ બાઇને દમની અસર થઈ અને પુષ્કળ તાવ પણ આવવા લાગ્યો. હું પણ તેને દિવસે તાવ આવતો હતો અને દમ ચઢતો હતો તે બન્ને રોગોને રાત્રે ક્રિયા કરીને દૂર કરતો હતો. આ બાઇને આ પ્રમાણે તા. ૧૯–૧૨–૧૯ શનિવાર સુધી સખત તાવ આવ્યો. તા. ૧૭–૧૨–૧૯ રવિવારે સાંજે આ બાઈના શરીરમાં આ ભયંકર આકૃતિએ પ્રવેશ કર્યો અને રાત્રે ૮ વાગ્યાને સુમારે આ બાઈના શરીર સાથે આ ભયંકર ભૂત મારે ઘેર રડતો રડતો આવ્યો. હું આ વખતે મારા નિત્યનિયમથી પરવારીને મારા આસન ઊપર બેઠો હતો અને રાત્રે ક્રિયા કરાવામાટે જે મનુષ્યો આવતાં હતાં તેમાંના એક ઉપર ક્રિયા કરવાની શરુઆત કરવાનો વિચાર કરતો હતો એટલામાં આ બાઈને રડતી આવેલી જોઇને મને તેના ઉપર દયા ઉત્પન્ન થઈ અને શા દુઃખથી તને રડવું આવે છે તેની મેં પૃચ્છા કરી. પ્રત્યુત્તરમાં આ બાઇએ મને જવાબ આપ્યો કે હું બાઈ નથી, પરંતુ ભૂત છું.

મેં આ બાઇને ના કહેવા છતાં દેવતામાં મને નાંખ્યો તેથી હું આખા શરીરે દાઝી ગયો છું, અને તેની વેદના સહન ન થવાથી હું રડું છુ. તમે મને શાંત કરશો તો તમારો ઉપકાર માનીશ, પરંતુ આ બાઇએ ના કહેવા છતાં તેણે મને દેવતામાં નાંખ્યો તેથી તેને તો હું છ માસમાં મારી નાંખીશ.

આ ભૂતનાં આવાં વચનો સાંભળી મારાં રોમાંચ ખડાં થયાં, મેં તેને કહ્યું કે ભલા ભૂત ! તારે આ બાઇનો જીવ લેવાની શી જરુર છે ? તું દાઝી ગયો હોય તો લાવ હું તને ઠંડક કરું. પછી મેં............ઉપાયથી તેના આખા શરીરે ઠંડક કરી, એટલે " હાશ ! હવે મને શાંતિ થઇ " એમ કહીને તે ભૂત હસ્યો અને પછી તે શા માટે અહીં આવ્યો હતો વિગેરેની હકીકત કહેવા લાગ્યો:—

"આ બાળકીને રમાડવા માટે હું તેના શરીરમાં ત્રણ ચાર માસથી પેઠો છું, પરંતુ તેને હું કોઈ પણ પ્રકારની હરકત કરતો નથી. છતાં આ બાઈએ મને દેવતામાં નાંખીને આખા શરીરે દઝાડયો છે, માટે હું તેનું જરુર વેર લઈશ, અને તેને છ માસમાં મારી નાંખીશ. અત્યારે તો તમે મને જ્યાં મોકલશો ત્યાં જઈશ પરંતુ મારું વેર તો જરૂર લઈશ." આ પ્રમાણે કહીને આ ભૂત તે બાઈના શરીરમાંથી મારી આજ્ઞા પ્રમાણે ચાલ્યો ગયો.

વાચકવૃંદને આ સ્થલે વિદિત કરવાની જરુર છે કે આ ભૂતની સાધારણ હકીકત અહીં સુધી પ્રકટ થઈ છે. પરંતુ તમારાં રોમાંચ ખડાં કરે, તમારા શરીરે કંપારી છૂટે

અને તમને દયા ઉત્પન્ન થાય તેવી હકીકત ન છુટકે નીચે પ્રમાણે પ્રકટ કરું છું. આ વિષય મારા પોતાના અનુભવનો છે એટલે વિવેકી વાંચકોએ તેમાં અશ્રદ્ધા લાવવાનું લગાર પણ કારણ નથી.

તા૦ ૧૯–૧૨–૧૬ મંગળવારે બે વાગ્યાને સુમારે આ ભયંકર પિશાચ તે બાઈના મોં આગળ તેના ઘેર ખડો થયો અને દાંત પીસીને કહ્યું કે તને અટકાવ આવ્યો છે માટે તું ઘરમાં અડીશ નહીં, જો અડીશ તો મારી નાંખીશ. જો કે આ બાઈને અટકાવ તો બીલકુલ આવ્યો નહોતો, પરંતુ આમ કહેવાનું કારણ એ હતું કે જો આ બાઈ પોતે અટકાવવાળી છે, એમ કબુલ કરે તો હું ત્રણ દિવસમાં તેને મારી મારીને પૂરી કરી નાખું. આ બાઈને અટકાવ ન આવ્યા છતાં તે ભૂતે તે અટકાવવાળી છે એમ તેને ધાસ્તી આપી અને ઘરમાં અડકવા ન દીધી, તેનો મૂળ હેતુ આ બાઈને હરેક પ્રકારે હેરાન કરવી એવો હતો. એટલે સાંજ પડી ત્યાં-સુધી આ બાઈ પાસે બીજાં એવાં કામ તે ભૂતે કરાવરાવ્યાં કે તેના જુલમની અવધિ. સાંજ પડ્યા પછી દીવામાં બત્તીઓ થઈ એટલે આ બાઈ બહુ ઉદાસ ચહેરે મારે ત્યાં આવી અને પોતાને અટકાવ ન આવ્યા છતાં પોતે અટકાવવાળી છે એમ કહીને તે પિશાચે તેને માર માર્યો એવી હકીકત મને જણાવી. મેં પછી તેની ઉપર ક્રિયા કરી અને ભૂતના મારથી તે બાઈનું શરીર ભારે થયું હતું તે મેં હલકું કર્યું. પછી તે બાઈ રાત્રે પોતાને ઘેર ગઈ. પરંતુ રાત્રીના અગીઆર વાગ્યા એટલે તે ભૂત પાછો તેની પાસે આવ્યો અને

“ તારા બાપને બધું કહી આવી કે ? ” એમ કહીને તે બાઈને એવો માર માર્યો કે તેની નબળાઈ તેના ગુહ્ય ભાગમાંથી નીકળી ગઈ અને તેને એકદમ અટકાવ આવ્યો. આ પ્રમાણે માર મારીને તે એકદમ ચાલ્યો ગયો. પરંતુ ચાલ્યા ગયા પહેલાં તે બાઇને એવું કહેતો ગયો કે યાદ રાખજે કે તેં મને આખા શરીરે દઝાડયો છે માટે ત્રણ દિવસમાં તને લગાર પણ ખાવા કે પાણી પીવા પણ ન દઉં અને ત્રણ દિવસમાં તારો જીવ લઈશ. તા. ૨૦–૧૨–૧૬ બુધવારે સવારે ૭ વાગે આ ભૂતે તે બાઇને દેખાવ દીધો. આ બાઈ અભડાએલી હતી એટલે ઘરમાં કાંઇ કામકાજ તો કરવાનું નહોતું એટલે તે વેગળી પોતાના ઘરમાં બેઠી હતી. ભૂતને જોતાં તેને એકદમ ધ્રાસકો પડયો અને ચારે તરફથી ભય લાગવા માંડયો. પરંતુ ભય લાગતો ત્યારે આંખો મીંચીને બેસી રહેતી અને વળી પાછી પોતાની આંખો ઉઘાડતી. ખાવાનો સમય થયો પરંતુ આ ભૂતે તેને ખાવા દીધું નહીં. અગીઆર વાગ્યા પછી આ બાઈની કેવી તબીયત છે તે જોવા હું તેના ત્યાં ગયો એટલે તે ભૂતે તેને ખાવા ન દીધું અને મને ઘણું દુ:ખ દીધું એમ કહીને તે બાઇ રડી પડી. મેં આ બાઇને આશ્વાસન આપીને શાંત પાડી, અને ચા મંગાવીને મારા દેખતાં મેં તેને ચા પીવા કહ્યું એટલે તેણે ચા હાથમાં લીધી તે ચા ભૂતે પીવા દીધી. ચા પી રહ્યા પછી મેં આ બાઇને કહ્યું કે તું મારે ઘેર જજે અને ત્યાં જઇને ખાજે એટલે ત્યાં તો તને ભૂત સુખે ખાવા દેશે. પ્રત્યુત્તરમાં“ હું હમણાં થોડીવાર પછી જઈશ તમે

તમારે જાઓ હવે મને ભય નથી" આ પ્રમાણે આ બાઈએ મને કહ્યું એટલે હું તો મારી ઓફીસમાં ગયો, પરંતુ અર્ધો કલાક પણ નહીં થયો હોય એટલામાં આ વિકાળ ભૂત તે બાઈની દ્રષ્ટી આગળ ખડો થયો અને તેનો હાથ પકડીને તે ભૂત તે બાઈને તેના મેડા ઉપર લઈ ગયો, અને તેને સુવાને માટે કહ્યું. ભૂતના જુલમથી તે બાઈ સૂઇ ગઇ એટલે તે ભૂત તે બાઇના બરડા નીચે પોતાના બન્ને હાથ ઘાલીને જેમ કોઇ દડો ઉંચે ઉછાળે તેમ તે બાઇને તેનું શરીર છાપરા સુધી અડયું ત્યાંસુધી ઉંચે ઉછાળી. પછીથી જ્યારે તે બાઇ નીચે પડી ત્યારે કેટલાક ગડદાપાટુ મારીને ચાલ્યો ગયો. તેના મારથી આ બાઇ બે ત્રણ કલાકસુધી અચેતન સ્થિતિમાં પડી રહી. પછી જ્યારે તેને ચેતના આવી ત્યારે સાંજે પાંચ વાગ્યાને સુમારે મેડા ઉપરથી તે નીચે ઉતરી અને પોતાના પાડોશીના ઘરમાં તેની પાડોશણો પાસે બેઠી. આ ભૂત તેને બબ્બે દિવસથી ખાવા દેતો નહોતો એટલે બબ્બે દિવસનું ભુખનું દુઃખ તથા મારનું દુઃખ એમ બન્ને પ્રકારનાં દુઃખો ભેગાં થવાથી તે લોથપોથજેવી થઈ ગઈ હતી અને આંખે અંધારાં પણ આવતાં હતાં. એટલે તેણે પોતાના છોકરાને દયામણું મુખ કરીને કહ્યું કેઃ—"ભાઈ ! હું ભુખથી મરી જાઉં છું, મુવો મારો રોયો ભુત મને મારશે તો માર ખાઇશ પરંતુ તું મને અડધો રોટલો ખાવા આપ્ય. એટલે તેના છોકરાએ તેને અડધો રોટલો ખાવા આપ્યો. પરંતુ જેવો તેણે તે રોટલાનો એક કટકો મોંમાં મૂકયો અને બીજો કટકો મોંમાં મૂકવા જાય છે તેટલામાં ભુતે તેની ગરદન ઉ-

પર મૂક્કો માર્યો અને તેની ગરદન પકડીને તેનું માથું ભોંય સરસુ નીચે નમાવીને આ બાઇની પડોશણોના દેખતાં અડધા કલાકસુધી પુશ્કળ માર મારીને ત્યાંથી જતો રહ્યો. તે ભુતના ગયા પછી થોડા સમય પછી હું આ બાઈની તબિયત જોવા ગયો એટલે તે બાઇના પડોશીઓએ અત્યારસુધી ભુતે જે જુલમ કર્યો હતો તે બધી હકીકત કહીને વિશેષમાં મને કહ્યું કે આ બાઇને તમારે ત્યાં લઈ જઇને સૂવાડો અને પિશાચને એકદમ બાળી નાંખો, નહીં તો તે પિચાશ જરૂર આ બાઇને જીવથી મારી નાંખશે. મને પણ તે બાઇ ઉપર બહુજ દયા આવી હતી એટલે "તે બાઇને તેના પુત્ર સાથે મારે ત્યાં રાત્રે મોકલજો" એમ કહીને હું મારે ઘેર ચાલ્યો ગયો. ઘેર ગયા પછી મેં સ્નાન કર્યું અને સાંજની સંધ્યા કરીને મારા ઇષ્ટદેવ શ્રીએકલિંગજીનું પૂજન કરવા ગયો. પૂજન કરી રહ્યા પછી ભુતથી પીડાતી આ બાઈના ત્યાં જઇને તેને મારી સાથેજ મારે ઘેર લઇ જ-વાનું મેં યોગ્ય ધાર્યું જેથી હું તે બાઈને ઘેર ગયો અને તેને લઇને હું મારા ઘેર ગયો. પછી આ બાઈને બબ્બે દિવસના અન્નના કડાકા પડેલા હોવાથી મારી પત્નીને કહ્યું કે આ બાઇને ખાવાનું આપ્ય. તે પ્રમાણે મારી પત્નીએ આ બાઈને ખાવાનું આપ્યું. આ બાઈ અટકાવવાળી હોવાથી તેને પાણીની ચકલી આગળ દૂર ખાવા આપ્યું અને હું તે બાઈથી ૮–૧૦ હાથ દૂર બેઠો. પછી તે બાઇએ અડધું તો ખાધુ અને અડધા ઉપર વધારે ખાવા ગઇ એટલે જેમ બીલાડી ઉંદરને મોંમાં પકડીને પીખી નાખે તેમ આ બાઈનું ઓચિંતુ ગળુ પકડીને

ચીખી નાંખી અને પછી તેનું ગળું પાણી જવાની ખાળમાં ખોસી ઘાલ્યું. "હું મરી ગઈરે મને કોઇ છોડાવો. હે ભાઇ હું હવે નહિ ખાઉં મને મૂકી દે." એમ આ બાઈ પોકાર કરવા લાગી એટલે હું ઉભો થયો અને મારી પત્નીને ગરમ પાણી મુકવાનું કહીને જેવો હું તે બાઇને સ્પર્શ કરવા જતો હતો એવોજ તે ભુત ત્યાંથી ખસી ગયો અને આ બાઈ ખાળમાંથી ઉભી થઇ, અને પુષ્કળ રડવા માંડયું. અને બાકી રહેલો ખોરાક ખાવાની ના પાડી. પરંતુ મેં તેને દિલાસો દીધો અને કહ્યું કે બાઈ! ધરાઈને ખા, હું તારી પાછળ ઉભો છું અને તારા શરીરની આસપાસ હું મારો હાથ ફેરવું છું એટલે તે ભુત તને પીડા નહીં કરી શકે. મારા કહેવાથી પછી આ બાઈએ ધરાઈને ખાધું અને હું ત્યાં ઉભો હતો એટલે તે ભુત ત્યાં ખાતી વખતે તેની પાસે ન આવી શકયો. ખાઈ રહ્યા પછી મેં તે બાઈને મારા સામે બે હાથ છેટે બેસાડી અને દૂરથી તેના ઉપર ક્રિયા કરી અને એકદમ તેના સૂક્ષ્મ શરીરની સાથે ૪૦૦૦ સૂર્યના પ્રકાશ આપીને તે અધમ પિશાચ જ્યાં હોય ત્યાં જઈને બાળી મૂકવા કહ્યું અને તે પ્રમાણે દૈવી બળ પણ આપ્યું. મારી આજ્ઞાથી આ બાઈ પોતાના સૂક્ષ્મ શરીરથી ૪૦૮૦ હજાર સૂર્યના પ્રકાશ સાથે સ્થૂલ શરીરમાંથી નીકળી અને ભયંકર પિચાશ દષ્ટિએ પડતાં તેનાઉપર તે પ્રકાશ નાંખ્યો. આ પિશાચ માયાવી હતો, તે સહેલાઇથી હાથમાં આવે કે બળી જાય એમ પણ નહોતું. એતો આ ઉંચા પ્રકારની વિદ્યા હોવાથી તે મને કંઇ પણ ન કરી શકયો. બાકી બીજો કોઈ હોત તો તેને ઝાલીને

ક્યારનોએ ફેંકી દીધો હોત. છતાં મને પણ તેણે કેટલો-
ક ચમત્કાર બતાવ્યો હતો જેનું વર્ણન આગળ ઉપર
તમે વાંચશો. આ માયાવી પિશાચે તેના ઉપર પ્રકાશ આવે
છે એમ માલૂમ પડયું એટલે તેણે આ બાઇના સૂક્ષ્મ શરી-
રને પકડવાને આશરે ૧૦૦૦ વિકાળ ભુતોને પ્રકાશમાં આગળ
ધર્યા. આ વિકાળ ભુતોને જોઇને આ બાઈએ કારમી ચીસ
પાડી અને ધ્રુજવા લાગી. પરંતુ મેં તેનેસંકલ્પથી ઘણુંજ દૈવી
બળ આપ્યું અને તે પ્રકાશવડેજ તે ભયંકર પિશાચોને બાળી
મૂકવાનો માર્ગ બતાવ્યો. તે પ્રમાણે તેણે જેમ હોળીમાં ઘા-
સની પૂળીઓ કોઇ બાળી નાંખે તે પ્રમાણે તેણે ૧૦૦૦
પિશાચોને બાળી નાંખ્યા. પરંતુ જે મુદ્દાનો ભયંકર પિશાચ
હતો તે ત્યાંથી નીકળી નાઠો, અને તેણે ચકલાનું સ્વરૂપ
ધારણ કર્યું, તે આ બાઈએ દીઠું અને તેના ઉપર પ્રકાશ
નાંખતાં તે બળી ગયું. પછી થોડો વખત થયો નહીં એટ-
લામાં આ માયાવી પિશાચે આ બાઈના શરીરમાં જે પ્રકાશ
મેં આપ્યો હતો તે પ્રકાશને દૂર કર્યો અને તેના શરીરમાં
અંધકાર કરી દીધો. તેના શરીરમાં અંધકાર થતાં આ બા-
ઈએ મને કહ્યું કે મારા શરીરમાં ઘાટો અંધકાર છવાઈ રહ્યો
છે, અને હું આંધળી થઈ જઈશ એમ મને લાગે છે. આ
બાઈનાં આવાં વચનો સાંભળીને મેં તેને જગાડી. આ ક્રિયા
પૂર્ણ થઈ ત્યારે ઘડીઆળમાં આશરે ૧૦ વાગ્યા હશે. પછી
બધો સ્ત્રી વર્ગ મારા મેડા ઉપર સુવા ગયો, અને હું નીચે સૂઈગયો.
રાત્રીના ૩ વાગ્યાને સુમારે અર્ધી ઊંઘમાં અને અર્ધી જાગ્રતઅવ-
સ્થામાં હું હતો તેવામાં આ ભયંકર પિશાચ તે બાઈ પાસે

આવ્યો અને તે બાઈની પાસે રહીને " હાય હાયરે મને દઝાડી મૂકયો " એમ ઝીણે શબ્દે બોલવા લાગ્યો. આ શબ્દ મારે કાને પડયા એટલે હું મેડા ઉપર ગયો તો તે પિશાચને " મને રવિવારે બાળ્યો, મંગળવારે બાળ્યો, હાય હાયરે મને બાળી મૂકયો, આ રાંડને મારી ન નાખું અને મારું વૈર ન લઉં તો હું વીર નહીં, " એ પ્રમાણે ઝીણે સાદે બોલતો સાંભળ્યો એટલે મેં ઘાંટો કાઢીને કહ્યું કે દુષ્ટ પિશાચ! અહીંથી ચાલ્યો જા, નહીં તો તારા હજાર પિશાચોને બાળી મૂકયા તેમ તને બાળી મૂકવો પડશે. મારી આ ધમકીથી આ પિશાચ ત્યાંથી ચાલ્યો ગયો એટલે હું નીચે જઇને સૂતો. વળી અડધા કલાક પછી તે ગુપ્તપણે પાછો આવ્યો, અને આ બાઇનું મોં બંધ કરીને તેને ખૂબ ઠોકી અને ચાલ્યો ગયો. વળી પાછો ફરીથી સવારમાં પાંચ વાગે આવીને મારી ગયો. મેં તે પિશાચને ત્યાંથી ગયા પછી આ બાઇ ઉપર ક્રિયા કરી. આ વખતે પણ તેણે બીજા ૧૦૮૦ ઉન્મત્ત પિશાચોને તે પ્રકાશમાં મોકલ્યા તેમને બાળી નાંખ્યા, અને તે મુખ્ય પિશાચ તો સાપનું રૂપ ધરીને દરમાં પેઠો, તેની પછવાડે મેં આ બાઈના સૂક્ષ્મ શરીરને પ્રકાશ સાથે જવાનું કહ્યું તે પ્રમાણે તે બાઈ પોતાના સૂક્ષ્મ શરીરસાથે તે દરમાં પેઠી અને તે સાપને બાળી નાખ્યો. પછી આ બાઇને જાગ્રત્ કરવામાં આવી. ગુરૂવાર તા. ૨૧-૧૨-૧૯ ને દિવસે આ બાઈના અડકાવનો ત્રીજો દિવસ હતો એટલે સવારે ૯ વાગ્યા પછી આ બાઈ પાણીની ચકલી આગળ સ્નાન કરવા બેઠી. જેવા તેણે પોતાના માથા

ઉપર ચાર પાંચ લોટા પાણીના નાંખ્યા તેવોજ તે પિશાચે આવીને તેનો ચોટલો ઝાલ્યો અને તેણે તેના માથાને જોરથી ભીંત સાથે પછાડયું અને બાઇના શરીર ઉપર ખૂબ માર મારવા માંડયો. હું તે વખતે ઘરમાંજ હતો એટલે તે બાઈની પાસે જઈને ગાયત્રીમંત્રનું પાણી છાંટી તે પિશાચને ત્યાંથી ખસેડયો. હમેશાં તો હું સવારે સંધ્યા પૂજા કરીને મારા ઇષ્ટદેવ શ્રીએકલિંગજી મહાદેવમાં જઈને ત્યાં આગળ ૧૧ કે ૧૨ સુધી જપ કરતો હતો, પરંતુ આ બાઇની આવી દુ:ખદાયક સ્થિતિ હોવાથી, શ્રીસદાશિવનું પૂજનજ ફક્ત કરીને ઘેર પાછા આવવાનો અને ઘેરજ જપ કરવાનો વિચાર કર્યો. તે પ્રમાણે હું શ્રીસદાશિવનું પૂજન કરવા ગયો. મારા ત્યાંથા ગયા પછી મારી પત્ની દૂધ લેવા ગઇ અને સુરત તરફની એક બાઈ મારી પાસે ક્રિયા કરાવા આવી હતી તે તેમની પુત્રીને સંડાસ આગળ દિશાએ જવા લઈ ગયાં, તે તકનો લાભ લઇને આ વીર પિશાચ જેમ કોઈ માણસ ઘરનું બારણું ઉઘાડે તે પ્રમાણે બારણું ઉઘાડીને ઘરમાં પેઠો. બારણું ઉઘડયાનો અવાજ સાંભળી આ બાઇએ પ્રશ્ન કર્યો કે કોણ ? ઉત્તરમાં આ પિશાચે “ તારો બાપ ” એમ કહીને ધબડ ધબડ કરતો, નિસરણી ઉપર ચઢયો અને આ બાઈનો ચોટલો પકડીને મારવાજ માંડી. એવામાં પેલી બાઈ કે જે પોતાની પુત્રીને લઇને સંડાસ આગળ ગયાં હતાં તે પાછાં આવ્યાં એટલે આ પિશાચ ત્યાંથી ચાલ્યો ગયો. થોડીવાર પછી હું શ્રીસદાશિવ ભગવાનનું પૂજન કરીને ઘેર આવ્યો ત્યાં તો વળી પાછા આવા દુ:ખદા-

ચક સમાચાર સાંભળ્યા. આ બાઇએ આવા સમાચાર સં ભળાવીને વિશેષમાં એમ કહ્યું કે આ પિશાચનું જમણું સમણું દાઝી ગયેલું કાળુ હતું. પછી ચા તૈયાર થતાં મેં મંત્ર ભણીને તે બાઇની આસપાસ જળનું કુંડાળુ કર્યું, અને કહ્યું કે મારી આજ્ઞા સિવાય તે પિશાચ આ કુંડાળામાં નહીં આવી શકે માટે તું સુખેથી ચા પી, એટલે આ બાઇએ સુખપૂર્વક ચા પીધી. મને આ પિશાચ ઉપર રીસ તો બહુ ચઢી હતી, પરંતુ આ બાઇને ચાર દિવસ થયા સિવાય હું આ પિશાચને મૂળમાંથી બાળી મૂકવા અશક્ત હતો. જો સાધારણ પિશાચ હોત તો તેને એક ક્ષણમાં એક ફુંક બાળી મૂકત, પરંતુ આ માયાવી રાક્ષસી પિશાચને બાળી મૂકતાં મને નવ નેજા પાણી ઉતર્યું હતું. આ બાઇએ ચા પીધા પછી મેં તેના ઉપર ક્રિયા કરી અને આવાહન કરીને તે પિશાચને બોલાવ્યો એટલે જેમ ઘોડો ખોંખારો કરે તેમ ખોંખારો કરતો કરતો તે પિશાચ આવ્યો. ત્યારપછી અમારા બન્નેના નીચે પ્રમાણે સવાલ જવાબ થયા.

**સવાલઃ**—તું ખરી વાત કહેઃ કે તું જાતનો કોણ છે?

**જવાબઃ**—હું જાતનો રજપૂત ગરાશીઓ છું, અને હે બ્રાહ્મણ! હું ખરી વાત કહું છું કે તું બ્રહ્મચર્ય પાળે છે તથા તારી પાસે સાચી વિદ્યા છે એટલે હું તને કંઇ પણ કરી શકતો નથી, બાકી જો કોઇ બીજો હોત તો તેને ક્યારનોએ ભોંયચાટતો કરી દીધો હોત. તેં તારી વિદ્યાવડે મારા ૨૦૦૦ પિશાચોના સૈન્યને બાળી નાખ્યું, હું સાપ થઇને

દરમાં પેઠો ત્યાંથી પણ બાળી નાંખ્યો. ચકલો થયો તો તે શરીર પણ બાળી નાખ્યું. (દાંત કચડાવીને) હાશ! શું કરૂં?

**સવાલ:**—હજુ પણ તારે જે કરવું હોય તે કરજે અને તારૂં બીજું સૈન્ય પણ મોકલજે. પરંતુ હું તને સ્પષ્ટપણે કહું છું કે હવેથી તું આ બાઈને મારીશ તો હું તને જરૂર આવતી કાલે બાળી મૂકીશ. માટે તું અત્યારથી જતો રહે અને ફરીથી આવીશ નહીં.

**જવાબ:**—મારૂં જમણું લમણું બળી ગયું છે માટે તમે જો આવતી કાલે રાત્રે તેને સારૂં કરો અને મને કોઈ સારે ઠેકાણે મોકલો તો હું આ બાઇને અત્યારથી ન મારવાનું અને તમારી આજ્ઞા સિવાય આવતી કાલ સાંજ સુધીમાં અહીં ન આવવાનુ વચન આપું છું.

**સવાલ:**—જા. આવતી કાલે રાત્રે તારૂં મોં સારૂં કરીશ અને તું કહીશ ત્યાં મોકલાવીશ. પરંતુ તું એટલું યાદ રાખજે કે આવતી કાલની રાત્રી સુધીમાં તું ફરીથી અહીં આવીશ તો હું તને બાળી મૂકીશ એ તું નિશ્ચયપૂર્વક માનજે.

આ પિશાચે તેમ કરવા હા પાડી એટલે મેં તેને ત્યાંથી રજા આપી. પછી હું મારી ઑફીસમાં ગયો. આશરે સાડા અગીઆર વાગે પાછો આવ્યો અને પૂછતાં માલમ પડયું કે અગીઆર વાગે આ પિશાચ પાછો આવીને મારી ગયો હતો, પરંતુ તે માર પહેલાંના માર જેવો ભારે નહોતો. મેં વિચાર કર્યો કે કદાચ જતાં જતાં તે છેવટનો હલકો માર મારી ગયો હશે અને હવે પછી તે નહીં આવે. ત્યાર

પછી અમે બધાએ જમી લીધું. પછી રાત્રી પડી. એટલે દિવસના ૧૧ વાગ્યા પછી રાત્રીના ૧૦ વાગતા સુધી તે પિશાચ પાછો ન આવ્યો. અમે પણ રાત્રીના ૧૦ વાગ્યા પછી સૂઇ ગયા. સૂતા પછી મને મારી આખી જીંદગીમાં ગભરામણ ન થઇ હોય તેવી ગભરામણ થવા માંડી. મારી પથારી અને પથારીની આસપાસની જગ્યા ભયંકર લાગવા માંડી. હું મોંઢે જપ કરતો હતો પરંતુ જાણે કોઈ મને મૂર્છિત કરીને મારા જીવને ઉંડાણમાં નાંખતું ન હોય એમ લાગ્યું. મેં વિચાર કર્યો કે આમ થવાનું બીજું કંઈ પણ કારણ નથી, પરંતુ આ દુષ્ટ પિશાચ મારી આરાપાસ ફરતો હોવો જોઈએ. પછી હું મારી પથારીમાંથી ઉભો થયો અને હાથ પગ ધોઇ કોગળા કરી આચમન લઈ રૂદ્રાક્ષની માળા પહેરી લીધી અને જપ કરવા લાગ્યો. એટલે કંઇક ભયંકરતા ઓછી થઇ અને શાંતિ વળી, એટલે પાછો સૂઈ ગયો. સૂઈ ગએ પાંચ મિનિટ થઈ નહીં હોય એટલામાં મારા શરીરની આસપાસ અકેક હાથને છેટે કોઇ ફરતું હોય એમ લાગ્યું. મેં જાણ્યું કે નક્કી ભાઇ સાહેબની સ્વારી આવી પહોંચી હોય એમ લાગે છે, પરંતુ મારી ખાત્રી હતી કે બ્રહ્મચર્યના પ્રતાપથી અને જપથી તે દુષ્ટ પિશાચ મને કંઇ પણ કરી શકે એમ નથી. આ પ્રમાણે વિચાર કરીને હું આંખો મીંચીને પડી રહ્યો. થોડી વાર થઇ નહીં એટલામાં આ પિશાચ મને કરગરીને બહુજ ઝીણે સાદે કહેવા લાગ્યોઃ—" હે ભાઈ! તમે મને મહેરબાની કરીને આવતી કાલે બાળી મૂકશો નહીં, પેલી રાંડે મને દઝાડયો છે માટે

તેનો જીવ લેવા ઘો, હું તમારો ઉપકાર નહીં ભૂલું.” આ શબ્દો સ્પષ્ટપણે મારા કાને સંભળાયા, એટલે હું પથારીમાંથી બેઠો થયો અને જપ કરવા માંડયો. આ પ્રમાણે રાત્રીના ૧ વાગ્યા સુધી આ ભુતની લોથમાં મારે ઉજાગરો કરવો પડયો. પછીથી ૧ વાગ્યા પછી તે પિશાચનું કંઇ પણ ન ચાલવાથી તે ત્યાંથી ખસી ગયો એટલે મને નિર્ભયતાથી સુખપૂર્વક ઉંઘ આવી. પરંતુ સવારમાં પાંચ વાગ્યા કે આ બાઇએ ગભરાઈને બૂમ પાડી કે મને બહુ ભય લાગે છે અને મારી આસપાસ કોઈ ફરે છે, એટલે હું ઉપર ગયો અને ત્યાં શુદ્ધ પરમાણુઓ ફેંક્યાં એટલે તે પિશાચ ત્યાંથી ખસી ગયો અને પેલી બાઇની બીક પણ દૂર થઈ. હમેશાં મારે ઉઠવાનો સમય પ્રાતઃકાળે પાંચ વાગ્યાનો છે અને જાગ્રત્ થયા પછી તરતજ શૌચ જવાની મારી પદ્ધતિ છે એટલે આ બાઇનો ભય દૂર કરીને હું શૌચ જવા ગયો. પરંતુ સંડાસમાં પહોંચ્યો નહીં હોઉં એટલામાં તો પેલા પિશાચે આવીને આ બાઈનું મોં જોરથી બંધ કર્યું અને એને એવો સખત માર માર્યો કે તે બાઇને એકદમ મૂર્છા આવી ગઈ અને અચેતન થઈ ગઈ. હું દિશાએ જઇને આવ્યો ત્યાં તો આ સમાચાર મળ્યા. આ વખતે વિશ્વામિત્ર ઋષિ જેવો મને ક્રોધ ચઢયો અને સંકલ્પ કર્યો કે હે દુષ્ટ ! તું એમ ન સમજીશ કે જગત્‌માં બધા બ્રાહ્મણો પોતાના કર્મોથી દૂર થયા છે. આગળ જે મહાન્ ઋષિ મુનિઓ થઈ ગયા અને જેમના પ્રતાપ આગળ ઇંદ્રાદિક દેવતાઓ પોતાના મુકુટો તે પૂજ્યચરણ મહામુનિયોના ચરણકમળમાં ઉતારતા

હતા તે ઋષિયોનો હું સંતાન છું, એટલે મારનાં તેમની કંઇક વિભુતિ હશે. તે વિભુતિના પ્રતાપવડે હું પ્રતિજ્ઞા કરૂં છું કે હમણાં સ્નાન કરીને તથા આ બાઇને આજે અટકાવનો ચોથો દિવસ છે એટલે તેને સ્નાન કરાવીને જો હું તને બાળી ન મૂકું અને આ વખતે જો તું છટકી જાય તો આખા જગત્નાં ભુતડાંને મારી વિદ્યાવડે બાળી ન નાખું તો તું એમ સમજજે કે હું શુદ્ધ બ્રાહ્મણ નથી. આ પ્રમાણે ક્રોધાવેશમાં સંકલ્પ કરીને તે બાઈ તરફ જોતાં મને બહુ દયા ઉપજી. તે લગભગ મરી ગઇ હતી. પરાણે શબ્દનો ઉચ્ચાર કરતી હતી. જો તે પિશાચે આ બાઇને થોડીવાર વધારે મારી હોત તો તે બાઇ જરૂર મરી ગયેલી હોત. પછી મેં તેને ક્રિયાથી કેટલુંક બળ આપ્યું એટલે તે પથારીમાંથી ઉભી થઈ અને તે મારી સાથે વાતચિત કરવાને શક્તિવાન થઈ. પછી હું નીચે ગયો અને દંતધાવન કરીને સ્નાન કરી લીધું. પેલી બાઇને પણ સ્નાન કરાવ્યું. પછી આ બાઇને મારા સામે બેસાડી અને ક્રિયા કરી. પરંતુ આ પિશાચ ત્યાંથી છટકી ન જાય તે માટે હૃદયના સંપૂર્ણ બળથી તે પિશાચના શરીર ઉપર બ્રહ્માંડનો ભાર મૂક્યો. પછી આ બાઈના સૂક્ષ્મ શરીરને ૪૦૦૦ સૂર્યના પ્રકાશ સાથે તેને બાળવા મોકલ્યું એટલે તે બાઇએ કહ્યું કે, એ પિશાચ તમારી પોળ આગળ ઉભો છે એમ કહીને તેની આસપાસ પ્રકાશ નાખી તેને ઘેરી લીધો અને દાઝ ચઢાવીને તે પ્રકાશમાં તેને બાળવા માંડયો. બીજાં ભુતો તો બહુમાં બહુ તો

એજ મિનિટમાં બળી જતાં હતાં, પરંતુ આ વીર સેતાનને તો બાળતાં બાળતાં ૧૫ મિનિટ થઇ. તે બળી ગયા પછી તેમાંથી કંઇક પ્રકાશ સાથે ધુમાડી જેવું નીકળવા માંડયું તેને પણ આ બાઇએ બાળી નાંખ્યું. હવે નિરાંત થઇ. તે પિશાચ હમેશને માટે બળી ગયો અને દક્ષિણમાં એક ગધેડીને બે માસનો ગર્ભ છે તેમાં દાખલ થઈ ગયો. હવે પછી આ બાઇને કંઇપણ ઉપદ્રવ થયો નથી, હવે પછી આ બાઇનું શરીર પૂર્ણ આરોગ્યવાળું છે. અહીંઆં વાચક વર્ગને કદાચ શંકા થશે કે તે પિશાચ દક્ષિણમાં ગધેડીના ગર્ભમાં ગયો તે કેવી રીતે માલમ પડયું તો અમે કહીએ છીએ કે આ સત્ય વાત છે. આ વિદ્યાથી જેટલું ન જણાય તેટલું ઓછું છે.

## ભુતયોનિને પ્રાપ્ત થએલા એક વાણીઆનો રમુજી ભરેલો હેવાલ.

આ વિષય વાંચવાથી તેમાં તે વાણીઓ ભુત છતાં કેવો દયાળુ હતો અને તેણે અમને બધાંને અમારી જાત્રામાં કેવો આનંદ કરાવ્યો હતો તેનો હેવાલ પ્રકટ કર્યો છે અને તેને સ્વર્ગમાં મોકલવા છતાં તે સ્વર્ગમાં સખણો ન રહ્યો તેથી તે પાછો આવીને મારી ઑફીસમાં રમખાણ મચાવી મુકયું, મારો તકીયો બીજે ઠેકાણે મૂકી દીધો, ઑફીસના લોટો પવાલાં મારા ટેબલ નીચે નાખી દીધાં, મારી ઑફીસની બારી ઉઘાડી નાખીને એક પવાલુ ખાળમાં નાખી દીધું, ચોપડીયો ફેંકી દીધી વિગેરે હેવાલ તથા તેણે છેવટે કેટલીક અસભ્યતા વર્તાવી તેથી તેને બાળી મુકવો પડયો અને તેના બળી ગયા પછી તે અમુક ગામમાં અમુક માણસના ત્યાં ગર્ભમાં

દાખલ થયો વિગેરે હકીકત પ્રકટ કરી છે તે વાંચવાથી વાચક વર્ગની ખાત્રી થશે કે આ કેવી અદ્ભુત વિદ્યા છે. અમે તે ગામમાં કાગળ લખીને જ્યાં આ વાણીઓ ગર્ભમાં છે તેનાં નામ વિગેરેની પણ ખાત્રી કરાવી છે.

તા૦ ૫-૧૧-૧૬ ને દિવસે હું મોડાસા જવા સવારની ટ્રેઇનમાં અમદાવાદથી બેઠો. શામળાજી જાત્રાએ જવામાં મોડાસા થઈને જવાય છે અને મોડાસે તલોદ થઈને જવાય છે. મોડાસામાં ઉતરવામાટે ત્યાંના એક ગૃહસ્થના ત્યાં આગળથી બંદોબસ્ત થઈ ગયો હતો એટલે અમો તલોદ સ્ટેશનથી ઉતરી મોડાસે જવાને ટપ્પામાં બેઠા અને રાત્રે આઠ વાગ્યાને સુમારે મોડાસે પહોંચ્યા. મોડાસામાં બે દિવસ રહીને અમે શામળાજી ગયા. મારી સાથે સ્ત્રી-પુરૂષો મળીને અગીઆર મનુષ્યો હતાં. શામળાજીમાં ઉતારામાટે ત્યાંના મેળાના સુપરિન્ટેન્ડન્ટ સાહેબ કેવળરામભાઇએ શ્રીમાન્ મોહનલાલભાઈ દોલતરામ કે જેઓ ઇડરના રાજા સાહેબ પાસે સીરસ્તેદાર છે તેમની ભલામણથી આગળથી બંદોબસ્ત કરી મૂકયો હતો તે પ્રમાણે તેમણે અમને સુખપૂર્વક રહેવાય એવો ઉતારો આપવાની સગવડતા કરી આપી હતી, જે માટે હું તે બન્ને ગૃહસ્થોનો પ્રેમપૂર્વક ઉપકાર માનું છું. શ્રીશામળાજીની મૂર્તિ ભવ્ય છે. સવાર, બપોર તથા સાંજે તેઓ જુદા જુદા સ્વરૂપની અન્યને પ્રતીતિ કરાવે છે. શ્રીશામળાજીના દેવળની પાસે લગાર છેટે નદી છે, અને ત્યાં નાગધરો છે. આ નાગધરામાં જે મનુષ્યો ભુતોથી પીડાતાં હોય તેઓ

સ્નાન કરે છે તો તેમના શરીરમાંથી ભુત જતાં રહે છે એમ મેં જાતે અનુભવ કર્યો છે અને વાચક વર્ગની વિશેષ ખાત્રીમાટે તથા નદીના પાણીમાં અને તેવા સ્થળોમાં કેટલો ચમત્કાર છે તેમાં શ્રદ્ધા ઉપજાવવામાટે ભુતનું એક અનુભવસિદ્ધ દૃષ્ટાંત આપું છું.

મારી સાથે જે સ્ત્રીઓ હતી તેમાંથી બે સ્ત્રીઓ તથા મારી પત્ની એમ ત્રણે સ્ત્રીઓ નાગધરામાં પાણી લેવા માટે ગઇઓ. આ વખતે નાગધરામાં ત્રણ સ્ત્રીઓને નવડાવવામાં આવતી હતી, તેમાં બે સ્ત્રીઓ તો તે નાગધરામાં પુષ્કળ ધુણતી હતી, પરંતુ એક સ્ત્રી સહેજ ધુણતી હતી, એટલે મારી પત્ની સાથે ગએલી બે સ્ત્રીઓ પૈકી એક સ્ત્રીએ સહેજજ કહ્યું કે આ બાઈ જોઈએ તે પ્રમાણે ધુણતી નથી માટે તેને વધારે પાણી છાંટો. આવું કહેતામાં તો તે સ્ત્રી કે જે લગાર લગાર ધુણતી હતી તે ધુણતી બંધ થઇ અને તેનું શરીર તેને હલકું લાગ્યું. ત્યાર પછી મારી પત્ની અને પેલી બે સ્ત્રીઓ પાણી ભરીને ઉતારે આવી. સમય થતાં અમે જમી લીધું અને રાત્રી પડી. હું પ્રયોગથી દરદો મટાડું છું એવી વાત મેળામાં ઘણે ખરે ઠેકાણે ફેલાઇ તથા આ પ્રયોગમાં અમુક ચમત્કારો છે એવી કેટલાકને ખબર હોવાથી જોતજોતામાં મારા ઉતારામાં સેંકડો મનુષ્યો ભેગાં થઈ ગયાં. તેમાં કેટલાક તો ચમત્કાર જોવા આવ્યા હતા, કેટલાક પોતાના સગાને લઈ ને તેમનું શરીર મને બતાવવા આવ્યા હતા અને કેટલાક તો મને પૂજ્ય ભાવે મળવા આવ્યા હતા. મેં આવેલાં સેંકડો સ્ત્રીપુરૂષોને ત્યાં બેસવા કહ્યું. આ બધા

આવનાર પૈકી શામળાજી મંદીરના પૂજારી શ્રીયુત શામળ-દાસને મારી આ ક્રિયા જોવાની બહુજ જિજ્ઞાસા હતી, એટલે તેમણે આ ક્રિયા બતાવવા મને વિનંતી કરી. પરંતુ મેં તેમને કહ્યું કે હું ચમત્કાર માટેજ કોઇના ઉપર આ ક્રિયા કરતો નથી, પરંતુ રોગ થયો હોય તો તે દરદીનો રોગ નિર્મૂળ કરવા હું તેના ઉપર ક્રિયા કરું છું, અને તે નિમિત્તે કંઈક પ્રશ્નોના ઉત્તર દેવરાવી શકું છું. આ પ્રમાણે અમે વાતચિત કરીએ છીએ એટલામાં મારી પત્ની સાથે પાણી ભરવા ગયેલી પેલી બે સ્ત્રીઓ પૈકી એક સ્ત્રી કે જેણે નાગધરામાં પેલી બાઈ ઉપર વિશેષ પાણી છાંટવા કહ્યું હતું તે અકળાવા લાગી અને રડવા લાગી. આનું કારણ કંઈક મારા જાણવામાં આવ્યું એટલે મેં તુરતજ તેની ઉપર ક્રિયા કરી એટલે આ બાઈ વિશેષ રડવા લાગી. રડવાનું મેં કારણ પૂછયું ત્યારે આ બાઇ કહેવા લાગી કે હું જાનની રજપુતાણી છું, નાગધરામાં મોડાસાની પેલી બાઇ ધીમી ધીમી ધુણતી હતી તે હુંજ હતી. આ બાઈએ મારા ઉપર વધારે પાણી છાંટવા કહ્યું એટલે હું મોડાસાવાળી બાઈના શરીરમાંથી નીકળી અને આ બાઇના શરીરમાં પેઠી. હું અકળાઉં છું. પાણીના નાગધરા કરતાં તમારી વિદ્યાથી ઉ-પજેલો પ્રકાશ મને વધારે બાળી મૂકે છે.

આ સ્ત્રીનું આ પ્રમાણેનું બોલવું સાંભળી મેં વિચાર કર્યો કે આ પિશાચને જવા દઈશ તો બીજાને વિતાડશે, માટે તેને બાળી મૂકવી એજ શ્રેયસ્કર છે. આવો વિચાર કરીને આ ભુતડીને એક ભડકામાં બાળી મૂકી. ત્યાર પછી

આ બાઈને શાંતિ થઇ એટલે જેને જે સવાલ પૂછવા હોય તેમને પૂછવાની રજા આપી, જેથી કેટલાકે સવાલ પૂછ્યા અને તેમને યોગ્ય ઉત્તરો મળવાથી તેઓ સંતોષ પામ્યા. શામળાજીના પૂજારીએ પછી છેવટે મોંઘમ પ્રશ્ન પૂછયો કે મારું હારમોનિયમનું વાજું ક્યારે આવશે ? તેના ઉત્તરમાં આ સ્ત્રી પાંચ મિનિટ સુધી કંઈ બોલી નહીં પરંતુ પછીથી તેણે જવાબ આપ્યો કે તમે ૩—૪ દિવસથી મુંબઈ કાગળ લખ્યો છે ખરો, પરંતુ જે માણુસ ઉપર કાગળ લખ્યો છે તે સારા વાજાની શોધમાં છે. જો તેને સારૂં વાજું મળશે તો ૧૦—૧૨ દિવસમાં તમને અહીં મળી જશે. આ પ્રત્યુત્તરથી પુજારીનું હૃદય હર્ષથી છવાઇ ગયું, કારણ કે તેના પ્રશ્નનો તેને બરોબર ઉત્તર મળ્યો હતો. આ પછી તો મામલતદાર સાહેબ વિગેરેને પણ આ પ્રયોગ જોવાની ઈચ્છા થઈ હતી તેમની ઈચ્છા પણ પ્રસંગને લઈને આ પ્રયોગ બતાવવાથી પૂર્ણ થઈ હતી. બીજે દિવસે તો પછી પૂછવુંજ શું. ગઈ કાલના કરતાં આજે તો એટલાં બધાં માણસો મારા ઉતારામાં ભેગાં થયાં હતાં કે હાલવા ચાલવા જેટલી જગ્યા પણ ન રહી. મને મળવા પણ સેંકડો મનુષ્યો આવે તેમની સાથે વાત કરતાં મને પાણી પીવાનો પણ વખત ન મળે. અસ્તુ ! ત્રીજે દિવસે એટલે તા૦ ૧૦-૧૧-૧૬ ને દિવસે અમે ભવનાથ મહાદેવ જવા શામળાજીથી ગાડાં ભાડે કરીને આશરે ૧૨ વાગે નીકળ્યા. ભવનાથ મહાદેવ શામળાજીથી ૧૨ ગાઉ થાય, પરંતુ બળદો સારા હતા એટલે ભવનાથ મહાદેવ અમે સાંજરે ૬ વાગે પહોંચી જઈશું એવી

મારી ખાત્રી હતી. અમે જે ૧૧ મનુષ્યો હતાં તેમાંથી એક બાઈના સ્વભાવમાં સહેજ ફેરફાર થયેલો મને શામળાજીની નદી મૂકી કે તરતજ જણાયો. શામળાજીથી બે ગાઉ અમે પહોંચ્યાં એટલે અમારી સાથેની બીજી વૃદ્ધ સ્ત્રીઓએ આ બાઇને ગાડામાં બેસવા કહ્યું પરંતુ તે તો ગાડામાં બેસે નહીં અને બધાને છણકા કરે. એમ કરતાં કરતાં અમે ભીલોડે સ્હાંજે ચાર વાગ્યાને સુમારે પહોંચ્યાં, ત્યાં બળદને વિશ્રામ લેવા દઈ પછીથી ગાડાં ચાલતાં કર્યાં. ભીલોડા મૂકયા પછી એક ગાઉ અમે પહોંચ્યા હોઇશું ત્યાં તો આ બાઇએ તોફાન મચાવી મૂક્યું. હાથમાં જોડા પકડીને મારવા દોડે અને વળી ખડખડ હસવા માંડે. હું ગાડામાં બેઠો હતો ત્યાં તેણે ખાખરાના ઝાડનું એક મણનું થડીયું ડાળા સાથે ઉપાડીને અમારા ઉપર ફેંકયું. જો તે થડીયું મારા માથા ઉપર પડયું હોત તો મારું માથું રંગાઇ જાત અને તે ગાડામાં બેઠેલાં બીજા મનુષ્યોને પણ વાગી જાત. પરંતુ પ્રભુએ અમારો બચાવ કર્યો. તે થડીયું અમારા ઉપર ન પડતાં ગાડાની એક બાજુએ ભરાઇ રહ્યું. પછી તો તેણે છુટા પથરા અમારા ઉપર ફેંકવા માંડયા. મેં નક્કી જાણ્યું કે આના શરીરમાં કોઈ મસ્તીખોર પુરુષ પિશાચ છે. પછી હું ગાડામાંથી હેઠે ઉતર્યો અને તેને પકડવા ગયો તો તેણે દોટ મૂકી અને જોરથી મારા તરફ પથર ફેંકયો. આમ કરવાથી મારી સાથેનાં મનુષ્યોનાં કાળજાં ધડકવા લાગ્યાં. પરંતુ મેં તેમને ધીરજ રાખવાનું જણાવીને ત્યાંથી દોટ મૂકીને તે બાઇને પકડી પાડી અને તેના બે હાથ ઝાલીને તું કો-

ણ છું એમ પૃચ્છા કરી તથા તું ક્યાંથી આવ્યોછું એમ પૂછ્યું. તેના ઉત્તરમાં પિશાચે કહ્યું કે હું ગમે તે ગામનો છું તે તમને નહીં કહું. પરંતુ જાઓ હવે પછી તમને કોઇને હેરાન નહીં કરૂં. મને ભવનાથ મહાદેવનાં દર્શન થશે અને મને ચા પીવાની મળશે તથા લાડુ ખાવાના મળશે એટલે જતો રહીશ. આ પ્રમાણે કહીને તે તો રસ્તામાં નાચવા અને કુદવા લાગ્યો તથા જેમ ગામડીઓ માણુસ બે હાથ ઊંચા કરીને ગાય તેમ ગાવા લાગ્યો. એમ કરતાં અમે સાંયકાળે શ્રીભવનાથ મહાદેવ પહોંચ્યા. આ વખત શ્રીસદાશિવ ભગવાનના દેવાલયમાં આરતી ઉતરતી હતી અને તે વખતે ઘંટાનાદ થઇ રહ્યો હતો. આ ઘંટાનાદ સાંભળીને આ પિશાચવાળી બાઈએ એકદમ કુદકા મારીને ભવનાથ મહાદેવમાં દર્શન કરવા ગઈ. અમે પણ ગાડાં ત્યાં છોડાવી, ગાડામાંથી સામાન કઢાવી ત્યાં આવેલા એક મકાનની પડાળીમાં આ સામાન મૂકાવી શ્રીભવનાથ સદાશિવ ભગવાનનાં દર્શન કરવા ગયા. શ્રીભવનાથ મહાદેવની ડાબી બાજુએ મકાન છે ત્યાં પડાળીમાં બેસીને એક બ્રહ્મચારી મહારાજ શ્રીશિવલિંગની પૂજા કરતા હતા. મેં ત્યાં જઇને તેમને બે હાથે નમસ્કાર કર્યા એટલે તમારે શું જોઇએ છે એમ બ્રહ્મચારી મહારાજે રોફમાં મને પૂછ્યું. ઉત્તરમાં મેં કહ્યું કે મારે કંઈ પણ જોઇતું નથી, પરંતુ મારી સાથે ૧૯ માણુસો છે તે બધાંને સૂવા માટે બંદોબસ્ત કરવાનો છે. મારા શબ્દો સાંભળતાં મહારાજે મારી સામે તાકીને જોયું અને કહ્યું કે ભલે, જાઓ સામેની પડાળીમાં સૂઈ રહો.

મારૂં મન તેમના આવા ઉત્તરથી તૃપ્ત થયું નહિ, છતાં હું તો પડાળીમાં મારી સાથેના માણસો પાસે ગયો. આ વખતે ટાઢ સખત પડતી હતી અને જંગલમાં નિવાસ કરવાનો હતો, તેમજ અમારી પાસે કંઈ પાથરવાને તથા ઓઢવાને ગોદડાં નહોતાં અને પડાળીમાં સૂઈ રહેવાનું હતું માટે આખી રાત ટાઢે મરવું પડશે માટે કંઇક યુક્તિથી આ પડાળીના મેડા ઉપર બ્રહ્મચારી મહારાજ સૂવા દે તો ઠીક થાય, આ પ્રમાણે હું વિચાર કરતો હતો એટલામાં મહાદેવનો પૂજારી મારી પાસે આવ્યો. મેં તેને પૂછ્યું કે પૂજારી મહારાજ ! આ મકાનના મેડા ઉપર બ્રહ્મચારી મહારાજ અમને સૂવા દેશે ? ઉત્તરમાં પૂજારીએ કહ્યું કે આ મેડા તો રાજાજીની સ્વારી આવે ત્યારે તેમને રહેવા માટે છે, બીજા કોઇને પણ આ મેડા ઉપર સૂવાની રજા નથી. હાલમાં ફક્ત ફોજદાર સાહેબનો થોડો સામાન પડયો રહે છે. જો તમે બહુ કરશો તો તમને થોડાં ગોદડાં સૂવા માટે કદાચ મળી શકશે, પરંતુ સુવાનું તો પડાળીમાંજ થશે. આ પૂજારીને પછી મેં ત્યાંથી વિદાય કર્યો અને હું બ્રહ્મચારી મહારાજ પાસે ગયો. કંઈ પણ માગ્યા સિવાય મારે જોઇતી ચીજો મેળવવી એવો મારો નિશ્ચય હતો એટલે બ્રહ્મચારી મહારાજ પાસે તેમની પૃચ્છા વિના કંઇપણ માગવું નહિ એવો દૃઢ નિશ્ચય કરીને હું જેવો બ્રહ્મચારી મહારાજ પાસે ગયો તેવોજ બ્રહ્મચારી મહારાજે મને આદરથી બોલાવ્યો, અને પાસે પડેલી ખુરસીમાં મને બેસવાનું કહ્યું. હું ખુરસીમાં બેઠો, પછી બ્રહ્મચારી મહારાજે મને કહ્યું કે તમારૂં

કૃપાળ કોઈ ભાગ્યશાળી મનુષ્ય જેવું અથવા તો તપસ્વી જેવું લાગે છે. માટે તમારે જે જોઈએ તે સુખેથી મારી પાસેથી માગી લેજો. સામેની પડાળીમાં સુઈ રહેજો અને તમને જોઇએ તેટલાં ગાદલાં વિગેરે ઓઢવા પાથરવા આપીશ. પરંતુ આટલાથી મને સંતોષ થયો નહીં. હું તો મૌનજ બેસી રહ્યો. બ્રહ્મચારી મહારાજે મને પૂછયું કે તમે શા વિચારમાં બેઠા છો? મેં કહ્યું કે અમારી સાથે જે બાઈઓ છે તેમાંથી એકને પુરુષ પિશાચ વળગ્યો છે, એટલે હવે સ્નાન, સંધ્યા કરીને તે બાઈના ઉપર ક્રિયા કરીને તે ભૂત કહાડવાનો વિચાર કરું છું. બ્રહ્મચારી મહારાજતો આશ્ચર્ય પામ્યા અને મને પ્રશ્ન કર્યો કે ક્રિયા એ શું અને તમે તેણે કેવી રીતે કાઢી શકશો? ત્યાર પછી મેં ક્રિયા સંબંધી બધી માહિતી તેમને આપી એટલે આ બ્રહ્મચારી મહારાજ બે હાથ જોડીને મને પગે લાગ્યા અને પોતાના નોકરને બોલાવીને કહ્યું:—

" અલ્યા એ છોકરા ! આ કુંચી લે અને સામેનો વિશાળ મેડો કે જેમાં ફોજદારનો સામાન એક ખૂણામાં પડયો છે તે મેડો ઉઘાડીને આમનાં માણસોને ઉપર લઈ જા. દીવા બત્તિઓ પણ તેમને આપજે. જેટલાં ગાદલાં જોઇએ તેટલાં ગાદલાં પેલાં નવાં જે હમણાંજ કરાવ્યાં છે તેમાંથી આપજે. આ હરીકેન લેમ્પ લઈ જા, ચોખ્ખાં પાણીનાં ભરેલાં ત્રાંબાનાં બેડાં પણ લઈ જઇને ત્યાં મૂકી આવ." આ પ્રમાણે તેમના નોકરને આજ્ઞા કરીને બ્રહ્મચારી મહારાજે મારા તરફ પોતાનું મોં ફેરવ્યું અને મને પૂછયું— "કેમ બીજું કંઈ જોઇએ તો સુખેથી માગી લેજો. રાત્રે

ક્રિયા કરો ત્યારે મને જરૂર બોલાવજો!!" વાહ! શું ક્રિયાનો ચમત્કાર છે? " બહુ સારુ મહારાજ! હું આપને ક્રિયા થશે તે વખતે જરૂર બોલાવીશ." એમ કહીને હું આમેની પડાળીમાં ગયો. પછી સ્નાન કરીને સંધ્યા કરી લીધી અને અમે સૌ મેડા ઉપર ગયા. મેડો બહુજ વિશાળ હતો, તેમાં ઓછામાં ઓછાં ૧૦૦ મનુષ્યો સુખ પૂર્વક સૂઇ શકે એવો તે વિશાળ મેડો હતો. રાત્રીનો વખત હોવાથી અમોએ મેડા ઉપર ગયા પછી ઉની રસોઈ ન બનાવતાં અમારી સાથે ભાથું હતું તે ખાઈ લીધું. ત્યાર પછી આ ભૂતને કાઢવા માટે મેં ક્રિયા શરુ કરી. એટલામાં બ્રહ્મચારી મહારાજ પોતાની મેળે આવી પહોંચ્યા, તેમના દેખતાં ક્રિયા કર્યા પછી તે ભૂત એની મેળે બોલવા લાગ્યો કે હું મારી મેળેજ તમે મોકલશો ત્યાં જઇશ, પરંતુ મને કોઈ પણ રીતે હેરાન કરશો નહીં. મેં તેને પૂછ્યું કે તું છે કોણ તેતો પ્રથમ જણાવ? ત્યાર પછીથી તુ તારે જવું હોય ત્યાં જજે. મારા પૂછવાથી તેણે કહ્યું કે હું જાતનો વાણીઓ છું, મારું નામ ચંદુ છે અને હું મોડાસાનો રહીશ છું. આ પ્રમાણે કહીને તે ભૂત વાણીઓ તે બાઇના શરીરમાંથી ખસી ગયો. બીજે દિવસે એટલે તા૦ ૧૧—૧૧—૧૬ ને દિવસે અમોએ રસોઇ તયાર કરાવી. જમવાનો સમય થયો એટલે બધા જમવા બેઠા. આ બાઇ કે જે એક લાડુ કરતાં વધારે ખાય તેમ નહોતું તે આ વખતે બે લાડુ ખાઇ ગઈ. અને આ બાઈ મરજાદાવાળી હોવા છતાં જેમ આવે તેમ હસવા લાગી અને બોલવા લાગી, તે ઉપરથી

અમને બધાને એમ અનુમાન થયું કે જરૂર પેલો વાણીઓ શરીરમાં આવ્યો ખરો. જમ્યા પછી ગાડાં જોડાઇને તૈયાર થયાં તેમાં અમે સઘળા બેઠા. ભવનાથ મહાદેવનું માહાત્મ્ય એવું છે કે, ત્યાં આગળ ચ્યવન ઋષિએ યજ્ઞ કર્યો હતો તે કુંડના પાણીમાં ગમે તેવો રક્તપીતીઓ ન્હાય, ત્યાંની માટી શરીરે ચોળે અને ભવનાથ મહાદેવનાં દર્શન કરે તો ગમે તેવો રક્તપીત્તનો વ્યાધિ દૂર થયા વિના રહે નહીં. આ સ્થળમાં એવા સેંકડો કેસ સુધરી ગયા છે. અસ્તુ ! ભવનાથમાંથી નીકળ્યા પછી અમે બે ગાઉ પહોંચ્યા હોઇશું, એવામાં અમારું ગાડું ચાલતું હતું ત્યાંથી થોડેજ છેટે એક ખાખરાનું ઝાડ એકદમ નીચું વળી ગયું અને મોટો પાણીનો ધોધ પડતો હોય એવો અથવા તો મોટો કડાકો થાય એવો એકદમ અવાજ થયો. અવાજ થતાની સાથેજ અમારા ગાડાવાળાએ કહ્યું કે આ બાઇના શરીરનો ભૂત નીકળીને જુઓ પેલા ખાખરાના ઝાડ ઉપર પડયો તેનો મોટો અવાજ થયો. આ ક્ષણેજ આ બાઇએ પણ કહ્યું કે આપણે ભવનાથમાં હતાં અને અત્યારે અહીં ક્યાંથી ? પછી તેને પૂછવામાં આવતાં તેણે કહ્યું કે રાત્રે ભવનાથ આવ્યા તેની મને ખબર નથી, પરંતુ રાત્રે તમે ક્રિયા કરી તે પછીની મને ખબર છે કે હું ભવનાથમાં છું અને તેવી સ્મૃતિ સવારના આઠ વાગ્યા સુધી હતી, પછીની મને સ્મૃતિ નથી. અત્યારે પાછી સ્મૃતિ આવી છે. અમે બધા પ્રસન્ન થયા કે તેના શરીરમાંથી વાણીઓ નીકળી ગયો તે સારું થયું. પછીથી અમે લગભગ સાંજના પાંચ વાગ્યાના સુમારે વસઈ પહોંચ્યા એટલે વળી

એક બાઈનું શરીર એકદમ અશકત થઈ ગયું. તેના પેટમાં પુષ્કળ વાઢ અને ચુંક આવવા લાગી અને તે બેભાન થઈને ગાડામાં પડી ગઈ. વસઈથી બડોલી ત્રણ ગાઉ દૂર હતું અને ત્યાં પહોંચ્યા વિના આ બાઈ ઉપર ક્રિયા થાય એમ નહોતું એટલે તે બાઇને તેવી સ્થિતિમાંજ પડી રહેવા દઈને અમે ઉતાવળે ગાડાં હંકાવ્યાં. લગભગ સાત વાગ્યાને સુમારે અમે બડોલી પહોંચ્યા. બડોલીમાં ગામમાં પેસતાંજ એક ધર્મશાળા છે, પરંતુ ધર્મશાળા સાચવનાર બાવો શામળાજીના મેળામાં ગયેલો હોવાથી તે ધર્મશાળામાં કોઈ પણ નહોતું. આ ધર્મશાળામાં શિવાલય હતું. પાણી પીવા માટે કુવો પણ હતો. ધર્મશાળાનો વિસ્તાર ઘણો લાંબો પહોળો હતો. આ ધર્મશાળામાં કેટલીક ઓરડીઓ હતી. તેમાં બધી ઓરડીઓ તો બંધ હતી, પરંતુ એક ઓરડી ખુલ્લી હતી, તે ઉઘાડવામાં આવતાં તે ઓરડીમાં એક પાટ તથા એક સાદડી પડી હતી. અમે બધાએ ગાડામાંથી સામાન ઉતારીને ધર્મશાળામાં લીધો અને ધર્મશાળાનાં બારણાં ખાલી બંધ કરીને ત્યાં પડેલી સાદડીઓ ઉપર બેઠા. પરંતુ પેલી બાઈ કે જેને વસઇ ગામની ભાગોળેથી પેટમાં વાઢ આવતી હતી તેણે તો ધીમે ધીમે માથું ડોલાવા માંડયું. ભૂતોનો જુલમ તો પ્રભુ તોબા! મેં કડકડતી ટાઢમાં ઠંડા પાણીએ સ્નાન કર્યું અને સાંજની સંધ્યા કરીને તે બાઈને મંત્રીને પાણી પાયું એટલે તેણે તો પોતાનો ચોટલો છુટો મૂકીને ખુબ ધુણવા માંડયું તેણે કહ્યું કે હું વસઇ ગામની બ્રાહ્મણી છું પરંતુ મેલડી થઈ છું. આનાં આવાં વચનો સાંભળી મને શંકા થઈ અને શંકાનું

સમાધાન કરાવવાની ઈચ્છાથી મેં તેને પ્રશ્ન કર્યો કે ઢેયડી મરી ગયા પછી મેલડી થાય પરંતુ બ્રાહ્મણની દીકરી કોઈ પણ કાળે મેલડી ન થાય. ત્યારે આ બાઇએ જવાબ આપ્યો કે હું સુવાવડમાં મરી ગઇછું તેથી મેલડી થઈછું. હવે મને આ બાઈનો ઉત્તર ખરો લાગ્યો. પછી મેં તેને આ બાઇના શરીરમાં આવવાનું કારણ પૂછ્યું. એટલે તેણે કહ્યું કે મને મારા ગામના એક ઠાકરડાએ સાધી હતી, પરંતુ તે મરી ગયો છે અને હું જ્યાં ત્યાં રખડતી હતી, એવામાં તમારાં આલ્લાં જતાં જોવામાં આવ્યાં અને લાગ જોઇને આ બાઈના શરીરમાં હું પેઠી. આ બાઈને પેટમાં વાઢ તથા ચુંક મેંજ મૂકી છે. હવે તમે મને બાળશો તો બળી જઈશ અથવા જ્યાં મોકલશો ત્યાં જઈશ. મેં પછી મને જેમ ઠીક લાગ્યું તે પ્રમાણે તે મેલડીને હાંકી મૂકી એટલે આ બાઈની વાઢ અને ચુંક મટી ગઇ અને તેણે ભાથુ ખાધું. આ પ્રમાણે ભાથુ ખાઈને અમે બેઠા હતા તેવામાં ધર્મશાળાનાં બારણાં કોઈએ ઉઘાડયાં હોય તે પ્રમાણે ખખડયાં અને અને તરતજ બંધ કોઈએ કર્યાં હોય તે પ્રમાણે તેવી રીતે ખખડયાં. રાત્રીનો સમય એટલે આ બારણાં કોણે ખખડાવ્યાં તે જોવા હું ગયો, પરંતુ ત્યાં કોઈ માલમ પડયું નહીં, પછીથી બારણાંને સાંકળ મારી અને તેની અંદર લાકડું ખોસ્યું. હવે સૂવા માટે વિચાર કર્યો. અમારી સાથે એક તપોધનનો ૨૦ વર્ષની ઉમ્મરનો છોકરો હતો, તે પણ તેની મા સાથે અમારી સાથે આવ્યો હતો. આ છોકરાના મનમાં એમ થયું કે મારી મા જો પડાળીમાં સૂઈ રહેશે તો તેને ટાઢ વધારે

લાગશે, માટે પેલી ઓરડીમાં પાટ પડી છે તેમાં સૂવાડું. આ પ્રમાણે વિચાર કરીને તેણે પાટ ઉપર પાથરણું પાથરી તેના ઉપર તેની માને સુવાડી અને તે ઓરડીનાં બારણાં ખાલી બંધ કર્યાં કે તેની મા ટાઢથી દૂર રહે! અમે તો બધા લાંબી લાઈનમાં પાસે પાસે સૂઇ ગયા. સૂતા પછી અમને બધાને ત્યાં આગળ બહુજ ભયંકાર જેવું લાગ્યું. કોઇ આમથી ખાસે કે તેમથી ખાસે એવા ભણકારા વાગવા માંડયા. આ સ્થળમાં શિવાલય છતાં આવા વિચિત્ર ભણકારા કેમ વાગે છે તેની અમને તુરતમાંજ ખબર પડી નહીં. આવી રીતે ભયમાં અમે લગભગ રાત્રીના બે વાગ્યા સુધી જાગતા પડી રહ્યા. એવામાં પેલા તપોધનના છોકરાએ તેની માને ઓરડીમાં સુવાડી હતી તે એકદમ છલંગ મારતી, ઓરડીનાં બારણાં ઉઘાડી, પાથરવાનું પણ લેવા ન રહી અને બહાર આવી અને ગભરાતી ગભરાતી કહેવા લાગી કે દેવતા પાડીને મને શેકો!! અને તેના છોકરાને કહ્યું કે પાટ ઉપરથી પાથરવાનું લઇ આવ. હું તો હવે અહીં બેઠી બેઠી તાપીશ. આ પ્રમાણે થવાનું શું કારણ છે તે ડોશીએ અમને તે વખતે ન કહ્યું તેમ અમે પણ તેને ન પૂછ્યું. અમે સમજ્યા કે તેને ઓરડીમાં ગોઠયું નહીં હોય માટેજ તે બહાર નીકળી હશે. ત્યાર પછીથી દેવતા પાડવામાં આવ્યો અને આ ડોશીમાને ખૂબ તપાવ્યાં. એમ કરતાં કરતાં સવારના ચાર વાગ્યા એટલે ગાડાં જોડ્યાં. ગાડાં જોડ્યા પછી ડોશીએ બબડવા માંડ્યું. “ બળી એ ઓરડી. મને સૂઈ રહે એક કલાક થયો હશે એવામાં કોઈ ભાયડો મારી

છાતીમાં ધીબ ધીબ ચાર પાંચ મુક્કા મારીને ખશી ગયો." આ ડોશીમાનું આવું બોલવું સાંભળીને બીજી સ્ત્રીઓને ખખડાવીને હસવું આવ્યું અને તેઓ આ ડોશીમાને કહેવા લાગ્યાં કે માજી! એ તો તમારો હાથ છાતી ઉપર રહી ગયો હશે, માટે સ્વપ્નામાં તમને આમ થયું હશે! ડોશીમાતો આ બાઇઓનું આ પ્રમાણે બોલવું થવાથી લગાર ગુસ્સે થયાં અને છણકો કરીને પેલી બાઇઓને કહ્યું કે, શું હું રાંડ ૫૫ વર્ષની થઈ તે કંઈ પણ નહીં સમજતી હોઉં? ઉંઘમાં નહીં પણ મારી બે આંખો ઉઘાડી હતી, હું તદ્દન જાગતી હતી અને મારો રોયો કોઈ લડધા જેવો ભૂત મારી છાતી ઉપર બેસીને ધડીંગ ધડીંગ ચાર પાંચ મુક્કા મારી ગયો. હજુ પણ તેના મારથી મારી છાતીએ કળ વળી નથી!! આ ડોશીનું કહેવું સત્ય હતું અને પેલી સ્ત્રીઓને તથા બધાંને પણ તેનું કહેવું સત્યજ લાગ્યું. પરંતુ ડોશીને વધારે ચીડવવા બીજી એકાદ બે સ્ત્રીઓએ તેમને કહ્યું કે તે ભૂત તમને મારી ગયો માટે તમે તો એજ દાવનાં છો. હશે હશે! ઓરડીમાં પાટ ઉપર સુખે સૂઇ રહ્યાં હશો તો!

આ પ્રમાણે વાતો કરતા, લગાર લગાર ડોશીમાની પણ ખબર પૂછતા અમે તા. ૧૨-૧૧-૧૬ ને દિવસે લગભગ સવારના આઠ વાગ્યાને સુમારે ઇડર પહોંચ્યા. ઈડરમાં નવી ધર્મશાળામાં મુકામ કર્યો અને શૌચ સ્નાનાદિથી પરવારી પ્રાતઃકાળની સંધ્યા આટોપી લઈ અમે ઈડરના ગઢ ઉપર ચડ્યા અને હાલમાં નવાં થતાં દેરાસર પાસે પહોંચ્યા એટલે તુરતજ વાણીઆ ભૂતે આ બાઇના શરીરમાં પ્રવેશ

કર્યો. જ્યારે જ્યારે આ વાણીઓ આ બાઈના શરીરમાં પ્રવેશ કરતો હતો ત્યારે ત્યારે આ બાઈ વાણીઆ જેવુંજ કાલુ કાલુ બોલતી હતી. વળી આ વાણીઓ ભૂત જ્યાં દેવસ્થાન આવતાં હતાં ત્યાં ત્યાં પ્રથમ દર્શન કરી આવતો હતો અને આ બાઇને પોતાની જાત્રાની સ્મૃતિ રહે માટે થોડી ક્ષણો તે બાઇના શરીરમાંથી દૂર રહેતો હતો અને તેને સુખપૂર્વક દર્શન કરવા દેતો હતો. તેમજ આ વાણીઓ જ્યારે જ્યારે આ બાઇના શરીરમાં આવતો હતો ત્યારે ત્યારે અગમ નિગમની વાતો કહીને તથા કેટલાક ચાળા કરીને અમને બહુ હસાવતો હતો, બીજા કોઈને દુઃખ દેતો નહોતો અને આ બાઈના શરીરમાં પણ દૈવી બળ આપતો હતો તેથી તેને તુરતમાંજ કાઢવાની મારી ઇચ્છા નહોતી. આ વાણીઆ ભૂતને ઠેઠ બ્રહ્માની ખેડ સુધી જાત્રાએ આવવાનું મન થયું હતું તેથી પણ ભલે તે બ્રહ્માની ખેડ સુધી અમારી સાથે આવે; અમને એમાં અડચણ પણ શું છે ? આવા વિચારથી પણ મેં તે વાણીઆને એકદમ કાઢ્યો નહીં. અસ્તુ !

વાણીઓ ભૂત કે જેનું નામ ચંદુ હતું એમ આગળ ઉપર જણાવવામાં આવ્યું છે, તેણે આ બાઈના શરીરમાં પ્રવેશ કર્યા પછી કેટલાક અનુભવના વિષયોની તેણે અમને વાત કહેવા માંડી. તેની વાતમાં ને વાતમાં ઈડરીઆ ગઢ ઉપર જે જે જોવાનું હતું તે અમે જોઇ લીધું અને પછી તુરતજ નીચે ઉતરી પડ્યા. નીચે ઉતર્યા પછી બડોલીની ધર્મશાળામાં જે ડોશીમાની છાતીમાં કોઇએ મુક્કાનો માર

માર્યો હતો, તે ડોશીમાને આપણા ચંદુભાઈ ભૂતે બોલાવ્યાં અને કહ્યું કે જો ડોશીમા ! તું બીક ન પામીશ. બડોલીની ધર્મશાળામાં તમે પેઠા પછી હું પણ બારણું ઉઘાડીને અંદર પેઠો હતો. ભવનાથ છોડ્યા પછી બે ગાઉ આપણે બધા પહોંચ્યા પછી આ બાઈના શરીરમાંથી નીકળીને એકદમ ખાખરાના ઝાડ ઉપર મેં ભૂસકો માર્યો હતો, અને ત્યાંથી મોડાસે જવાનો વિચાર કરતો હતો. પરંતુ તમારા બધાની સોબત મૂકીને મને એકલાને મોડાસે જવાનું ગમ્યું નહીં, તેથી તમારી પાછળ પાછળ હું આવ્યો. અને તમારા પેઠા પછી હું ધર્મશાળામાં પેઠો. પછી હે ડોશી ! તારા છોકરાએ ઓરડી ઉઘાડી હતી તેમાં હું પેસી ગયો અને ઓરડીમાં પડેલી પાટને મેં સાફ કરીને તેના ઉપર સૂવાનો વિચાર કરતો હતો. પરંતુ મારા નસીબે કહે કે પછી તારા નસીબે કહે, પરંતુ તું તો એકદમ પાટ ઉપર આવીને સૂઈ ગઈ. મને તે વખતે રીસ તો એવી ચઢી કે તને ઉંચકીને ફેંકી દઉં. પરંતુ રીસને દબાવીને હું ધર્મશાળામાંની બીજી ઓરડીઓમાં સૂવા માટે ગયો પરંતુ કંઇ બરોબર ગોઠવ્યું નહીં. પછી આખરે ઘણે ઠેકાણે ભટકી ભટકીને હું મધ્યરાત્રી પછી તે ઓરડીમાં આવ્યો અને તુ સુખમાં સુતેલી ડોશીની છાતીએ ચઢી બેશીને મેજ તને ચાર પાંચ મુક્કા જડાવી દીધા એટલે તું ત્યાંથી નાસી ગઈ અને બંદા પછીથી નીરાંતે પાટ ઉપર સૂતા. સવારે તમારાં ગાડાં જોડાયાં તેની સાથે અમારી સ્વારી પણ ચાલી. આ પ્રમાણે આ ડોશીને કહીને ચંદુભાઇ ભૂતે અમને બધાને કહ્યું કે હવે પગ ઉપાડો,

નહીં તો ગાડી નહીં મળે અને આજનો દિવસ તમારો ઇડરમાં નકામો જશે. અમે બધાએ પણ અમારા પગ ઉપાડ્યા અને ધર્મશાળામાં ગયા, ત્યાં જઇને થોડું ઘણું ટીંબણુ કરી લઇને અમે ઇડરના સ્ટેશને ગયા. ત્યાંથી ગાડીમાં બેસીને વડાલી સ્ટેશને ઉતર્યા, અને વડાલી ગામમાં ગયા. ઉતારો અમે શ્રીયુત પ્રહ્લાદજી નામના એક ગૃહસ્થના ત્યાં રાખ્યો હતો. શ્રીયુત પ્રહ્લાદજીનાં પત્ની અમને બધાને ઓળખતાં હતાં એટલે તેમણે આ ભૂતવાળી બાઇને કહ્યું કે કેમ ખુશી તો છો ? આ પ્રમાણે પૂછતાની સાથેજ ચંદુભાઇ તો બોલી ઉઠયા કે તને કોણ ઓળખે છે ? હું તો બાઈ નથી પણ ભાઈ છું. આ બાઇને આવા ઉત્તરથી આશ્ચર્ય ઉત્પન્ન થયું, પરંતુ અમે તેમને ચંદુભૂતની બધી હકીકત કહી ત્યારે તેઓ પછી વિશેષ કંઈ બોલ્યાં નહીં.

ચંદુ ભૂતને મારી સાથેનાં બીજાં માણસો ઉપર કોઈ પણ પ્રકારનો રોશ નહોતો. પરંતુ મારા ઉપર, મારી ધર્મપત્ની ઉપર અને મારી સાથે આવેલાં શ્રીયુત ગણપતરામનામના ગૃહસ્થનાં ધર્મ પત્ની ઉપર બહુ રોષ હતો એમ વારંવાર અમને તેના ઉદ્ધતાઇ ભરેલા અમારી સાથેના વર્તન ઉપરથી જણાઇ આવતું હતું. વડાલીમાં મુકામ કર્યા પછી પણ આ ભૂતે મને સતાવવામાં બાકી ન રાખી. હું કોઈ સાથે વાતે વળગ્યો હોઉં તો મારો ટાંટીઓ ઝાલીને ખાટલા ઉપરથી મને નીચે નાંખવાનો પ્રયત્ન કરતો હતો, વળી કોઈ વખત મને મારવા પણ આવતો હતો. પરંતુ હરેક વખતે સાવધ રહેવાતું તેથી તે મને હવે બીજી કંઈ અંગ પીડા કરી

શકતો નહોતો. આ સ્થળે મુકામ કર્યા પછી સાંજ પડવા આવી એટલે આ ભૂત આ બાઇના શરીરમાંથી નીકળીને બાઇને ધક્કો મારીને નાસી ગયો. ભુતના ગયા પછી આ બાઈને ભાન આવ્યું એટલે તેણે પૂછ્યું કે આ કયું ગામ છે ? આપણે સવારે તો ઇડરમાં હતાં અને અત્યારે અહીં ક્યાંથી ? એમ કહીને તે ખૂબ રડવા બેઠી, તે ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી. અમે બધાએ તેને શાંત પાડી અને કહ્યું કે આજે રાત્રે તે વાણીઆને ક્રિયા કરીને બાળી મૂકીશું માટે રડશો નહીં, એટલે તે રડતી બંધ થઈ. રાત્રે જમવાનો સમય થતાં અમે બધાએ જમી લીધું. પછી આ બાઈ ઉપર ક્રિયા કરી, અને ત્યાં ભુત હોય તો બાળી મૂકવા જણાવ્યું. એટલે આ બાઇએ કહ્યું કે મારા સામે ભુત છે તે હું દેખું છું, મેં તેને માળી મૂકવા કહ્યું એટલે તેણે તે ભુતને બાળી નાંખ્યો.

વડાલીથી ૭ ગાઉ દૂર વીરેશ્વર મહાદેવ છે, અને મધ્યમાં એટલે વડાલીથી ત્રણ ગાઉ દૂર ચોટાસણ ગામ છે. શ્રીયુત ગણપતરામ નૌતમરામ નામના ગૃહસ્થનું વતન ચોટાસણ છે. આ ગૃહસ્થ મુંબઈમાં રહે છે. તેઓ મારા પરમસ્નેહી હોવાથી અને તેમની ઈચ્છાને માન આપવા અમારે ચોટાસણ થઇને વીરેશ્વર મહાદેવનાં દર્શન કરવા જવાનું હતું. ચોટાસણમાં તેમનાં માતુશ્રી, તેમના બાપનાં માતુશ્રી અને તેમનાં માતુશ્રીનાં માતુશ્રી એમ ત્રણ વૃદ્ધ અપંગ માતાઓને કેટલીક બાબતનો દિલાસો દેવાનો હતો. એટલે અમે તા. ૧૩-૧૧-૧૬ ને દિવસે સવારે ૭ વાગે વડાલીથી નીકળ્યા

અને લગભગ ૧૦ વાગે ચોટાસણુ પહોંચ્યા. ત્યાં શ્રીયુત ગણપતરામભાઇનાં માતુશ્રી વિગેરેને મળી વિરેશ્વરનાં દર્શન કરી આવ્યા પછી આવતી વખતે ભોજન લેવાનું જણાવી અમે વીરેશ્વર મહાદેવનો રસ્તો લીધો; ચોટાસણુ મૂકીને એક ગાઉ અમે પહોંચ્યા હોઇશું ત્યાં તો આપણા ચંદુભાઇની સ્વારી આગળની આગળ ! તેમણે આ બાઇના શરીરમાં પ્રવેશ કર્યો અને તુરતજ ખોંખારો કરીને કહ્યું કે કેમ ! કેવા ચંદુભાઇ પાછા આવ્યા છે ? અમે તેને પ્રશ્ન કર્યો કે ગઇ કાલે તને ક્રિયાથી બાળી નાંખ્યો હતો અને તું પાછો કેવી રીતે આવ્યો ? ઉત્તરમાં ચંદુ ભુતે કહ્યું કે તમે ક્રિયા કરી તે વખતે ત્યાં એક બ્રાહ્મણ થયેલો ભુત ભટકતો હતો તેને મેં આગળ ધર્યો અને “ હું હમણાં આવું છું, તું અહીં ઉભો રહેજે ” એમ કહીને હુ ત્યાંથી ગામમાં નાસી ગયો.

આ ચંદુ પણ ખરો હોંશિયાર! ભુત થયા પછી પણ તેણે વાણીઆના સ્વભાવનો ત્યાગ ન કર્યો. અમે તો પછી આ ચંદુભાઇની સાથે સાથે ગમ્મત કરતા ચાલ્યા. વીરેશ્વર મહાદેવનો ચમત્કાર બહુ જબરો છે. ત્યાં કેવળ ઝાડી છે અને ત્યાં વાઘ વરુનો પણ ભય વિશેષ હતો. જો ત્યાં જલદીથી ન પહોંચાય અને સાંજ પડી જાય તો પછી કોઈ હિંસક પ્રાણીના ભોગ થઈ પડાય એવી એ ભયંકર જગ્યા છે. ચંદુ ભુતે અમને કહ્યું કે તમે જલદીથી ચાલો, નહીં તો પછી આ સ્થળે તમને બહુજ ભય જેવું લાગશે, એમ કહીને ચંદુભાઇએ જેમ વાણીઓ ગાંસડી પોતાની પીઠે

બાંધી લે તેમ ગાંસડી બાંધી લીધી અને રસ્તામાં પડેલી એક સોટી હાથમાં લઈને " ચાલ ઘોડા દોડવા માંડ " એમ કહીને તે સોટી પોતાના જમણા પગે મારી અને જેમ ઘોડા ચારે પગે દોડે તેમ આ બાઈએ બે પગે ઘોડાની ચાલ પ્રમાણેજ જોરથી દોડવા માંડયું. અમે પણ તેની પછવાડે જોરથી દોડવા માંડયું. દોડતાં દોડતાં જ્યારે થાક લાગતો હતો ત્યારે અમે ધીમા પડતા હતા એટલે આ વાણીઓ પણ ઉભો રહેતો હતો અને અમારા બધાના પગ દબાવી શરીર ઉપર હાથ ફેરવીને બધાના થાક ઉતારી નાંખતો હતો. વળી તે ઘોડાની પેઠે દોડતો હતો અને અમને બધાને દોડાવતો હતો આ પ્રમાણે વીરેશ્વર મહાદેવ પહોંચતાં બીજો એક કલાક લાગે તેને બદલે ૨૦ મીનીટમાં અમને તે વીરેશ્વર મહાદેવ લઈ ગયો અને પછીથી આ બાઈને આ જાત્રાની સ્મૃતિ રહે એટલે તેના શરીરમાંથી ખસી ગયો.

વીરેશ્વર મહાદેવ પાસે જળનો પ્રવાહ વહે છે. અમે બધાએ તેમાં સ્નાન કર્યું અને પછી શ્રીસદાશિવ ભગવાનની પૂજા કરીને લુગડાં પહેરી ઝટ ચાલવા માંડયું. વીરેશ્વર મહાદેવનું શિવાલય ઉંચી જગાએ છે, ત્યાંથી અમે નીચે ઉતર્યા અને નીચે એક હવાડો છે ત્યાં આવી પહોંચ્યા એટલે આપણા ચંદુભાઇએ પાછો આ બાઇના શરીરમાં પ્રવેશ કર્યો અને ખડખડ હસીને કહેવા લાગ્યો કે તમે તો ત્યાં પાણીમાં નાહ્યા પરંતુ હું તો ઠેઠ જઈને નાહી આવ્યો. અમે તેને પ્રશ્ન કર્યો કે તું ક્યાં નાહી આવ્યો ?

ત્યારે તેણે જવાબ આપ્યો કે વીરેશ્વર મહાદેવથી ૦ા ગાઉ ઉંચે ઉમરડાનું ઝાડ છે ત્યાંથી ગુપ્ત પણે પાણી નીકળે છે અને ત્યાં "હર હર" એવો શબ્દ થાય છે ત્યાં હું તો નાહી આવ્યો. અમને તો આ સત્ય લાગ્યું નહીં. પરંતુ અમને રસ્તો બતાવવા એક બ્રાહ્મણ પુત્ર આવ્યો હતો તેણે કહ્યું કે આ ભુત જે કહે છે તે સત્ય છે. કારણ કે અમે અગાઉ તે સ્થળ સુધી ગયા હતા, અને ઉમરડાના મૂળમાંથી પાણી નીકળે છે અને "હર હર" શબ્દ થાય છે એ અમે જોયેલું છે એટલે આ ચંદુ ભુત જે કહે છે તે લગાર પણ અસત્ય નથી.

સાંજના ચાર વાગ્યા હતા અને ચાર ગાઉ ધરતી માપવાની હતી એટલે અમે ત્યાંથી પગ દબાવીને ચાલવા માંડયું. ચંદુભાઈની કૃપાથી અમે આનંદ કરતા લગભગ સાડા પાંચ વાગે ચોટાસણ આવી પહોંચ્યા. શ્રીયુત ગણપતરામભાઈનાં માતુશ્રીએ અમારા માટે રસોઇ તૈયાર કરાવી હતી તેથી નાહી, સાંજની સંધ્યા કરીને અમે તુરતજ જમી લીધું. ત્યાં રાત્રી નિવાસ કરીને સવારે વડાલી ગયા. વડાલીમાં હનુમાનની મૂર્તિ જોવા લાયક છે. મૂર્તિ ઘડનારે પોતાની બુદ્ધિનો સારો ઉપયોગ કર્યો છે. રાવણને મારવા તૈયાર થયા છે અને હમણાં અસુરોનો સંહાર કરશે એવા દેખાવની આ મૂર્તિ છે.

અમે વડાલીમાં એક દિવસ રહ્યા અને પછી બીજે દિવસે ખેડબ્રહ્મા ગયા. ખેડબ્રહ્મામાં બ્રહ્માજીની મૂર્તિ ભવ્ય દેખાવની છે. આસપાસ ગાયત્રી તથા સાવિત્રીની મૂર્તિઓ

છે. ત્યાં દર્શન કરીને અમે અંબાજી માતાએ ગયા, અને ઓરડીમાં સામાન મુકીને નદીમાં સ્નાન કરવા ગયા. ત્યાં ભ્રગુઋષિનો આશ્રમ છે અને ત્યાં એક મહંત રહે છે એમ વડાલીથી અમારી સાથે આવેલાં એક બાઇએ કહ્યું. એટલે આપણા ચંદુભાઇએ કહ્યું કે તેને તમે મહંત કહો છો પરંતુ તે જાતનો રબારી છે ! ! આ બાઇએ રબારી શબ્દ સાંભળતાં ચંદુભાઇને કહ્યું કે ભાઈ! તું કહે છે તેમજ તે મહંત જાતનો રબારી છે, પરંતુ તને કેવી રીતે ખબર પડી કે તે રબારી છે ? પ્રત્યુત્તરમાં ચંદુભાઇએ કહ્યું કે તમે મને ભૂત કહો છો પરંતુ બીજા નિર્દય ભૂત જેવો હું નથી. મારામાં પણ કંઈ દૈવી બળ છે, પરંતુ કેટલીક વાસનાઓને લીધે મારે ભૂત થવું પડયું છે. તમે નાગધરા આગળ જશો એટલે ત્યાંથી તો હું ચાલ્યો જઈશ. તમે હવે મારી વાત સાંભળો. હું મોડાસાનો રહીશ છું, મારે એક સ્ત્રી છે, મરી ગયા પછી મારો જીવ મારી સ્ત્રીમાં રહ્યો તેથી ભૂત થયો છું. મારી સ્ત્રીએ મારો બધો પૈસો પોતાના પીએરમાં આપી દીધો, તેથી હું મારી સ્ત્રીને સતાવવા લાગ્યો એટલે મને વશ કરવા માટે તેણે કોઇ ભૂવાને બોલાવીને મને સિસામાં ઉતારવાનો પ્રયત્ન કર્યો, પરંતુ જ્યારે તે ભૂવો મને પોતાના મંત્રબળથી પકડવા આવતો ત્યારે હું નાસી જતો હતો, તેનાથી બીલકુલ પકડાતો નહોતો. વળી તે ભૂવાના ગયા પછી મારી સ્ત્રીને કનડતો હતો. મારી સ્ત્રી મારાથી કંટાળી અને મને શામળાજી લઈ ગઈ. શામળાજીમાં નાગધરામાં તેણે સ્નાન કર્યું એટલે ત્યાંથી હું નીક-

ર્યો. વળી પાછો મોડાસે જઈને મારી સ્ત્રીમાં પ્રવેશ કર્યો. આ પ્રમાણે તેને વારંવાર સતાવતો હતો. આ વખતે હું શામળાજીમાં હતો ત્યાં આ બાઈના શરીરમાં પ્રવેશ કર્યો. હવે આ નદીનો નાગધરો પાસે આવ્યો છે, ત્યાં ગયા પછી હું મારે ઠેકાણે મોડાસે જઈશ.

આ પ્રમાણે ભૂતની વાતો સાંભળતા અમે ભ્રગુઋષિના આશ્રમ પાસે નાગધરા આગળ પહોંચ્યા. ત્યાં જઈને અમે બધા નદી તીરે બેઠા એટલે આ વાણીઆની આંખમાં આંસુ આવ્યાં; તે ઉદાસીન થઇ ગયો, તેણે રડી દીધું અને કહેવા લાગ્યો કે તમને દુઃખ દીધું હોય તો મને ક્ષમા કરજો. તમારો બધાનો સહવાસ મને પસંદ પડવાથી હું તમારી સાથે ને સાથે રહ્યો હતો. અત્યારે તમારો સહવાસ છોડવો મને ગમતો નથી. પરંતુ (મારા તરફ આંગળ કરીને) આ મહારાજ જો હું હવે અહીંથી ન જાઉં તો મને બાળી નાંખે. માટે હું જાઉં છું. સર્વે ને જય શ્રીકૃષ્ણ.

આ પ્રમાણે કહીને તે વાણીઓ તે બાઇના શરીરમાંથી ચાલ્યો ગયો. પછી અમે ત્યાં સ્નાન કર્યું, અને જ્યાં જ્યાં દર્શન કરવાં હતાં ત્યાં ત્યાં દર્શન કરીને અમે ઉતારે પહોંચ્યા. બીજે દિવસે અમે સાંજની ગાડીએ ત્યાંથી નીકળ્યા.

અમદાવાદ આવ્યા પછી ચાર પાંચ દિવસે આ વાણીઓ પાછો આવ્યો, અને આ બાઈના શરીરમાં પ્રવેશ કર્યો મને પણ આ વાણીઆ ઉપર કંટાળો આવ્યો. તેને કહાડવા છતાં તે વારંવાર શા માટે આવે છે એમ આ વાણીઆ ભૂતને પૂછતાં તેણે કહ્યું કે મને સારે ઠેકાણે મો-

કલી આપો. એટલે મેં તેને સંકલ્પ બળથી સ્વર્ગે મોકલ્યો. ત્યાં તેણે પોતાની સ્ત્રીની વાતો કરવા માંડી, એટલે તે સ્વર્ગનો અનધિકારી હોવાથી દેવતાઓએ તેને ત્યાંથી પાછો કાઢયો એટલે તે પાછો આવ્યો અને મને કહ્યું કે હવે તો તમે મને બાળીજ મુકો. તે સિવાય મારી બીજી ગતી નથી. તેના કહેવાથી તેને સૂર્યનો પ્રકાશ આપીને બાળી મૂક્યો. તેને બાળી મૂક્યો તે અગાઉ બે દિવસ પહેલાં તે મારી ઑફીસમાં રાત્રે બે વાગે આવ્યો હતો, અને ઑફીસમાં આવીને તેણે મારો લોટો, પવાલું વિગેરે ટેબલ નીચે નાંખી દીધું હતું. ઑફીસની બારી ઉઘાડીને એક પવાલું ખાળ આગળ નાંખી દીધું હતું, મારી ગાદી તથા તકીઓ ફેરવી નાંખ્યો હતો, ચોપડીઓ જ્યાં હોય ત્યાં નાંખી દીધી હતી અને જેમ માણસ સૂઇ રહે તેમ સુખેથી મારી ગાદીમાં સૂઇ રહ્યો હતો.

આ ભૂતને બાળી મુકયા પછી મેં આ બાઇને...... ક્રિયા વડે......તત્ત્વમાં પ્રવેશ કરાવીને પૂછયું કે વાણીઓ હવે કયાં છે? તેના ઉત્તરમાં આ બાઇએ કહ્યું કે તેણે મોડાસામાં, મોટા મંદીર પાસે વીરચંદ નામનો વાણીઓ છે, તેને લલ્લુ કરીને છોકરો છે, તેની સ્ત્રીનું નામ જમના છે તે ગર્ભવંતી છે, તેના ગર્ભમાં પ્રવેશ કર્યો છે અને નવ માસ પૂરા થતાં તે અવતાર ધારણ કરશે.

આ બાઇને નવ માસ પૂરા થઈ ગયા છે અને તેને પેટે પુત્રી આવી છે એમ અમને ખબર મળી છે.

વળી આ ચંદુભાઈ ભૂત માટે કહેવાનું કે અમારી

જાત્રામાં આ ભુતે અમને બહુજ આનંદ કરાવ્યો છે. ભયવાળી જગ્યાએ અમારો ભય દૂર કર્યો છે, એક બાહોશ માણસની માફક તેણે અમને હરેક પ્રકારની મદદ કરી છે, અને વિવિધ જાતના અનુભવની વાતો કરીને અમારી જાત્રામાં એક અનુભવી માણસની પેઠે અમને પૂર્ણ સંતોષ આપ્યો છે.

---

## એક જીન (જન-જંદ) ના ત્રાસદાયક હેવાલ.

અમદાવાદમાં એક વકીલ કે જેઓને ગુજરી ગયે ૧૫ વર્ષ થઇ ગયાં હશે તેમના શરીરમાં તેમની હયાતીમાં એક જીન પ્રવેશ કરીને રહેતો હતો. ત્યાર પછી તેમના ગુજરી જવા પછી તેમની પુત્રીના શરીરમાં તે ગુપ્તપણે આવતો હતો અને તે પુત્રી નાની હોવાથી તેને રમાડતો હતો તથા તેને પોતાની પુત્રી જેવી ગણતો હતો. આ વકીલની પુત્રીની અત્યારે આશરે ૧૮ વર્ષની ઉમ્મર હશે. આ બાઇનું નામ ચંપાગવરી છે અને જાતે બ્રાહ્મણ છે. આ ચંપાના સસરા મારી પાસે ચંપાને લઇને તા. ૮-૬-૧૭ ને શુક્રવારને દિવસે આવ્યા અને ચંપાને તાણ આવે છે માટે તેના ઉપર ક્રિયા કરીને તાણ મટાડવા મને વિનંતી કરી. તેઓ જાણતા હતા કે તેણીના શરીરમાં ભૂતનો ઉપદ્રવ છે અને તેને લીધેજ તેણીને તાણ આવે છે તે વાત ગુપ્ત રાખીને તેણીને ફક્ત તાણજ આવે છે એવું મને મોઘમ કહ્યું. પછી મેં તેના ઉપર ક્રિયા કરીને પ્રથમ દિવસે તેણીને

ગાઢ સુષુપ્તિ અવસ્થામાં લાવવામાં આવી. બીજે દિવસે અનુવૃત્તિ સુધી લાવવામાં આવી અને ત્રીજે દિવસે વિશ્વદૃષ્ટિમાં લાવવામાં આવી. તેણીને વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી તેણીને જ્યાં પ્રકાશ આપવા માંડયો એટલે તે પ્રકાશને કોઇએ ફુંક મારીને ઓલવી નાંખ્યો અને પોતાના બે હાથ પ્રકાશ આગળ ધર્યા એવું સ્પષ્ટપણે ચંપાગવરીએ મને કહ્યું. મેં આનું કારણ આ બાઈના સસરાને પૂછયું ત્યારે તેણે કહ્યું કે હા ! મારૂં સાળું કંઇ વહેમ જેવું લાગે છે ખરું !! માટે તમે બીજા ઉપર ક્રિયા કરીને બરોબર જોઇ લ્યો. પછી મેં બીજી બાઇ ઉપર ક્રિયા કરીને જોયું તો માલમ પડયું કે તેના શરીરમાં કોઇ પુરુષ આકૃતિ છે. પરંતુ આવતી કાલે તેને બાળવા ઉપર મુલતવી રાખી ક્રિયા બંધ કરી. બીજે દિવસે ચંપા ઉપર ક્રિયા કરીને તેને વિશ્વદૃષ્ટિમાં આણી. આ વખતે તેના શરીરમાં કંઇ ભૂત જેવું જણાયું નહીં. એટલે મેં બીજી બાઇ ઉપર ક્રિયા કરીને જોવડાવ્યું તો તે ભૂત તેણીના ઘેર હતું, આજે સાથે નહોતું આવ્યું એમ મને જણાયું, જેથી મેં ક્રિયાના બળથી તે ભૂતને તેના ઘેરથી ખેંચી લાવીને મારા ત્યાં આણ્યું અને પ્રકાશ નાખી તેને બાળી નાખ્યું. આ તા. ૧૧-૬-૧૭ નો દિવસ હતો. તા. ૧૨-૬-૧૭ ને દિવસે હું મારા ઘરના ત્રીજે માળે અમદાવાદ ડીસ્ટ્રીકટ ટ્રાફીક સુપરિન્ટેન્ડન્ટના કલાર્ક શ્રીયુત સનતકુમાર કેશવલાલ ઉપર ક્રિયા કરતો હતો અને મારી પાસે એક બીજો માણસ બેઠો હતો. મારી સ્ત્રી વાળુ કરતી હતી એવામાં કોઇએ જોરશોર

મારાં બારણાં ઉઘાડ્યાં. બારણાં ઉઘાડવાથી મેં પ્રશ્ન કર્યો કે બારણાં કોણે ઉઘાડ્યાં? પરંતુ ઉત્તર ન મળ્યો. બીજી વાર ઘાંટો પાડીને પૂછ્યું કે બારણાં કોણે ઉઘાડ્યાં? ત્યારે નીચેથી કોઇ માંદો માણસ જવાબ આપે તેમ રડતે અવાજે કહ્યું કે એતો ભાઈ કોઇ નહીં. મેં બારણાં ઉઘાડ્યાં ભાઈ! એતો હું છું. આ અવાજ સાંભળી હું મારી બારી આગળ ગયો અને પૂછ્યું કે હું તે કોણ? જે હોય તે નામ દો. ત્યારે તેણે પછીથી ઉત્તરજ ન આપ્યો એટલે મારી પાસે જે બીજો માણસ બેઠો હતો તેને જોવા માટે નીચે મોકલ્યો તો ત્યાં કોઇ ન મળે. જેથી હું પણ નીચે ગયો અને ઘરની બહાર જોતાં કોઈ ન મળે. ત્યાર પછી ૨૦ મિનિટ પછી જે બાઇ ઉપર ક્રિયા કરીને આ બધું પુછતો હતો તે બાઈ આવી જેથી તેના ઉપર મેં તુરતજ ક્રિયા કરીને પૂછાવ્યું કે મારાં બારણાં કોણે ઉઘાડ્યાં? ત્યારે તેણે કહ્યું કે ગઈ કાલે જેને બાળવામાં આવ્યો હતો તે અડધા ભાગ ઉપર બળી ગયો છે પરંતુ થોડો બાકી રહી ગયો છે, તેથી તેને દુઃખ થતું હોવાથી તેણે રડતે અવાજે તમારાં બારણાં ઉઘાડ્યાં હતાં. અત્યારે તે બહાર બેઠો છે. મને આજ્ઞા કરો એટલે હું તેને પૂરેપૂરો બાળી મૂકું. પછી તેને આજ્ઞા કરતાં તે ભૂતને પૂરેપૂરો બાળી મૂકયો.

આ ક્રિયા થઈ ગયા પછી ચંપાગવરી તથા તેના સસરા આવ્યા. અને મને કહેવા લાગ્યા કે ગઇ કાલે બાળી મુકયો તેતો બીજો હશે. કારણ કે ચંપાના શરીરમાં હજી જીન છે. ગઈ કાલે રાત્રે તેજ ચંપાના શરીરમાં આવ્યો

હતો અને જ્યારે મારા છોકરાએ કહ્યું કે તું ચાલ્યો જા નહિતો મણિલાલ તને બાળી મૂકશે. ત્યારે જીને ઉત્તર આપ્યો કે મણિલાલ મારા શા હિસાબમાં છે ? આ પ્રમાણે કહીને જીન ચાલ્યો ગયો. હવે ગમે તેમ કરીને તેને તમે બાળી નાંખો. પછી મેં એક બાઈ ઉપર ક્રિયા કરીને પૂછયું કે જીન કયે સ્થલે છે ? ત્યારે તેણે કહ્યું કે ચંપાના શરીરમાં છે. એટલે આ બાઈના શરીરમાં લગભગ એક હજાર સૂર્યનો પ્રકાશ આપી તે જીનને ચંપાના શરીરમાંથી બહાર ખેંચી કાઢવામાં આવ્યો અને તેના ઉપર પ્રકાશ નાખી તેને બાળવા માંડયો. તેને અડધો બાળ્યો એટલે પછી મેં આ સ્ત્રીને પૂછયું કે તે જીન કેવો છે ? ત્યારે તેણે કહ્યું કે તે શરીરે બહુ રૂષ્ટપુષ્ટ છે, ઉંચો છે, તેના હાથ પગ જાડા છે, વિક્રાળ આંખો છે, માથું બોડું છે, શરીર ઉપર કાળી કફની પહેરી છે, એક હાથમાં લોઢાનાં કડાં છે, અને તેજ હાથમાં એક હાથ લાંબો કાળો ડંડીકો છે, બીજા હાથમાં રૂમાલ છે, તે બળે છે એટલે બૂમો પાડે છે. આ પ્રમાણે આ બાઈને પૂછયા પછી બીજી બાઈના શરીરમાંથી પણ પ્રકાશ કાઢીને તે જીન ઉપર નાખવામાં આવ્યો. અને તે વખતે તે જીન બળી ગયેલો જણાયો. ત્યાર પછી આ બન્ને સ્ત્રીઓને પોતાના ઘેર જવા રજા આપી અને ચંપાગવરી તથા તેનો સસરો પણ પોતાના ઘેર ગયા. આ જીનને બાળ્યા પછી બીજે દિવસે જે બે સ્ત્રીઓના પ્રકાશથી જીનને બાળવામાં આવ્યો હતો તેમાંની એક સ્ત્રી તેના સગામાં મરણ થયેલું હોવાથી આશરે ચાર વાગે કુટવા ગઇ હતી.

આશરે ૨૦૦ સ્ત્રીઓ તે વખતે કુટવામાં હતી. આ સ્ત્રી બધી સ્ત્રીઓ ભેગી કુટતી હતી, એવામાં તેણે એક ભયંકર આકૃતિને દાંત પીસીને તેના તરફ જોસભેર આવતી જોઈ. આ બાઇએ આ આકૃતિને તરતજ ઓળખી. તે વિચાર કરે છે કે ગઈ કાલે બાળી નાખેલો જીન પાછો ફરીથી ક્યાંથી આવ્યો, એટલામાં તો તે જીને તે બાઈ પાસે આવીને તેને કેડમાંથી પકડી જોશભેર નીચે પટકી. તેને પટકવાથી તેના હોંસકોશ ઉડી ગયા. તે મૃત્યુતુલ્ય થઈ ગઈ. આંખો ઉંચે ચડી ગઈ અને દાંત બંધાઈ ગયા. બધી સ્ત્રીઓ તેની આસપાસ વીંટાઈ ગઇ અને અને ત્યાં હાહાકાર વર્તાઈ ગયો. આ પ્રમાણે આ બાઈ આશરે અડધા કલાક સુધી તેવી સ્થિતિમાં પડી રહી. ત્યાર પછી તેને ચેતન આવ્યું અને તે ઉભી થઈ.

રાત્રીને સમયે આ સ્ત્રી મારે ત્યાં આવી અને બનેલી સર્વ હકીકત કહી. ત્યાર પછી ચંપાગવરી અને તેનો સસરો પણ રાત્રે મારે ત્યાં આવ્યા, તેમને બનેલી બધી હકીકત કહી સંભળાવી. એટલે તેમણે પણ ગઈ કાલે રાત્રે જે બન્યું હતું ત કહેવા ચંપાને કહ્યું.

ચંપાએ પછી કહેવું શરૂ કર્યું કે ગઈ કાલે જીનને બાળ્યા પછી અમે ઘેર ગયાં. ઘેર જઇને હું લગાર સુતી એટલામાં મારા માથા આગળ જીનને બેઠેલો જોયો. જીને મને કહ્યું કે બેટા! હું માયાવી છું, મારા એક શરીરને બાળવાથી હું બળી ગયો છું એમ સમજવું નહીં. એક શરીર બળી ગયા પછી બીજાં માયાવી શરીરો ધારણ કરવાનું હું સામર્થ્ય

ધરાવું છું. તમે બધા કહો છો કે મણિલાલ પાસે સાચી વિદ્યા છે તેથી તે મને બાળી નાખશે, પરંતુ મણિલાલ મારા શા હિસાબમાં છે ! તે મારા શરીરને બાળી નાખશે પરંતુ મારી માયાને કેવી રીતે બાળી નાખશે. જો હું તને હવે મારી માયા બતાવું છું. આ પ્રમાણે કહીને તે જીન ત્યાંથી ઉભો થયો. આ વખતે દીવો બળતો હતો એટલે હું જીનને સ્પષ્ટપણે જોતી હતી. મારી છાતી તો તે વખતે ધડક ધડક થતી હતી. ઉભા થયા પછી જીને મને કહ્યું કે દેખ મેરી માયા. એમ કહીને તેણે તાલી પાડી. તાલી પાડતાની સાથે તેના હાથમાં ૫–૭ કબુતરો આવીને ઉભાં રહ્યાં. ત્યાર પછી તેણે એકેક કબુતર જોસથી નીચે પછાડયું અને તેમાંથી પોતાના જેવો જબરદસ્ત એકેક જીન તૈયાર કર્યો. આ પ્રમાણે ૫–૭ કબુતરો નીચે પછાડયાં તેમાંથી ૫–૭ જીન પોતાના જેવા તૈયાર કર્યા. અને પછી મને કહ્યું કે બેટા ! બીહીશ નહીં. મારામાં કેટલું બધું સામર્થ્ય છે તે મેં તને અત્યારે બતાવ્યું છે. આ પ્રમાણે કહીને તેણે પોતાની માયા સંકેલી લીધી અને ત્યાંથી અદૃશ્ય થઈ ગયો. ચંપાગવરીની આ વાત સાંભળીને મારા મનમાં ઘણું લાગી આવ્યું. *શ્રીસૂર્યનારાયણે કહ્યુ હતું કે તને સંકટ પડે

* વાંચકવૃંદને અહીં શંકા થશે કે સૂર્યનારાયણ વળી કેવી રીતે આવતા હશે ? તો તેમની શંકાના સમાધાન માટે કહેવાનું કે શ્રીસૂર્યનારાયણનો એક બાઇને કેવી રીતે સાક્ષાત્કાર થયો તે હવે પછીના એક પ્રકરણમાં તેનો હેવાલ પ્રકટ કર્યો છે તે વાંચવાથી તેનું રહસ્ય સર્વને સમજાશે.

ત્યારે વિશ્વદૃષ્ટિમાં આવેલી બાઈ ઉપર ક્રિયા કરીને મારૂં આવાહન કરજો એટલે હું આવીને ઉભો રહીશ અને તારું સંકટ દૂર કરીશ. આ વખતે આવા માયાવી રાક્ષસ સાથે યુદ્ધ કરવાનું હતું તેમાં મને દેવતાઓના સાહાય્યની જરૂર તો હતીજ. એટલે મેં પેલી બાઇ ઉપર ક્રિયા કરીને તેને વિશ્વદૃષ્ટિમાં લાવવામાં આવી. ત્યાર પછી શ્રીસૂર્યનારાયણનું આવાહન કરતાં તેઓશ્રી તે બાઈના શરીરમાં પધાર્યા. અને મારા વગર પૂછેજ કહ્યું કે ગઈ કાલે આ બાઇને જે વખતે જીને પછાડી તે વખતે હું તરતજ હાજર થયો હતો, એટલે તે જીન તેણીને મારી નાખી ન શકયો બાકી આ બાઇને તે જરૂર મારી નાખત. હવે તેને માટે ફક્ત એકજ જે ઉપાય છે તે એ છે કે તમારી ક્રિયાથી તમે દૈવીચક્ર બનાવી સંકલ્પપૂર્વક તે જીનને અને તેની માયાને બાળી નાખી તેને કિઠારૂપ થવાનો સંકલ્પ કરી નરકમાં મોકલજો અને તેની આસપાસ દૈવીચક્ર મૂકી દેજો એટલે તે ફરીથી આવો ઉપદ્રવ નહીં કરે. આજ રાત્રીથી આવતી કાલ રાત્રી સુધી હું આ બાઇનું રક્ષણ કરીશ તે માટે તમે ચિંતા કરશો નહીં. પરંતુ આવતી કાલે મારૂં આવાહન કર્યા વિના તમે તેને બાળશો નહીં. ચક્ર બનાવો તે બે સ્રીઓના પ્રકાશથી બનાવજો. હું હવે પધારી જાઉ છું. એમ કહીને શ્રીસૂર્યનારાયણ પધારી ગયા. પછી આ બાઇને જાગ્રત્ કરવામાં આવી. બીજે દિવસે આ બાઇને તથા બીજી બાઇને બોલાવવામાં આવી તથા ચંપાને અને તેના સસરાને પણ બોલાવવામાં આવ્યા. તે બધાં આવીને રાત્રે હાજર થયાં. ત્યાર

પછી આ બે સ્ત્રીઓને સૂવાડીને તેમના ઉપર ક્રિયા કરીને તે બન્નેને વિશ્વદૃષ્ટિમાં લાવવામાં આવી. ત્યાર પછી શ્રી સૂર્ય-નારાયણનું આવાહન કરતાંજ શ્રીસૂર્યનારાયણ એક બાઈના શરીરમાં પધાર્યા. તેઓશ્રીએ મને સુચના કરી કે હું આ બાઈના શરીરમાંથી દૂર ખસી જાઉં છું. તમે હવે જીનનું આવાહન કરીને આ બાઈના શરીરમાં તેનો પ્રવેશ કરાવો. પછી તે શું કહે છે તે આપણે સાંભળીશું. તેનું બોલ્યું સાંભળ્યા પછી મારે જે કરવું હશે તે હું કરીશ. આ પ્રમાણે કહીને શ્રીસૂર્યનારાયણ આ બાઇના શરીરમાંથી ખસી ગયા એટલે મેં જીનનું આવાહન કર્યું. આવાહન કરતાંની સાથેજ આ બાઇના શરીરમાં જીને પ્રવેશ કર્યો. પ્રવેશ કર્યા પછી મેં જીનને પૂછ્યું કે કેમ! હવે તારી શી મરજી છે? તારે બળી જવું છે કે આમ બીજાને દુઃખ દેવું છે?

જીન—મારે બળી જવું નથી. મારે ખુદા પાસે જવું છે. મારા અલ્લામીયાં મને ખુદા પાસે મોકલાવશે.

મેં કહ્યું—હવે એ બધી સફાઈ જવા દે. તું મને વચન આપ કે હું હવે ફરીથી ચંપાના શરીરમાં પણ નહીં આવું તેમજ આ બાઇઓને પણ દુઃખ નહીં દઉં.

જીન—હું વચન આપું છું કે હું મારી બેટીના શરીરમાં પણ નહીં આવું તેમજ આ બાઈઓને પણ દુઃખ નહીં દઉં. હવે મને સારે ઠેકાણે મોકલો.

મેં કહ્યું—મારા ઇષ્ટ શ્રીસૂર્યનારાયણની આજ્ઞા થશે તે પ્રમાણે તારી સાથે વર્તીશ. હમણાં તો તું આ બાઇના શરીરમાંથી બહાર નીકળીને પતરામાં જઈને ઉભો રહે.

ત્યાર પછી જીન આ બાઇના શરીરમાંથી નીકળીને પતરામાં જઈને ઉભો રહ્યો. તેના આ બાઈના શરીરમાંથી નીકળ્યા પછી શ્રીસૂર્યનારાયણ આ બાઇના શરીરમાં પ્રકટ થયા અને તેઓશ્રીએ મને સમજણ પાડી કે આ જીને જે બધું કહ્યું તે કપટ ભરેલું છે. તમારે તેના ઉપર વિશ્વાસ કરવો નહીં. હું મારી જાતે પતરામાં જઇને તે જીનને અને તેની માયાને બાળું છું ત્યાંસુધીમાં તમે આ બન્ને બાઈ-ઓના પ્રકાશથી દૈવીચક્ર બનાવો. આ પ્રમાણે કહીને શ્રી-સૂર્યનારાયણ ત્યાંથી નીકળીને પતરામાં ગયા અને જીનને પ-કડીને તેને બાળવો શરુ કર્યો. તેઓશ્રી તેને બાળવામાં રો-કાયા એટલે મેં આ બે બાઇઓપૈકી એક બાઇને દિવ્યપ્રકાશ આપ્યોઅને સંકલ્પ બળથી ત્યાં દેવતાઓને બોલાવ્યા. આશરે ચાર પાંચ દેવતાઓ ત્યાં આવ્યા અને તે બાઈના પ્રકાશની સહાયતાથી આશરે બે વામના ઘેરાવાનું પાંચજ મિનિટમાં એક દૈવી ચક્ર બનાવ્યું. આ ચક્ર ભીલોમાં એનજીનનાં જે મોટામાં મોટાં પૈડાં હોય છે તેવુંજ હતું. ગોળ પણ તેવું-જ તેના આરા પણ તેવાજ. પરંતુ તે ચક્ર ઉપરથી ધાર-વાળું હતું. લગભગ તે સુદર્શન ચક્ર જેવુંજ તિક્ષ્ણ ધાર-વાળું અને ઘણું તેજસ્વી હતું. તે ચક્ર ઉપર પછી બીજી બાઈનો પ્રકાશ નાંખી તેને વધારે તેજસ્વી અને બળવાન બનાવવામાં આવ્યું. અહીં ચક્રનું કામ પૂરું થઇ ગયું અને પણે જીનને બાળીને શ્રીસૂર્યનારાયણ પધાર્યા. તેઓશ્રીએ મને કહ્યુંકે હવે એ જીનને કીડારૂપ બનાવીને હું નરકમાં તેને મોકલી આપું છું અને તેની આસપાસ આ ચક્ર મૂકું

છું. હવે તમે કોઈ ચિંતા કરશો નહીં. તે જીન ૫૦ વર્ષ સુધી બહાર નહીં નીકળે. આ પ્રમાણે કહીને શ્રીસૂર્યનારાયણ ત્યાંથી પધારી ગયા. અને તે જીનને નરકમાં મૂકીને તેની આસપાસ ચક્ર મૂકી દીધું. હવે પછી કોઈને પણ તે જીનનો ઉપદ્રવ નથી. બજરંગઘઢના ડેપ્યુટી સ્ટેશન માસ્તર શ્રીયુત સોમેશ્વર છગનલાલની ત્રણ વર્ષની પુત્રીને પણ ભૂતનો ઉપદ્રવ હતો, તે ઉપદ્રવ આ દૈવી ક્રિયાથી શાંત થઈ ગયો હતો. હાલમાં તે બાળકીને પણ ભૂત સંબંધી કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ નથી. દૈવી ક્રિયા શું ન કરી શકે! આ વૃત્તાંતમાં દેવતાઓનું પધારવું, વિગેરે વિષયનો પણ સમાવેશ થઈ જાય છે. છતાં બીજા પ્રકરણોમાં પ્રસંગોપાત દેવતાઓ સંબંધી હકીકત આવતીજ જશે. એટલે હવે આટલેથી આ પ્રકરણ સમાપ્ત કરીએ છીએ.

## કિરણ ૧૩ મું.

### સાતમી ભૂમિકામાં આવેલા સાધકના ચિત્ત સંબંધી જાણવાજોગ ખુલાસા.

આ ક્રિયાની સાતમી ભૂમિકાને પ્રત્યગ્દૃષ્ટિ કહેવામાં આવે છે. વિશ્વદૃષ્ટિ તથા પ્રત્યગ્દૃષ્ટિ એક બીજાને લગભગ મળતાં આવે ખરાં. પરંતુ તે બન્નેને ઉંડાણમાં એક બીજાને ઓળખીને પ્રથક્ કરવાનું કામ યોગ વિદ્યા જાણનારાને સહેલું છે. બાકી બીજા માટે કઠીણ છે. સાધક પ્રત્યગ્દૃષ્ટિમાં

આવ્યા પછી કેવળ આનંદમાંજ લીન થઇ જાય છે. વિશ્વ-
દૃષ્ટિ સુધીમાં તો સાધક પોતાના સિદ્ધની દરેક આજ્ઞાઓ
માનતો અને સિદ્ધની આજ્ઞા પ્રમાણે વર્તતો, પરંતુ પ્રત્યગ્-
દૃષ્ટિમાં આવ્યા પછી તે સિદ્ધની આજ્ઞા માનતો નથી. સિદ્ધ
તેને જાગ્રત્ થવાનું કહે તો જાગ્રત્ થતો નથી, પરંતુ આ-
નંદમાં ને આનંદમાં પોતાની ઇચ્છામાં આવે તે લોકમાં
જતો રહે છે, અને ત્યાં ઉંચ કોટીના દેવતાઓનાં તથા શ્રી-
ઈશ્વરનાં દર્શન કરવામાં તલ્લીન થાય છે, એટલે તેને જા-
ગ્રત્ કરવા માટે સિદ્ધ પોતાના ચિત્તની એકાગ્રતા કરી, ત્યાં
સાધકને જગાડવા માટે માનસિક સૃષ્ટિ ઉત્પન્ન કરી, તે
સૃષ્ટિના સૂક્ષ્મ તત્ત્વોને સાધકના હૃદયના ઉંડા ભાગમાં મો-
કલી સાધકને જાગ્રત્ ન કરે તો આ અવસ્થામાં આવેલા
સાધકનું મૃત્યુજ થશે એમ સમજવું. પ્રત્યગ્દૃષ્ટિનો અર્થ
આંતરદૃષ્ટિ એવો થાય છે, એટલે સાધક બાહ્ય જગત્ને
જોતો હતો તે હવે મૂકી દઇને આંતરદૃષ્ટિને જોવા લાગે છે.
અત્યારસુધી સાધકનો મનોમયકોશ તથા વિજ્ઞાનમયકોશ જા-
ગ્રત્ થયો હતો અર્થાત્ તેનું સૂક્ષ્મ શરીર જાગ્રત્ થયું હતું
તેનો પરિત્યાગ કરીને હવે તે પોતાના પ્રાણ સહિત આનંદ-
મયકોશમાં આવી જાય છે. તેના અંતઃકરણની સ્થિતિ આ-
નંદમય થાય છે. યોગી લોકોની જેવી તુર્યાવસ્થા થાય છે
તેવી અવસ્થા આ સાધકની પ્રત્યગ્દૃષ્ટિમાં આવ્યા પછી સિદ્ધના
સંકલ્પના બળથી થાય છે. પરંતુ સાધારણ સિદ્ધનો સંકલ્પ
તેને આટલી અવસ્થા સુધી લાવી શકે ખરો પણ તેને જા-
ગ્રત્ કરતાં સાધારણ સિદ્ધનું બળ ત્યાં ચાલતું નથી. આ

સ્થિતિ મનોનાશની તથા વાસનાક્ષયની છે અને મનોનાશ તથા વાસનાક્ષય થતાં કેવળ આત્માના અનુભવની થાય છે. આ સ્થિતિમાં આવ્યા પછી અસંપ્રજ્ઞાત સમાધિસુધી પહોંચેલા મહાયોગી સંકલ્પમાત્રથી જાગ્રત્ થાય એ જુદી વાત છે, પરંતુ આ પ્રયોગ કરનાર સિદ્ધ પોતાના સાધકને આટલી સ્થિતિસુધી લાવ્યા પછી તેને જાગ્રત્ કરે એ અશક્ય છે. આટલી સ્થિતિમાં સાધકને લાવવો તે જાણી જોઈને તેને મૃત્યુના મુખમાં મુકવાનો પ્રયત્ન કર્યો છે એમ સમજવું. માટે વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી સિદ્ધને એમ માલમ પડે કે સાધક પ્રત્યગ્દૃષ્ટિમાં જવા માંડે છે એટલે તુરતજ તેને જાગ્રત્ કરી દેવો. આ સ્થિતિમાં સાધકનો જીવ સ્વર્ગમાં, મહર્લોકમાં, જનલોકમાં, તપોલોકમાં, સત્યલોકમાં કે ઈશ્વરસ્વરૂપમાં લીન થયેલો હોય છે ત્યાંથી પાછો આવવાની તે ના પાડે છે અથવા તો કોઈ પણ પ્રકારનો જવાબ આપ્યા સિવાય તેવી આનંદમય સ્થિતિમાં પડયોજ રહે છે.

પ્રત્યગ્દૃષ્ટિ કહો કે અસંપ્રજ્ઞાત સમાધિ કહો, તે બન્ને એકજ છે. યોગીની અસંપ્રજ્ઞાત સમાધિ યોગીના સંકલ્પથી ઈશ્વરના સ્વરૂપમાં વૃત્તિની એકાગ્રતા કરવાથી થાય છે અને આ પ્રયોગના સાધકની પ્રત્યગ્દૃષ્ટિ સિદ્ધના સંકલ્પથી અજ્ઞાત રીતે થાય છે. આગળ ઉપર યોગ સંબંધી કિરણ પ્રકટ થવાનું છે એટલે પ્રત્યગ્દૃષ્ટિ અથવા સમાધિમાટે વધુ ન લખતાં આટલેથીજ પ્રત્યગ્દૃષ્ટિ માટે વિવેચન કરી વિરામ પમાય છે. પરંતુ આ કિરણ સમાપ્ત કર્યા પહેલાં મારા એક સાધકને પ્રત્યગ્દૃષ્ટિમાં લાવ્યા પછી તેને જે અ-

નુભવ થયો હતો તે આ સ્થળે વર્ણવી બતાવું છું.

એક બાઇને કોઇ કોઇ રોગ થવાથી તેના ઉપર ક્રિયા કરી હતી. પ્રથમ તો તેને નિદ્રાઅવસ્થાથી અનુવૃત્તિ સુધી લાવવામાં આવી. ત્યારપછી તેને વિશ્વદૃષ્ટિમાં લાવવામાં આવી. તેના ઉપર કેટલાક દિવસ સુધી ક્રિયા કર્યાં છતાં તે સંપૂર્ણપણે વિશ્વદૃષ્ટિમાં ન આવી શકી. પરંતુ તેણીને સંપૂર્ણરીતે વિશ્વદ્રષ્ટિ-માં લાવવીજ એવા દૃઢ સંકલ્પપૂર્વક ક્રિયા કરવાથી તે છેવટે પૂરેપૂરી રીતે વિશ્વદૃષ્ટિમાં આવી ગઇ. વિશ્વદૃષ્ટિમાં આવ્યા પછી તેનું હૃદય એટલું બધું વિસ્તાર પામી ગયું કે તેને જે જે પ્રશ્નો પૂછતો તેના તે ઉત્તર લગભગ બધા સાચાજ દેતી. વિશ્વ-દૃષ્ટિમાં લાવ્યા પછી "એક, બે, ત્રણ" જાગ્રત્ થઈ જાઓ એમ કહેતાંની સાથેજ તે જાગ્રત્ થઇ જતી. પ્રસંગોપાત્ત આ બાઇ ઉપર ઘણા દિવસ સુધી પ્રયોગ કરવાથી તે હવે વિશ્વદૃષ્ટિ-નો પરિત્યાગ કરી ધીમે ધીમે પ્રત્યગ્દૃષ્ટિમાં આવવા લાગી. એક દિવસે ક્રિયા કરતાંની સાથેજ તે વિશ્વદૃષ્ટિમાં આવી ગઇ અને મારી ઇચ્છા ન છતાં તેણે પોતાનો માર્ગ ખોળી લીધો અને એકદમ પ્રત્યગ્દૃષ્ટિમાં આવી ગઇ. તેણે એક-દમ અંતર્દૃષ્ટિ કરી દીધી. તે જ્યારે જ્યારે અંતર્દૃષ્ટિ કરી દેતી ત્યારે ત્યારે તેને જાગ્રત કરતાં મને બહુજ શ્રમ પડતો હતો. પ્રત્યગ્દૃષ્ટિમાં તે કાંતો સ્વર્ગથી ચઢતા ભૂવનોમાં ચાલી જતી હતી અથવા તો વૈકુંઠ લોક કે કૈલાસપર્યંત પણ તે ચાલી જતી હતી. જે દિવસ માટે આ હકિ-કત લખાય છે તે દિવસે તે કયા લોકમાં ચાલી ગઈ તેની ખબર મને ન પડી. તેના શરીરની ચેષ્ટા તદન શબ-

વત થઈ ગઈ. તેના શ્વાસોશ્વાસ બંધ થઈ ગયા. હાથ પગ લાકડા જેવા થઇ ગયા. તેને જાગ્રત્ કરવાનો મેં ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તે જાગ્રત્ થઇ નહીં. આ વખતે જો કે તે શબવત્ થયા જેવી લાગતી હતી પરંતુ જે લોકમાં તે અત્યારે હતી તે લોકના દર્શનથી તેને અત્યારે તેના હૃદયના ઉડાણુમાં જે આનંદ છવાઇ રહ્યો હતો તેની છાયા મુખ ઉપર અને કપાળ ઉપર સ્પષ્ટપણે દેખાઈ આવતી હતી. તેનું લલાટ તેજસ્વી લાગતું હતું અને તેનું મુખ સુપ્રસન્ન દેખાતું હતું. તેના શરીરના દરેક અવયવો મેં તપાસી જોયા પરંતુ તેની કર્ણેન્દ્રિય તેમાંના કોઇ પણ અવયવમાં આવી હોય એમ મને જણાયું નહીં. આ પ્રમાણે તે લગભગ અડધો કલાક શબવત્ પડી રહી. હું મારી મગજશક્તિથી તેને જાગ્રત્ કરવા માટે જુદા જુદા પ્રયત્નો કરતો હતો પરંતુ બધા પ્રયત્ન નિષ્ફળ ગયા. પછી મેં મારી વૃત્તિને હૃદયાકાશમાં નાખી અને તેના માથા ઉપર મારો જમણો હાથ મૂકયો અને દઢ સંકલ્પપૂર્વક તેને જાગ્રત્ થવાનું કહેતાં જાણે કે તેને કોઇએ ઉંચેથી ફેંકી ન હોય તે પ્રમાણે તેને એક ઉંડો શ્વાસ નાખ્યો અને તેના શરીરના દરેક અવયવો હાલવા માંડ્યા. તેની આંખો ઉપરથી અને કપાળ ઉપરથી તેમજ આખા શરીર ઉપરથી બધો ભાર ઓછો કર્યો એટલે તેનું શરીર હલકું થઇ ગયું. ત્યાર પછી તે કયાં ગઈ હતી તે સંબંધી પૂછતાં તે પોતાની હકીકત નીચે પ્રમાણે કહેવા લાગી.

"તમે મારા ઉપર ક્રિયા કર્યા પછી જીવ બહુ ઉંડા-

ણુમાં ચાલ્યો ગયો. પ્રથમ તો આ વિશ્વમાંના કેટલાક દૂર-
ના દેખાવો મારા જોવામાં આવ્યા. ત્યાર પછી ઓચિંતી હું
પ્રકાશમાં આગળ ને આગળ ચાલી. જેમ જેમ હું આગળ
ને આગળ જતી ગઇ તેમ તેમ મને વધારે દિવ્ય પ્રકાશનો
અનુભવ થતો ગયો. આ પ્રકાશમાં હું વધારે ને વધારે
આગળ ચાલી. આ વખતે પૃથ્વી તો કયાંએ અદૃશ્ય થઈ
ગઈ તેનો પત્તો પણ ન લાગ્યો. આ પ્રમાણે આગળ ચા-
લતાં એક મોટો દરવાજો આવ્યો, તેમાં મેં પ્રવેશ કર્યો.
આ દરવાજાની અંદર પેઠા પછી મને જે પ્રથમ પ્રકાશ જ-
ણાતો હતો તેના કરતાં આ પ્રકાશ મને વધારે તેજસ્વી,
શાંત અને હૃદયને આનંદ પમાડે તેવો લાગ્યો. આ પ્રમાણે
આગળ જતાં વળી બીજો દરવાજો આવ્યો. આ દરવાજો
મુકયા પછી તો ત્યાં એવો અત્યુત્તમ દિવ્ય પ્રકાશ જણાયો
કે તેનું હું શું વર્ણન કરી શકું ? તે પ્રકાશની મધ્યમાં આ-
ગળ ચાલતાં ત્યાં અસંખ્ય દેવતાઓને બેઠેલા મેં જોયા.
આ દેવતાઓ ભવ્ય આકૃતિવાળા અને બહુજ તેજસ્વી
હતા. તેમના દરેકના માથા ઉપર ઝળાંઝળાં કરતા દિવ્ય મુ-
કુટો શોભી રહ્યા હતા. હું દેવતાઓની લગભગ પાસે ગઈ
એટલે દેવતાઓએ મને જવા માટે રસ્તો આપ્યો. મને
રસ્તો મળવાથી હું સીધી આગળને આગળ ગઇ. પછી વ-
ધારે આગળ ગઈ એટલે એક દિવ્યસિંહાસન હતું તે ઉપર
ચાર હાથવાળી અને ઘણીજ તેજસ્વી મૂર્તિ બીરાજમાન
થએલી દેખાઈ. આ મૂર્તિ મારા ધારવા પ્રમાણે શ્રીઈશ્વરનીજ
હશે. તે દિવ્યમૂર્તિ પાસે ડાબી બાજુએ શ્રીશંકર પરમાત્મા

બીરાજમાન થયા હતા. હું તેઓશ્રી પાસે ગઈ એટલે તે દિવ્ય મૂર્ત્તિએ શ્રીશંકર પરમાત્મા સામું જોયું એટલે શ્રીશંકર પરમાત્માએ તેઓશ્રીને કહ્યું કે આપ અનંતકોટી બ્રહ્માંડના અધિપતી છો. આપથી કંઇ અજાણ્યું નથી. છતાં મારી પાસેથી જાણુવા માગો છો તો હું આપને વિદિત કરું છું કે આ આવેલો જીવ મૃત્યલોકનું માનવી છે. અને એક બ્રાહ્મણે ક્રિયાના બળથી તેને અહીં મોકલી છે. જ્યારે શ્રીશંકર પરમાત્માએ તે દિવ્યમૂર્તિને આ પ્રમાણે કહ્યું ત્યારે તે દિવ્યમૂર્ત્તિએ કરુણામય દૃષ્ટિથી મારી સામે જોયું અને અહીં શા માટે આવી છે એમ પૂછ્યુ. મેં ઉત્તરમાં કહ્યું કે પ્રભો! એક મહારાજે મારા ઉપર ક્રિયા કરવાથી મારો જીવ ઉંડાણુમાં ચાલ્યો ગયો, ત્યાર પછી મને પ્રકાશ જણાયો અને તે પ્રકાશને આધારે હું અહીં આવી ચઢી. મને હવે આપ કૃપા કરીને અહીંજ રહેવા દો. મારે હવે મૃત્યુલોકમાં પાછું જવું નથી. મૃત્યુલોકમાં અનેક પ્રકારની ઉપાધિ હોય છે. આ સ્થલે તો તેથી ઉલટુંજ જણાય છે. આ સ્થલમાં નથી દેખાતી ગરમી કે નથી વાતી ટાઢ. દુ:ખની તો ગંધ પણ નથી. આ સ્થળનાં દર્શન થવાથીજ મારું હૃદય આનંદથી ભરપૂર થઈ ગયું છે. મારી આ વિનંતી શ્રવણ કરતાં શ્રીપરમાત્માએ કહ્યું કે હે જીવ! તારું હજુ વધારે આયુષ્ય છે માટે તને અહીં રાખી નહિ શકાય. વળી કદાચ તને અહીં રાખવામાં આવે તો તારાં છોકરાં દુ:ખી થાય તેમજ તારા ઉપર ક્રિયા કરનાર બ્રાહ્મણને પણ લોકોનો અપવાદ લાગે. માટે તું હવે થોડીવાર પછી મૃત્યુ લોકમાં જજે. આ પ્રમાણે

કહીને તે દિવ્યમૂર્તિ બધા દેવતાઓને અમૃત આપતા હતા તેમાંથી મને અમૃત ન આપતાં તેમનું ચરણામૃત મને આપ્યું તે મેં પીધું. પછી તેમના સિંહાસનની જમણી બાજુએ નીચેના ભાગમાં દૃષ્ટિ કરતાં......મહારાજને મેં બેઠેલા જોયા. મેં ચરણામૃત પીધા પછી તે દિવ્યમૂર્તિએ શ્રીશંકર પરમાત્મા તરફ દૃષ્ટિ કરી એટલે શ્રીશંકર ત્યાંથી ઉભા થયા અને તું મારી પાછળ આવ એમ કહીને ચાલવા માંડયું કે તુરતજ આ દિવ્યમૂર્તિએ શ્રીશંકર પરમાત્માને કહ્યું કે ભગવાન્ શંકર ! આપ આ જીવને આપણો દિવ્ય પ્રદેશજ ફક્ત બતાવજો. નીચેના ભાગમાં તેને કંઈ પણ જોવા લઈ જશો નહીં. કારણ કે ત્યાં લઇ જશો તો તે બધો નરકનો ભાગ આવેલો હોવાથી તમે તેને ત્યાં જોવા મૂકયા પછી અહીં આવી જાઓ તો મલિન તત્વોના હાથમાં સપડાઇ જશે તો મરી જશે. આ પ્રમાણે તે દિવ્યમૂર્ત્તિની આજ્ઞા સાંભળી શ્રીશંકર પરમાત્મા આગળ ચાલ્યા અને હું તેઓશ્રીની પાછળ ચાલી. એમ તેઓશ્રીની પાછળ ને પાછળ ચાલતાં શ્રીશંકર પરમાત્માએ મને આ દિવ્યપ્રદેશનો કેટલોક ભાગ બતાવ્યો. તે દિવ્ય પ્રદેશની દિવ્યતાનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી. ત્યાર પછી તેઓશ્રીએ મને કહ્યું કે બાઈ! જો આ નીચેના ભાગમાં બધું નરકજ છે. પરંતુ તે સ્થલ બતાવવાની મને શ્રી પરમાત્માની આજ્ઞા નથી માટે નથી બતાવતો. હવે તું તારા શરીરમાં પાછી જા. એમ કહીને શ્રીશંકર પરમાત્મા ત્યાંથી અદૃશ્ય થઈ ગયા અને જાણે હું જોરથી ફેંકાઈ ન હોઉં તેમ હું આ ખોળીઆમાં આવીને પડી. ”

ઉપર લખેલી હકીકત મહાન યોગીઓને સ્વસંવેદ હોય છે. તેમજ જે સિદ્ધ પોતાના સાધકને આટલી અવસ્થા સુધી લાવી શકે તેઓના અનુભવની હોય છે. બાકીના જેઓ સ્થૂલ સૃષ્ટિમાંજ રમણ કરવાવાળા હોય તેમને આવા દિવ્ય વિષયનું જ્ઞાન ન હોય તે દેખીતુંજ છે.

# કિરણ ૧૪ મું.

## જાગ્રત્ કરવાની રીત અથવા વિસર્જન માર્જન.

જ્યારે પ્રયોગ પૂરો થઈ રહે ત્યારે સાધકને જાગ્રત્ કરવો હોય અથવા તો પ્રયોગ કર્યાં પછી તુરતજ જાગ્રત્ કરવો હોયતો સિદ્ધે પોતાના હાથની એક, બે, ત્રણ એમ બોલીને જોરથી તાળી પાડવી અને તેની સાથેજ ઉચ્ચાર કરવો કે સાધક જાગ્રત્ થઈ જાઓ, એટલે સાધક તુરતજ જાગ્રત્ થઇ જશે. જાગ્રત્ થયા પછી સાધકની આંખો ભારે લાગે, તેનું માથું દુઃખતું હોય, તેના હાથપગ ખુબ ભારે થઇ ગયા હોય અથવા તો આખું શરીર જમીન સાથે ચોંટી ગયું હોય તો મોં ઉપર, હાથ ઉપર, પગ ઉપર અને શરીરના દરેક ભાગ ઉપર વિસર્જન માર્જન કરવા. વિસર્જન માર્જનની રીત એવી છે કે જેમ વિધાન માર્જનમાં માથાથી પગ સુધી પરમાણુઓ ખેંચવામાં આવતા હતા તેમ આમાં કરવાનું નથી, પરંતુ પોતાની હથેલીનો પૃષ્ઠ ભાગ આવે એમ સાધકના શરીર તરફ રાખવો, અને તે પૃષ્ઠ ભાગ સાધકના

પગથી આરંભી માથા સુધી લઇ જવો. જ્યારે માથા સુધી તે પૃષ્ઠ ભાગ આવે ત્યારે સિદ્ધે પોતાના હાથને ત્યાંથી લઈ પોતાના ખભા આગળ લાવી જાણે કે હાથમાં કોઈ વસ્તુ હોય અને તેને ખભાની બહાર ફેંકી દેતા હોઇએ તે પ્રમાણે ખભા આગળ લાવી ફેંકી દેવું. પછી વળી સાધકના હાથ ઉપરથી તે પ્રમાણે કરવું. એ પ્રમાણે શરીરના દરેક ભાગ ઉપર કરવું. તેની સાથે સંકલ્પ પણ કરતા જવો કે સાધકનું બધું શરીર હલકું થઇ જાઓ. આ પ્રમાણે કરવાથી સાધકનું શરીર હલકું થઇ જશે, તેની આંખો હલકી થઈ જશે અને તેનું માથું પણ હલકું થઈ જશે. આ પ્રમાણે સાધક પૂરેપૂરો જાગ્રત્ થઇ જાય ત્યાર પછીજ તેને મનુષ્યોના સહવાસમાં જવા દેવો.

સાધકને જાગ્રત્ કરવા ઉપર જે રીત બતાવી છે તે રીત મુખ્ય છે અને તેથી વિશ્વદૃષ્ટિ સુધી પહોંચેલા સાધકો જાગ્રત્ થાય છે. પરંતુ સાધકની બધી ઇંદ્રિયો પોતાનાં સ્થાન મૂકી બીજે ચાલી ગઈ હોય તેમાં પણ કર્ણેન્દ્રિય પોતાનું સ્થાન મૂકીને ચાલી ગઇ હોય ત્યારે સાધકને જાગ્રત્ કરતાં બહુજ શ્રમ પડે છે. આ વખતે સાધકને સેંકડો બૂમો માર્યા છતાં અથવા તો તેના ઉપર સેંકડો મણ ભાર મૂકવા છતાં તે જાગ્રત્ થતો નથી. જ્યારે સાધક આવી સ્થિતિમાં આવી જાય ત્યારે સિદ્ધે લગાર પણ ગભરાટમાં પડવું નહીં, તેમજ ત્યાં આગળથી ખસવું નહીં, પરંતુ તેના કાનની ઈંદ્રિ કયા સ્થલમાં ભરાઈ ગઇ છે તે સ્થલ તપાસવું. પ્રથમ તો તેના હાથનાં ટેરવાં સિદ્ધે પોતાના હાથમાં

લેવાં અને પછી બહુજ ધીમેથી એટલે આપણી પાસે બેઠેલો કોઇપણ માણસ ન સાંભળી શકે એવા ધીમા શબ્દોમાં કહેવું કે સાધક જાગ્રત્ થઇ જાઓ. જો કાનની ઇંદ્રિ તે હાથમાં હશે તો સિદ્ધના ધીમા શબ્દો પણ તે સાધક સાંભળશે અને તેથી તે તુરતજ જાગ્રત્ થઇ જશે. પરંતુ તે જાગ્રત્ ન થાય તો એમ સમજવું કે સાધકની કાનની ઇંદ્રિ આ હાથમાં નથી તેથી સિધ્ધે તે હાથનાં ટેરવાં પડતાં મૂકી બીજા હાથનાં ટેરવાં પકડવાં અને ઉપર જણાવ્યા પ્રમાણે તેને ધીમેથી બોલાવવો. આ પ્રમાણે બન્ને આંગળીઓનાં ટેરવાં, બોચીનો ભાગ, પગના ઢીંચણનો ભાગ, પેટનો ભાગ, બન્ને કેડાનો ભાગ અને કપાળનો ભાગ એ બધું તપાસી જોવું એટલે જે ભાગમાં કાનની ઇંદ્રિ ચાલી ગઈ હશે તે ભાગને હાથ લગાડીને ધીમેથી સાધકને બોલાવતાં તે જાગ્રત્ થઇ જશે. જાગ્રત્ થયા પછી તેના આખા શરીરમાં ભારેપણું હોય તો તે દૂર કરવા માટે ઉપર જણાવ્યા પ્રમાણે શરીરના દરેક ભાગ ઉપર વિસર્જન માર્જન કરી દેવું.

વિશ્વદૃષ્ટિની હદ ઓળંગી પ્રત્યગ્દષ્ટિસુધી પહોંચેલા અથવા તો પ્રત્યગ્દૃષ્ટિની હદ લગભગ આવેલા સાધકો, ઉપર જે રીત બતાવી તેથી પણ જાગ્રત્ થતા નથી. આ સ્થિતિ બહુ જોખમ ભરેલી છે એમ ઉપર કહેવાઇ ગયું છે માટે આટલી સ્થિતિ સુધી સાધક આવી જાય તો સિધ્ધે બળાપો ન કરતાં હૈયામાં પુષ્કળ હિંમત રાખવી, પોતાનો સંકલ્પ બહુ દૃઢ રાખવો, અને નીચે જણાવેલી રીત પ્રમાણે તેને જાગ્રત્ કરવાનો પ્રયત્ન કરવો. વિશ્વદૃષ્ટિની હદ ઓળં-

ગી ગયેલા સાધકો, જો સિદ્ધનો સંકલ્પ બહુ દૃઢ નથી હોતો તો ત્રણ ત્રણ દિવસ સુધી જાગ્રત્ થતા નથી. માટે સિદ્ધને આ સ્થલે સૂચના કરવાની કે તમને આ ક્રિયામાં બહુ શોખ હોય તો તમે તમારા સાધકને બહુમાં બહુ અનુવૃત્તિ સુધી લાવજો. તેમ છતાં પણ વિશ્વદૃષ્ટિમાં તમારા સાધકને લાવવાની ઇચ્છા હોય તો તેને વિશ્વદૃષ્ટિમાં લાવીને થોડા પ્રશ્નો પૂછી તેને તુરતજ જાગ્રત્ કરી દેજો. નહીં તો તમારા સાધકનો જીવ બહુ ઉંડો ઉતરી જવાથી તે એકદમ પ્રત્યગ્દૃષ્ટિમાં આવી જશે નો તેપણ મરણને શરણ થશે તેની સાથે તમારે પણ પાછળથી પસ્તાવું પડશે. છતાં કદાચ તમારો સાધક પ્રત્યગ્દૃષ્ટિમાં આવી જાય અને તમે તેને અનેક રીતોથી જગાડવાનો પ્રયત્ન કરો પરંતુ તે જાગ્રત થાય નહીં તો તમે બીલકુલ ગભરાશો નહીં. તમારો સાધક આવી સ્થિતિમાં પાંચ દશ દિવસ કે તેથી પણ વધુ દિવસ સુધી પડયો રહેશે તો જ્યાંસુધી તમે તેનાથી દૂર નહીં ખસો ત્યાં સુધી તે મરશે નહીં. આવી સ્થિતિમાં તમારે ફક્ત એટલુંજ કરવું કે તમારે તમારો જમણો હાથ તેના માથા ઉપર રાખી મુકવો અને "આ સાધક મારા સંકલ્પબળ નીચે છે માટે તેને કોઇપણ મલિન કે શુદ્ધ સત્વ તેના બળ તળે નહીંજ લઈ જાય" એમ વારંવાર દૃઢ સંકલ્પ કરવો અને પંદર પંદર મિનિટે દૃઢ સંકલ્પપૂર્વક તેના ઉપર વિસર્જન માર્જન કર્યા કરવું અને સમયે સમયે તેના તાળવા ઉપર ઘી ઘસવું. છતાં પણ જાગ્રત્ ન થાય તો મને

એકદમ પત્ર લખજો એટલે હું ત્યાં આવીને તમારા સાધકને જાગ્રત્ કરી દઇશ.

આવી સ્થિતિમાં આવેલા સાધકને જાગ્રત્ કરવાની રીત નીચે પ્રમાણે છે.

પ્રત્યગ્દષ્ટિમાં આવેલા સાધકને ત્યાં સૂતો રહેવા દઈ મનઃકલ્પિત પ્રકાશની ચોકી તેના શરીરની આસપાસ ફરતી મૂકી સિધ્ધે તે સ્થલમાંથી બીજા ઓરડામાં કે મેડા ઉપર જવું. ત્યાં જઈ બે ભસ્ત્રા પ્રાણાયામ કરી તે સાધકની આકૃતિને બરોબર રીતે પોતાની બન્ને આંખો બંધ કરી પોતાના હૃદયમાં ખડી કરવી. પછી બીજા બધા વિચારોને રોકી ૐકારના સ્વરૂપની સતત્ ધારા પોતાના હૃદયચક્રમાં ચલાવવી. આ પ્રમાણે ૐકારની સતત્ ધારા પોતાના હૃદયમાં ચલાવીને ત્યાં આ સાધકના સ્વરૂપને કલ્પી હું ૐકારના પ્રકાશને આ સાધકના હૃદયના ઉંડા ભાગમાં નાખું છું એમ દૃઢ સંકલ્પ કરી ૐકારના પ્રકાશને સાધકના હૃદયના ઉંડા ભાગમાં નાખી દેવો અનેસાધક જાગ્રત થઈ જાઓ એમ મનોમય ઉચ્ચાર કરવો. આ પ્રમાણે કરવાથી સાધક જાગ્રત્ થઇ જશે. જે જે સાધકો મારી ક્રિયાથી પ્રત્યગ્દષ્ટિમાં આવી જતા તેમને મેં આવી રીતે ક્ષણમાત્રમાં જાગ્રત્ કરી દીધા છે. જાગ્રત્ કરવાની આ રીત સર્વોત્તમ છે. આતો ઘરમાં બીજા ઓરડામાં રહીને તેને આવી રીતે જાગ્રત્ કરી શકાય છે એમ નથી, પરંતુ આપણે સેંકડો ગાઉ દૂર હોઇએ અને આપણો સાધક આપણાથી સેંકડો

ગાઉ દૂર હોય તોપણ ઉપર બતાવેલી રીતે જાગ્રત્ કરવાથી તે જાગ્રત્ થઈ જાય છે. આને માટે મારા અનુભવનું એક દૃષ્ટાંત આપું છું.

ગયા ફાગણમાસમાં કામ પ્રસંગે હું ચીકોદરે ગયો હતો. મારી સાથે બીજાં બે માણસો હતાં. આ પ્રયોગ માટે હું નવી નવી શોધ તો કરતોજ હતો. મારી ઈચ્છા એમ થઈ કે અમદાવાદમાં મારા સાધક ઉપર હું આ ક્રિયા અજમાવી જોઉં કે તે ઉંઘી જાય છે કે નહીં. એમ ધારીને બરાબર ચારને સુમારે હું એક ઓરડીમાં બેઠો. અને ચક્ષુઓ બંધ કરીને મેં સંકલ્પ કર્યો કે અમુક સાધક ફક્ત ઉંઘીજ જાઓ. આ વખતે અમદાવાદવાળો સાધક કામ પ્રસંગે ખોખરામહેમદાવાદની પાસે એક ખેતર આગળ હતો ત્યાં તેને એકદમ ઉંઘ આવવા લાગી એટલે તેણે પોતાની સાથેના માણસોને કહ્યું કે મને એકદમ ઉંઘ આવવા લાગી છે માટે મને સૂઈ જવા દો, નહીં તો હું પડી જઈશ. આ પ્રમાણે કહીને તે ત્યાંજ સૂઇ ગયો. ચીકોદરેથી પ્રેરેલો આ સંકલ્પ ફક્ત બેજ મિનિટનો હતો. પછી મેં બીજો સંકલ્પ કર્યો કે સાધક એકદમ જાગ્રત્ થઈ જાઓ, તેની સાથે આ સાધક જેવો સૂતો અને ઉંઘમાં પડયો કે તુરતજ જાગ્રત્ થઈ ગયો. ત્યાર પછી હું અમદાવાદ આવ્યો અને તે સાધકને પૂછતાં ઉપર જે હકીકત જણાવી છે તેજ પ્રમાણે બધું બન્યું હતું એમ તે સાધકે કહ્યું.

સાધકોને જાગ્રત્ કર્યા પછી કેટલાક લોકો તેને માથે ઘી ઘસવાની અથવા તો તેના માથા ઉપર ગુલાબજળ વિ-

ગેરે છાંટવાની સલાહ આપે છે તે પ્રમાણે કરવાની ઇચ્છા હોય તો તે પ્રમાણે પણ કરવું.

આ સ્થલે એક સૂચના કરવાની છે તે એ છે કે પ્રયોગ ચાલતો હોય તે વખતે સિદ્ધે પોતાની પાછળ કોઇ માણસને ઉભો રહેવા દેવું નહીં, તેમજ કોઇ માણસના હાથનો તેને સ્પર્શ થવા દેવો નહીં. છતાં પણ જો સિદ્ધનું મનોબળ બહુ દઢ હોય તો સાધકને વિશ્વદષ્ટિમાં લાવ્યા પછી કોઇનો સ્પર્શ થાય તો હરકત નથી. હું કોઇ કોઈ વખત મારા સાધકના પગ દશ દશ મણના વજનના કરી દેતો હતો અને બીજાઓ પાસે તેના પગ ઉચકાવતો તો તેઓ તેના પગ ઉચકી શકતા નહીં. પરંતુ પછીથી સંકલ્પથી તેના પગ હલકા ફૂલ જેવા કરી દેતો એટલે સાધકને જાગ્રત્ કર્યા પછી તેના પગમાં કોઈ પણ પ્રકારનું ભારેપણું લાગતું નહીં.

કોઇ પ્રસંગે કોઈ સાધકને આ પ્રયોગથી ઉંઘ ન આવે અથવા તો ઉંઘ આવ્યા પછી અનુવૃત્તિ સુધી ન આવે તો જે સાધકને વિશ્વદષ્ટિ સુધી લઇ ગયેલા હોઇએ તે સાધકને ક્રિયા કરી વિશ્વદષ્ટિ સુધી લઈ જઇ બીજા સાધક ઉપર તેની પાસે ક્રિયા કરાવવાથી બીજો સાધક જલદીથી અનુવૃત્તિ સુધી અને છેવટે વિશ્વદષ્ટિ સુધી પણ આવી જાય છે. પરંતુ ચાલતા સુધી આમ નજ કરાવવું તેવી મારી તમને સલાહ છે. આમ કરાવવામાં મૂળ સાધકને છેવટે કેટલુંક નુકશાન પહોંચે છે.

કોઇને રોગ મટાડવા માટે સાધકને વિશ્વદષ્ટિ સુધી

લઇ જઇને રોગીનાં દરદો દૂર કરી શકાય છે. આવી રીતે મેં એ ચાર જણનાં દરદો સાધકને વિશ્વદૃષ્ટિમાં લાવીને દૂર કરાવ્યાં છે. સાધકને વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી કોઈપણ રોગીના શરીરનું લુગડું, કે તેના વપરાશમાં આવતી કોઇ ચીજ તેને આપવાથી આ સાધક તેને થતા રોગની સારી રીતે પરીક્ષા શકે છે અને તેનો રોગ પારખવા પછી તે રોગ ઉપર કઈ જાતની વનસ્પતિ લગાડવાથી તેનો રોગ મટી જશે તે વનસ્પતિ પણ બતાવે છે.

## કિરણ ૧૫ મું.

### આ ક્રિયાથી અન્ય પ્રાણીઓ તથા કાગળ પાણી આદિ જડ પદાર્થો ઉપર થતી અસર.

આ ક્રિયાની અસર એકલાં માણસો ઉપરજ થાય છે એમ નથી, પરંતુ કુતરાં બીલાડાં તેમજ ઘોડા, બળદ, ગાય, ભેંસ વિગેરે ઉપર પણ અસર થાય છે. કુતરાં, બીલાડાં, મરઘડાં વિગેરેને પોતાની પાસે બેસાડી તેમની આંખો સામે થોડીવાર જોઇ રહી, તેમના ઉપર દૃઢ સંકલ્પપૂર્વક વિધાન-માર્જન તેમના માથાના ભાગથી તે પૂછડાના છેડા સુધી કરોડના ભાગ ઉપર કરવું. આ પ્રમાણે કરવાથી આવાં નાનાં પ્રાણીઓ મૂર્છા ખાઇ જાય છે, અને ધીમે ધીમે અનુવૃત્તિ સુધી પણ આવી જાય છે.

સર્પ, સિંહ, વાઘ વિગેરે હિંસક પ્રાણીઓને તો સંક-

બળપૂર્વક દૃષ્ટિ મેળવવાથી કબજામાં લઇ શકાય છે. સર્પ વિંછી વિગેરે સંકલ્પપૂર્વક ફુંક મારવાથી નરમ થઈ જાય છે. નાનાં પક્ષીઓને દૃઢ સંકલ્પપૂર્વક દૃષ્ટિ સ્થાપીને મૂર્છા પમાડી શકાય છે, અને તેઓ આકાશમાં ઉડતાં હોય ત્યાંથી ધબ દઇને નીચે પડી જાય છે.

ગમે તેવા મસ્તીખોર ઘોડાને પોતાને તાબે કરવા માટે સીધા તેની પાસે જવું અને તેની આંખો સામે ધારીધારીને જોઇ રહેવું. ત્યાર પછી તેના માથા પાસેના વાળ પકડી તેનું માથું નીચું નમાવવું અને તેના બન્ને કાનમાં વારાફરતી ૨૦ થી ૨૫ સુધી ફુંકો મારવી. ત્યાર પછી તેના માથાથી તે પૂંછડા સુધી જમણા હાથે વિધાન માર્જન કરવું, અને ડાબા હાથે ઘોડાનું નાક દબાવી રાખવું. ત્યાર પછી તેના બરડાને સારી રીતે થાબડવો. આમ કરવાથી ગમે તેવો મસ્તીખોર ઘોડો હશે તોપણ તે તુરતજ નરમ થઈ જશે.

કાગળ, કપડાં, પાણી, દૂધ વિગેરે જડપદાર્થો ઉપર સંકલ્પ બળ વાપરી રોગીને આપ્યાં હોય તો તે વાપરવાથી રોગીનાં દરદો દૂર થાય છે. સિદ્ધે પોતાના વસ્ત્રમાં સંપૂર્ણ સંકલ્પબળ વાપરી રોગીને મટવાની ભાવના કરી રોગીને પહેરવા આપ્યું હોય તો રોગીને આરામ થાય છે. કાગળ ઉપર ભાવના કરી રોગીના દરદ ઉપર સંકલ્પપૂર્વક તેનો રોગ મટી જાઓ એવી ભાવના સહિત બાંધવા આપ્યો હોય તો રોગીનું દરદ મટે છે. સિદ્ધે પોતાના વપરાશમાં આવતી રૂદ્રાક્ષની માળા સંકલ્પપૂર્વક રોગીના ગળામાં પહે-

રવા આપી હોય તો તેનાથી કંઠમાળ મટે છે. પાણી કે દુધ ઉપર સંકલ્પ વાપરી પીવા આપવાથી રોગીના રોગમાં ન્યૂનતા થાય છે. મહાત્માઓએ વાપરેલાં વસ્ત્રો, ચંદન, પુષ્પ, ભસ્મ વિગેરે રોગીને આપવાથી રોગીના શરીરનાં અશુદ્ધ તત્ત્વો દૂર થઈ તેનામાં શુદ્ધ સત્ત્વોનો આવિર્ભાવ થાય છે અને તેથી તેના રોગ દૂર થઇ જાય છે. પાણી કે દૂધ ઉપર સંકલ્પબળ વાપરવાની રીત નીચે પ્રમાણે છે.

ત્રાંબા, પીતળના કે ચાંદીના એક પ્યાલામાં પાણી ભરવું. તે પ્યાલાને પોતાના ડાબા હાથમાં રાખવો અને તેના ઉપર જમણો હાથ ઢાંકી ચક્ષુઓ બંધ કરી તે પાણી બહુ બળવાન થયું છે અને તે પાણી પીધાથી અમુકનો અમુક રોગ મટી જાશે એમ સુદૃઢ ભાવના થોડીવાર સુધી કરવી. ત્યાર પછી જમણા હાથની આંગળીઓનાં ટેરવાં પાણીની છેક નજીક રહે તે પ્રમાણે લબડતાં રાખવાં. આ વખતે ભાવના પણ અમુક રોગીનો અમુક રોગ મટીજ જાઓ એવી રાખવી. પછી તે પાણીમાં કાંઈ નાખતા હોઇએ તે પ્રમાણે પોતાના હાથનાં ટેરવાંમાંથી ઝરતાં પરમાણુઓ પોતાની મુઠીમાં લઈ તે પાણીમાં નાંખવાં અને પછી ફરીથી દૃઢ ભાવના પૂર્વક તે પાણી રોગીને પીવા આપવાથી રોગીને મીઠી નિદ્રા આવે છે અને તેને શાંતિનો અનુભવ થાય છે.

આતો ફક્ત ક્રિયાજ બતાવી છે, પંતુ સિદ્ધ જો આવી બાબતોમાં પોતાની બુદ્ધિ વાપરીને આવી બાબતોને વધારે ખીલાવે તો તેથી રોગીઓનાં દરદો જલદીથી દૂર થઈ શકે ખરાં.



# કિરણ ૧૬ મું.

## મેજના ફરવા સંબંધી થોડી માહિતી.

સંકલ્પ બળથી મેજ જેવી જડ વસ્તુને પણ ફેરવી શકાય છે. પ્રથમ તો હલકા વજનના લાકડાનું નીચે બેસીને તેના ઉપર હાથ મુકી શકાય એવું મેજ સુથાર પાસે તૈયાર કરાવવું. આ મેજ દેવદારનું, સીસમનું કે સાગના લાકડાનું હોય તોપણ ચાલે. પરંતુ જેમ લાકડું હલકું હોય તેમ વધારે ઠીક. આ મેજને ફક્ત ત્રણજ પાયા કરાવવા. મેજ તૈયાર કરાવ્યા પછી ચાર મનુષ્યોએ તેની આસપાસ બેસવું અને એક બીજાનાં આંગળાંને સ્પર્શ થાય તેમ દરેકે પોતાના હાથનાં આંગળાં તે મેજ ઉપર પહોળાં કરીને મૂકવાં. ત્યાર પછી બેઠેલાં ચાર મનુષ્યો પૈકી એકમાં સૂક્ષ્મ શરીરધારી પ્રેતનું આવાહન કરવાની દ્રઢ ભાવના અડધા કલાકથી બે કલાક સુધી કરવી. આ પ્રમાણે દ્રઢ ભાવનાપૂર્વક બેસવાથી મેજનો એક પાયો ઉંચો થશે અને પૂછેલા સવાલનો ટકોરાથી જવાબ આપશે. અક્ષરમાં જવાબ આપવાનો હશે તો ટકોરાથી જવાબ આપે તે ઉપરથી એક ટકોરાથી “એ,” બે ટકોરાથી “બી” ત્રણ ટકોરાથી “સી” એમ સમજવું. અને આંકડાથી જવાબ માગ્યો હશે તો તેટલાજ ટકોરા વાગશે. હા, ના ના જવાબ માટે એમ પૂછવામાં આવે કે હાનો જવાબ આપવો હોય તો આટલા ટકોરા વાગશે અને નાનો જવાબ આપવો હોય તો આટ-

લાજ ટકોરા વાગજો, તે પ્રમાણે તેટલાજ ટકોરા વાગશે.

આપણા દેશમાં કોળી વાઘરી વિગેરે ઉતરતી જાતીના લોકોને કંઈ નિર્ણય કરવો હોય છે તો તેઓ બધા ગોળ કુંડાળામાં બેસે છે અને પછી વચમાં કોઈ ઘેટો મૂકીને આ ઘેટામાં અમુક મેલડી આવજો એમ સંકલ્પ કરે છે અને પછી તેઓ કહે છે કે જો ઘેઢાનું શરીર કંપવા માંડે અને આખે શરીરે ધ્રુજ આવે તો અમુકની વાત ખરી માનવી તથા અમુકની ખોટી માનવી. વળી વચમાં ઘેટો ન મુકતાં અમુકના શરીરમાં મેલડી પ્રવેશ કરીને જે સત્ય વાત હોય તે કહેજો એમ કહીને બધા એકજ માણસમાં મેલડી આ-વવાનો સંકલ્પ કરે છે. આ બધો ચમત્કાર બધાના દૃઢ સંકલ્પના બળથી થાય છે એમ સમજવું.

# કિરણ ૧૭ મું.

## આ વિદ્યાના બળથી અનેક પ્રકારના અસાધ્ય રોગો મટાડવાની રીતો.

મનુષ્યોને અનેક પ્રકારના રોગો થાય છે અને તે રો-ગોની નિવૃત્તિ માટે વૈદક ઉપચારો કરે છે, છતાં કેટલાંક એવાં હઠીલાં દરદો હોય છે કે ઔષધિના સેવનથી પણ તેવાં દરદો મટતાં નથી. આવાં હઠીલાં દરદો આ વિદ્યાથી બધાં મટે છે એમ મારું કહેવું નથી, પરંતુ તેવાં ઘણાં ખરાં દરદો

આ વિદ્યાથી મટી જાય છે એ નિર્વિવાદ છે. તેવાં દરદોને મટાડવાની રીતો નીચે પ્રમાણે છે.

રોગીને કોઈ દરદ થયું હોય તો તેને સૂવાડીને તેના માથાથી પગપર્યંતનાં બધાં ખરાબ તત્ત્વો તેના આખા શરીર ઉપર હાથ ફેરવીને લઈ લેવાં અને તે લીધેલાં તત્ત્વો દૂર ફેંકી દેવાં. આમાં રોગીના પગપર્યંત સિધ્ધનો હાથ આવી જાય એટલે ત્યાંથી પરમાણુઓ લઇને રોગીના માથા ઉપર ઠાલવવાનાં નથી, પરંતુ તે ખરાબ તત્ત્વો પૃથ્વી ઉપર કે પાણીથી ભરેલા વાસણમાં નાખી દેવાનાં છે એ ભૂલવાનું નથી. જો રોગીનાં ઝેરી તત્ત્વો પાણીમાં નાખી દેવાનાં હોય તો તે પાણીને પછીથી ખાળમાં નાખી દેવું, અથવા તો બહાર ફેંકી દેવું. હિસ્ટીરીઆ, ગાંડપણ, કોલેરા, પ્લેગ, દમ, ક્ષય, થોડા સમયનું આંધળાપણું, બોબડાપણું, પક્ષાઘાત, જુનો સંધીવા, ભયંકર તાવ એ ભયંકર દરદો ગણાય છે, અને તેવાં દરદો વૈદ્ય દાકતરથી પણ મટતાં નથી, માટેજ તેવાં દરદો આ ક્રિયાથી કેવી રીતે મટે તેની રીત બતાવવાની છે. બાકી બીજાં સાધારણ દરદો કે જે દરદો વૈદ્ય દાકતરથી મટી જાય છે તેવાં દરદો મટાડવા માટે આવી અમૂલ્ય ક્રિયાનો ઉપયોગ કરવો તે હું યોગ્ય ગણતો નથી. આવાં હઠીલાં દરદો કેવી રીતે મટી જાય તે નીચેની ક્રિયાથી સમજાશે.

ઉપર જણાવેલાં દરદો પૈકી ગમે તે પ્રકારનું દરદ થયું હોય તેની ચિંતા નહીં. તેવા દરદીને પલંગમાં સુવાડવો અને આગલ્યા પ્રકરણોમાં વારંવાર ચર્ચાઇ ગયા પ્રમાણે

તેને વિશ્વદૃષ્ટિમાં લાવવો. આ ક્રિયા જાણનાર કેટલાક માણસો ફક્ત ઉંઘમાં લાવીને સંકલ્પ કરવાથી તેવાં દરદો મટે છે એમ લખે છે તેમના લખાણને હું માન આપતો નથી. આ માટે મારા અનુભવમાં જે આવ્યું છે તે હું વધારે વજનદાર ગણું છું. ભલે કોઇ ગમે તેમ માને. જેણે જે રીતે માન્યું તે ખરું. અસ્તુ! રોગીને વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી દરેક રોગો ઉપર કેવી રીતનો સંકલ્પ કરવો તે ખાસ જાણવાની જરૂર છે. માટે ઉપર જણાવેલાં રોગનાં જુદાં જુદાં નામો લખીને તે માટે કેવા પ્રકારના સંકલ્પ કરાવવા તે બતાવું છું.

હિસ્ટીરીઆઃ—રોગીને વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી તેના હૃદયમાં સૂર્યનારાયણનો પુશ્કળ તાપ આપવો અને દરદીને કહેવું કે તમારા હૃદયમાં મેં સૂર્યનારાયણનો પુશ્કળ તાપ આપ્યો છે અને તેથી તમારા હિસ્ટીરીઆનાં રજકણોને બાળી નાખે છે. આ પ્રમાણે કહીને પછી તેની પાસે ત્રણથી પાંચ વખત સ્પષ્ટપણે બોલાવવું કે "સૂર્યના તાપથી મારા હિસ્ટીરીઆનાં તત્ત્વો બળી જવા માંડયાં છે, હવે મને કોઈ પણ દિવસ હિસ્ટીરીઆ નહીંજ થાય." આ પ્રમાણે સાત દિવસ સુધી સૂર્યનારાયણનો તાપ આપવાથી અને વારંવાર સંકલ્પ કરાવવાથી તેનો હિસ્ટીરીઆ મટી જાય છે. પરંતુ દરેક માસે એકેક વખત તે દરદી ઉપર આવી ક્રિયા કરવી પડે છે. આમ બાર માસના બાર વખત ક્રિયા કરવાથી તેને હિસ્ટીરીઆ ફરીથી થતો નથી. પરંતુ એક બાઇને ભયંકર હિસ્ટીરીઆ થયેલો તે વખતે શ્રીસ-

ર્યનારાયણે મને જે રીત બતાવેલી તે રીત પ્રમાણે તેના ઉપર ક્રિયા કરવાથી તે બાઇનો હિસ્ટીરીઆ મૂળમાંથી મટી ગયો છે અને તેને ફરીથી હિસ્ટીરીઆ થયો નથી. તે બાઇની હકીકત નીચે પ્રમાણે છે.

સંવત ૧૯૭૩ ના આષાઢ માસમાં એક બાઈનો હિસ્ટીરીઆનો કેસ મારી પાસે આવ્યો હતો. આ બાઈના ઉપર હું ક્રિયા કરતો હતો, પરંતુ એક બીજી બાઈ કે જેના ઉપર ક્રિયા સિદ્ધ થઇ હતી તેના દ્વારાએ પેલી હિસ્ટીરીઆવાળી બાઈની છાતી ઉપર હાથ ફેરવાવી તેનાં અશુદ્ધ પરમાણુઓ તેની છાતીમાંથી દૂર નંખાવતો હતો. કારણ કે બીજી સ્રીઓના તે ભાગમાં હાથ લગાડી તેનાં અશુદ્ધ પરમાણુઓ નાંખી દેવાં એ યોગ્ય ન ગણાય. આ બીજી બાઈ કે જે પેલી બાઇની છાતીમાંથી અશુદ્ધપરમાણુઓ દૂર નાખતી હતી તેને આ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી હિસ્ટીરીઆવાળી મૂળ બાઇનો હિસ્ટીરીઆ આ બાઇને ચોંટી ગયો અને આ બાઇને હિસ્ટીરીઆનું દરદ લાગુ પડી ગયું. હમેશાં તેને ત્રણ ચાર વખત તાણો આવવા લાગી. આ પ્રમાણે ચાર પાંચ દિવસ ચાર ચાર કે પાંચ પાંચ વખત તાણ આવવા લાગી. હું આ બાઈ ઉપર ક્રિયા કરીને તેને વિશ્વદૃષ્ટિમાં લાવીને તાણને બાળી મૂકવા માટે પુષ્કળ પ્રકાશ આપતો હતો, પરંતુ તેથી તેની તાણ મૂળમાંથી મટતી નહોતી. ચાર વખતને બદલે બે વખત આવતી પરંતુ સંપૂર્ણ રીતે નહીં મટવાથી આ બીચારી બાઇને નાહક દુઃખમાં નાંખવા માટે મને પશ્ચાતાપ થતો હતો.

પછી બે ત્રણ દિવસ પછી આ બાઇને વિશ્વદષ્ટિમાં લાવીને શ્રીસૂર્યનારાયણ ભગવાનનું આવાહન કરતાં તેઓશ્રી પધાર્યા અને આ સંબંધી હકીકત પૂછતાં તેઓશ્રીએ કહ્યું કે આ બાઈએ પેલી બાઈના શરીર ઉપર હાથ ફેરવવાથી તેનું દરદ તેને લાગુ પડયું છે. પરંતુ તમે કોઈ ફીકર કરશો નહીં. તેનું દરદ હવે બે ત્રણ દિવસમાં મૂળમાંથી મટી જશે. આ પ્રમાણે કહીને તેઓશ્રી ત્યાંથી અદશ્ય થઈ ગયા. બીજે દિવસે રાત્રે આ બાઈ ઉપર ક્રિયા કરી અને તેને વિશ્વદષ્ટિમાં લાવીને તાણુને બાળવાનો સંકલ્પ કરતાં ઉલટી તેને તાણ આવી. પરંતુ તેને વાગે નહીં તે માટે તેના હાથપગ ઝલાવીને તેનું રક્ષણ કર્યું. ત્યાર પછી તે બાઈ ઉભી થઈ અને મારા ઘરના ત્રીજા માળની નિસરણીમાં બે પગથીઆં ઉતરી હશે એવામાંજ તે એકદમ નીચે પડી ગઈ. જો સીધી પડી હોત તો છેક નીચે જઇને તેનાં હાડકાં ભાગી ગયાં હોત કે તે મરી ગઈ હોત, પરંતુ કોઇએ જાણે તેને ઉંચકીને જમીન ઉપર બેસાડી ન હોય તેમ પલાંઠી સાથે તે નીચે પડી, જેથી તેને વાગ્યું નહીં. આ વખતે ત્રીજે માળે મારી સાથે બે મનુષ્યો હતાં તેઓ, અને છેક નીચે ચાંપાનેર સ્ટેશન માસ્તરનાં પત્ની તેમનું શરીર બતાવવા મારી પાસે આવ્યાં હતાં તેઓ વચલે માળ આવ્યાં અને આ બાઈના આવા ભયંકર દરદ માટે બહુ દીલગીરી બતાવવા લાગ્યાં. આ બાઈના ઉપર પછી મેં ફરીથી ક્રિયા કરી અને વિશ્વદષ્ટિમાં આવતાં શ્રીસૂર્યનારાયણ એકદમ જોસભેર પધાર્યા, અને મને ધમકી દઇને સૂચના કરી કે ત્રીજે

બાળ તમે આ બાઇને ક્રિયા કરી તે વખતે તેને તાણુ આવી હતી તે તમે બધાએ તેના હાથપગ ઝાલવાથી તેની તાણુ બહાર ન નીકળી જતાં પાછી શરીરમાં રહી ગઈ. જો તેની તાણુ બહાર નીકળી ગઈ હોત તો તે પડી ન જાત. નીસરણી-એથી પડી તે વખતે મેંજ તેનું રક્ષણુ કર્યું છે, નહીં તો તે છેક નીચે પડી જઈને મરી જાત. હવે પછી કોઈને પણ તાણુ આવે ત્યારે તેના હાથપગ ન ઝાલતાં તેને જેટલી તાણુ આવે તેટલી આવવા દેવી. આમ કરવાથી બધી તાણુ બહાર નીકળી જશે. હવે તેને આવતી કાલે ચાર પાંચ વખત તાણુ આવશે અને પરમ દિવસે ઘણીજ તાણુ આવશે અને પછી તે તાણુ હમેશને માટે મટી જશે. પરમ દિવસે તેને જેટલી વાર તાણુ આવે તેટલી વાર આવવા દેજો. કોઈ પણ તેના હાથ પગ ઝાલશો નહીં, તાણુ આવે તે વખતે તેના હાથ, પગ, માથું વિગેરે પછડાય તો પછડાવા દેજો. તેને કોઈપણુ જાતની બીજી અડચણુ હું નહીંજ આવવા દઉં. આ પ્રમાણે સૂચના આપીને તેઓશ્રી પછી ત્યાંથી પધારી ગયા. બીજે દિવસે એટલે શનિવારે તેઓશ્રીના કહ્યા પ્રમાણે ચાર કે પાંચજ વખત તાણુ આવી. ત્રીજે દિવસ એટલે રવિવારનો દિવસ આ બાઈ માટે ભયંકર હતો, એટલે આ બાઈને બાર વાગ્યા પછી મારા ત્યાં આવવાની મેં સૂચના કરી, તે પ્રમાણે તે બાઈ મારા ત્યાં બાર વાગ્યા પછી આવી. તેના આવ્યા પછી મેં ત્રીજે માળે તેણીને વાગે નહીં તે માટે ગોદડાં પાથરી દીધાં, અને પછી ક્રિયા કરી. ક્રિયા કરતાંની સાથેજ તેણીને તાણુ શરુ થઈ. આ વખતે તેને બહુ ભયં-

કર તાણુ આવતી હતી. હાથ પગ પુષ્કળ પછાડતી હતી. હાથ પગ પછાડવાથી તેના હાથની કોણી આગળ અને પગના ઘુંટી આગળ ઉંડા ખાડા પડયા હતા અને ચાંદાં પડવાથી તેમાંથી લોહી પણુ ચાલ્યું જતું હતું. આ પ્રમાણે ૧ થી ૩ વાગ્યા સુધીમાં તેને ઓછામાં ઓછી બાર વખત તાણુ આવી. આ બાઈ હવે બહુજ ગભરાઈ ગઈ. તેનું શરીર પણુ છેક નિર્માલ્ય થઈ ગયું અને રોવા લાગી. આ વખતે અમારી પાસે મારો કારકુન રા૦ પ્રાણુજીવન તથા બીજી બે નાગર ગૃહસ્થોની સ્ત્રીઓ મળી ત્રણુ મનુષ્યો હતાં. તેમને પણુ આ બાઈ ઉપર બહુ દયા આવી. પરંતુ કરે શું ? આખરે ત્રણુ વાગે આ બાઇને વિશ્વદૃષ્ટિમાં લાવીને શ્રીસૂર્યનારાયણુનું આવાહન કરતાંની સાથે તેઓશ્રી પધાર્યા અને મને સૂચના કરી કે તમે કોઈ પણુ ગભરાશો નહીં. હવે તમે સંકલ્પ કરો તે તાણુને બાળી મૂકવાનો સંકલ્પ ન કરશો, પરંતુ જેટલી તાણુ હોય તેટલી તાણુને બહાર કાઢી નાખવાનો સંકલ્પ કરજો. આ પ્રમાણે તમે તાણુને બહાર કાઢી નાખવાનો સંકલ્પ કરશો એટલે હવે ચાર વાગ્યા સુધીમાં ફક્ત ત્રણુજ વખત તાણુ આવશે. ત્યાર પછી તેને જન્મારામાં કોઈ પણુ દિવસ તાણુ નહીંજ આવે. આ પ્રમાણે કહીને તેઓશ્રી ત્યાંથી પધારી ગયા. ત્યાર પછી તેઓશ્રીની સુચના પ્રમાણે મેં તાણુને બહાર આવવાનો સંકલ્પ કરતાંજ તેઓશ્રીએ મને જેમ કહ્યું હતું તેજ પ્રમાણે ચાર વાગ્યા સુધીમાં બહુજ જોસથી ત્રણુજ વખત તાણુ આવી. ત્યાર પછી કોઈ પણુ દિવસ તેણીને એક વખત

પણ તાણુ આવી નથી. શું આ વિદ્યાનો ઓછો ચમત્કારછે કે સાક્ષાત્ સૂર્યનારાયણ ભગવાન્ પધારીને આ પ્રમાણે સૂચનાઓ કરી જાય છે !

**ગાંડપણ:**—ભૂતપ્રેતના ઉપદ્રવથી કે પછી બીજાં કારણોથી મનુષ્યના બુદ્ધિસત્ત્વમાં, અને તેના મગજમાં વિક્રિયા થઈ જવાથી તે તદન બેભાનાવસ્થાનમાં આવી જાય છે, અને શૂન્ય જેવો થઈને બેસી રહે છે. આવા માણસ ઉપર ક્રિયા કરીને તેને વિશ્વદૃષ્ટિમાં લાવવો જોઈએ, ત્યાર પછી તેના મગજમાં અને તેના હૃદયમાં પુષ્કળ પ્રકાશ આપીને તેની બીજી વિક્રિયા દૂર કરવી જોઇએ. વિશ્વદૃષ્ટિમાં લાવીને "મારૂં મગજ પૂર્વના જેવું સારૂં થયું છે, મારૂં હૃદયબળ બહુ વધ્યું છે, હવે હું ડાહ્યો થયો છું" એમ પાંચસાત વખત વારંવાર બોલાવવાથી તેનું મગજ સુધરી જાય છે, તેનું હૃદયબળ વધે છે અને તે ડાહ્યો પણ થાય છે. વણુસોલના સ્કૂલમાસ્તર શ્રીયુત તાપીશંકર-નામના એક ગૃહસ્થ અમુક કારણોથી ગાંડા થઈ ગયા હતા તેમને ડાહ્યા કરવા ઘણા પ્રકારની દવાઓ કરી હતી, પરંતુ તે લગાર પણ ડાહ્યા થયા નહોતા, તેઓ શૂન્ય જેવા બેસી રહેતા. કોઈની સાથે વાત ચિત કરતા નહોતા, અને ભૂખ કે તરસનું પણ તેમને ભાન નહોતું. આ ગૃહસ્થને પછી મારી પાસે લાવવામાં આવ્યા હતા. તેમના ઉપર ક્રિયા કરવાથી તેઓ પૂર્વવત્ સ્થિતિમાં આવ્યા હતા અને પાછા નોકરી ઉપર પણ ચઢી ગયા હતા.

**કોલેરા:**—કોલેરાના દરદીને વિશ્વદૃષ્ટિમાં લાવીને તેના

આખા શરીરમાં શ્રીસૂર્યનારાયણનો પુષ્કળ તાપ આપવો અને પછી "શ્રીસૂર્યનારાયણના તાપથી કોલેરાના જંતુઓ બળી જાઓ" એવો સંકલ્પ કરાવવો. ત્યાર પછી તેના શરીરના જે જે ભાગ ઠંડા થયા હોય તે તે ભાગ ઉપર ગરમ ફુંકો મારવાથી કોલેરા મટી જાય છે. જાડા લુગડાના કકડાને બેવડો વાળી ઠંડા થયેલા ભાગ ઉપર મૂકી આપણું મોં તે ઉપર રાખી "હા" એમ ઉચ્ચારપૂર્વક આપણા મોંમાંના પવનને તે કપડા ઉપર નાખવો તેને ગરમ ફુંક મારી કહેવાય છે. સંવત્ ૧૯૭૨ ના શ્રાવણ માસમાં એક બાઇને ભયંકર કોલેરા થયો હતો તેને આ ક્રિયાથી કેવી રીતે આરામ કર્યો તેની હકીકત નીચે પ્રમાણે છે:—

સંવત્ ૧૯૭૨ શ્રાવણ વદિ ૧૩ ને શનિવારને દિવસે એક બાઇને કૉલેરાનો રોગ લાગુ પડયો. તેને કૉલેરા થયા પછી એક કલાકમાં તે બાઈના હાથ પગ ઠંડા થઇ ગયા. આંખો તણાઇ જવા લાગી અને જીવ નીકળી જશે એમ તેને લાગ્યું. જીભ ટુંકી થઈ જવા લાગી અને પરાણે વાતચિત કરી શકે એવી સ્થિતિમાં તે બાઈ આવી પડી. આ બાઇના હૃદયમાં નિશ્ચય થયો કે હવે હું જરૂર મરી જઇશ એટલે તેણે પોતાનાં છોકરાંની સોંપણી તેના પાડોશીને અને તેનાં સગાંને કરવા માંડી. ત્યાર પછી મારૂં તે બાઇના ત્યાં જવું થયું. પ્રથમજ મેં શ્રીઇષ્ટની તથા ભગવતિ શ્રીઅંબાજી માતાની મનમાં સ્તુતિ કરીને તે બાઇના ઉપર પ્રયોગ શરૂ કર્યો. પ્રથમજ સંકલ્પપૂર્વક તેની ઉલટી તથા ઝાડો બંધ કર્યો, અને તેના આખા શરીરમાંથી કૉલેરાના સૂક્ષ્મ જંતુઓને દૂર

કર્યા. વળી વચ્ચે વચ્ચે તેના હાથ ઉપર, પગ ઉપર, છાતી ઉપર, અને બરડા ઉપર ગરમ ફુંકો મારવા લાગ્યો. આ પ્રમાણે થોડી થોડી વાર એક કલાક સુધી તેના ઉપર પ્રયોગ કરવાથી પરિણામ એ આવ્યું કે તેના હાથ પગ ઠંડા થઈ ગયા હતા તે લગાર ગરમ થયા, છાતી ગભરાતી હતી તે થોડી ગભરામણ દૂર થઇ અને પરાણે વાતચિત કરી શકતી તે હવે સ્પષ્ટતાથી વાતચિત કરવા લાગી, અને તે બાઈને પોતાને ખાત્રી થઈ કે તેણીનો કોલેરા બે આની ઓછો થયો છે. ત્યાર પછી મેં બીજા બે કલાક શનૈઃ શનૈઃ તેના ઉપર પ્રયોગ કરવામાં કાઢયા એટલે તેનો કોલેરા લગભગ અડધો અડધ ઓછો થયેલો મને, તેને પોતાને એને તેનાં સગાંને લાગ્યો. ત્યાર પછી હું ઘેર ગયો અને રાત્રે ૯ વાગે ફરીથી તે બાઈના ત્યાં જઇને તેના ઉપર ક્રિયા કરી અને તેને વિશ્વદૃષ્ટિમાં લાવ્યો. જ્યારે વિધેયને વિશ્વદૃષ્ટિમાં લાવવામાં આવે છે ત્યારે તેનું સૂક્ષ્મ શરીર જાગ્રત્ થાય છે અને સૂક્ષ્મ શરીરને જ્યાં મોકલવા ધાર્યું હોય ત્યાં મોકલી શકાય છે. મારો વિચાર આ બાઈના સૂક્ષ્મ શરીરને શ્રી-અંબાજી માતાપાસે મોકલવાનો હતો. એટલે તેના સૂક્ષ્મ શરીરને સંકલ્પપૂર્વક શ્રીઅંબાજી માતાના ચરણ કમળમાં જવાની આજ્ઞા આપી. ત્યાર પછી પાંચ મિનિટસુધી તે બાઈ જડવત્ થઈ ગઇ અને પછી તેણે નીચે પ્રમાણે કહ્યું.

"તમારી આજ્ઞાથી હું મારા સ્થૂલ શરીરમાંથી નીકળી. પ્રથમ તો મેં માનસરોવરમાં સ્નાન કર્યું. માનસરોવર પાણીથી ભરાઈ ગયું છે. માનસરોવરમાં સ્નાન કર્યા પછી હું

શ્રીઅંબાજી માતાનાં દર્શન કરવા ગઈ. પરંતુ અંબાજી માતાનાં અંદરનાં અને બહારનાં બારણાં બંધ હતાં એટલે તે બારણામાં નાનાં નાનાં બાકાં હતાં તેમાંથી મેં તે બારણામાં પ્રવેશ કર્યો. પછી હું અંબાજીમાતાપાસે ગઈ અને મેં તેમને પ્રણામ કર્યા. શ્રીઅંબાજી માતાએ પોતાનો વરદ હસ્ત મારા માથા ઉપર મૂક્યો અને મને આશિર્વાદ દઈને કહ્યું કે પુત્રી! તું ભય પામ નહીં. તારો કોલેરા આજથી ત્રીજે દિવસે મૂળમાંથી મટી જશે. શ્રીમહામાયા અંબાજી માતાના શ્રીમુખમાંથી મારા પ્રત્યે મમતાના પ્રેમાળ વચનોથી મારી આંખમાંથી હર્ષનાં અશ્રુ વહેવા માંડયાં. ત્યાર પછી મેં બે હાથ જોડી તે પરમકૃપાળુ માતાજીને વિનંતિ કરી કે હે દેવી! કોલેરાનો ઉપદ્રવ ક્યારે શાંત થશે? પ્રત્યુત્તરમાં શ્રીઅંબાજીએ કહ્યું કે મારાં ત્રણ ખપ્પર ભરાઇ ગયાં છે અને ચોથું બાકી છે તે ભરાવા માટે હજુ આખો ભાદરવો માસ કોલેરા ચાલશે, અને આસો માસમાં કોલેરા શાંત થશે."

આ બાઇએ ઉપર પ્રમાણે પોતે જે અનુભવ્યું હતું તે કહ્યું. ત્યાર પછી બીજે દિવસે તેની પ્રકૃતિમાં વધારે સુધારો થયેલો જણાયો. બીજે દિવસે એટલે શ્રાવણ વદિ ૧૪ ને રવિવારને દિવસે હું રાત્રે તે બાઈને ત્યાં ગયો, અને તેના ઉપર ક્રિયા કરીને તેને વિશ્વદૃષ્ટિમાં લાવવામાં આવી વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી તેને પ્રથમના દિવસ પ્રમાણે શ્રી અંબાજી માતાના ચરણ કમળમાં તેના સૂક્ષ્મ શરીરને મોકલ્યું. તેનું સૂક્ષ્મ શરીર તેના દેહ-

માંથી નીકળ્યા પછી તે તદ્દન શબવત્ પડી રહી. હમેશાં તો બેથી પાંચ મિનિટમાં વિશ્વના ચમત્કાર જોઈને તે પાછી આવતી હતી. પરંતુ આજે તો દશ મિનિટ થઈ ગઇ તો પણ પાછી આવી નહીં. બરોબર ૧૫ મિનિટ થઇ એટલે તે તેના શરીરમાં પાછી આવી. પરંતુ આ વખતે તે બે ચેનીમાં હોય એમ મને લાગ્યું. એટલે મેં તેને બીજા કોઇ પણ પ્રકારના પ્રશ્નો ન પૂછતાં તરતજ જાગ્રત્ કરી દીધી. તે જાગી એટલે "મરી ગઇરે" એમ કહીને બૂમ પાડી, અને રોવા લાગી. મેં તેના રોવાનું શું કારણ છે તે પૂછ્યું, એટલે તેણે જવાબ આપ્યો કે મારી કેડા કોઇએ ભાગી નાંખી છે. કેડા તદ્દન નકામી થઈ ગઈ છે. મારા હાથ પગ પણ બહુજ ભારે થઇ ગયા છે. આખા શરીરને જાણે માર પડયો ન હોય તેમ લાગે છે. આ બાઈને રડતી રાખી, તેને આશ્વાસન દઇ મેં સંકલ્પપૂર્વક તેના આખા શરીરને હલકું કરી દીધું એટલે તેણે "હાશ! હવે મારા જીવમાં જીવ આવ્યો. મારૂં શરીર હવે તદ્દન હલકું થઈ ગયું છે અને કોલેરા મારા શરીરમાંથી પોણાભાગનો દૂર થયો છે" એમ કહીને તેના શરીરને આરામ કરવા માટે મારો ઉપકાર માનવા લાગી. મેં તેને કહ્યું કે ઉપકાર પુપકાર જે માનવું હોય તે પછી માનજે, પરંતુ આજે તારી કેડો કેમ ભાગી ગઇ તથા આજે તું શું જોઈ આવી તે તો કહે? તે બાઇએ પછી જે અનુભવ્યું હતું તેની હકીકત નીચે પ્રમાણે કહેવા લાગી:—

"ગઈ કાલે જેમ હું મારા શરીરમાંથી નીકળી હતી તેમ આજે પણ નીકળી અને પ્રથમ માનસરોવરમાં સ્નાન

ફરી બંધ કરેલાં બારણાંના બાકામાં થઇને અંદર મેં પ્રવેશ કર્યો. આજે અંધારી ચૌદશ અને તેમાં વળી રવિવાર હતો એટલે શ્રીઅંબાજી માતાના વાઘ જ્યાં છે ત્યાં આસપાસ ૬૪ જોગણીઓને ઝપાટાબંધ ગરબો ગાતાં જોઈ. આ જોગણીઓ એટલી બધી ઝડપથી ફેરકુંદડી ફરીને ગરબો ગાતી હતી કે તેમનો પગ પૃથ્વી ઉપર ટકતો ન હતો. પૃથ્વીથી લગાર ઉંચે તેઓ ઝપાટાબંધ ફરતી હતી એમ મને જણાયું. આ જોગણીઓની ઉમ્મર બહુ ત્યારે ૧૦ વર્ષની હશે. તે બધી જોગણીઓ બાળકીઓજ લાગતી હતી. તેમનું તેજ દિવ્ય હતું. તેમણે દરેકે માથા ઉપર એક, જમણે લમણે એક અને ડાબે લમણે એક એમ ત્રણ ત્રણ ઘણુંજ તેજ આપતા હીરાઓ ધારણ કર્યા હતા. આ હીરાઓ હશે કે પછી તેવા તેજસ્વી દીવાઓ હશે તે હું કહી શકતી નથી. તેને દીવા કહો કે હીરાઓ કહો પરંતુ તે એવો તો પ્રકાશ આપતા હતા કે તેના મોં આગળ વિજળીનો દીવો ઝાંખ મારી જાય. તે બધી જોગણીઓએ ધારણ કરેલા હીરાઓથી ત્યાં આગળ પ્રકાશ થઈ રહ્યો હતો. આ જોગણીઓને જોવામાં મારું મન લીન થયું હતું, એટલામાં ત્યાં જે વાઘની આસપાસ જોગણીઓ ગરબો ગાતી હતી તે વાઘની પાસે ઘીનો દીવો બળે છે ત્યાં આગળ થઇને શ્રીઅંબાજી માતા ઘણાજ દિવ્ય સ્વરૂપમાં મારી પાસે આવ્યાં અને મને કહ્યું કે તું શા માટે આજે પણ ફરીથી અહીં આવી ? મેં પ્રત્યુત્તરમાં કહ્યું કે માતાજી ! હું આપનાં દર્શન કરવા આવી છું. શ્રીઅંબાજીએ કહ્યું કે તને

ખબર નથી કે આ બધી કોણુ છે? આ બધી મારી જોગણીઓ છે, તેઓ મારા મહિમાનો ગરબો ગાવામાં તલ્લીન થઈ ગઈ છે એટલે તું અહીં ઉભી છુ છતાં તેમની નજરે પડી નથી. જો તું તેમની નજરે પડીશ તો પછી તેઓ તને પોતાની સત્તામાં ખેંચી લેશે, અને પછીથી તું તારા ખોળીઆમાં જઈ શકીશ નહીં. માટે હમણાંજ તું જતી રહે. ભય પામીશ નહીં, અને રાત્રીને વખતે તેમાં પણુ કાળરાત્રી હોય, રવિવાર મંગળવાર હોય તે દિવસે તું અહીં આવીશ નહીં. આ પ્રમાણે માતાજીના કહેવાથી હું ત્યાંથી નીકળી અને મારા મનમાં ભય પેઠો. પછી હું એકદમ આ શરીરમાં આવી.

શ્રીઅંબાજી માતાએ કહ્યું હતું તેજ પ્રમાણે ખરેખર આ બાઇનો કૉલેરા ત્રીજેજ દિવસે મૂળમાંથી મટી ગયો હતો અને ચોથે દિવસે તે એક સાજા માણસની માફક કામકાજ કરતી હતી.

**પ્લેગઃ**—પ્લેગના દરદીને પ્રથમ સુવારી તેના ઉપર ક્રિયા કરીને તેને વિશ્વદૃષ્ટિમાં લાવવો. પ્લેગમાં તાવ બહુ સખત આવે છે અને ગાંઠ નીકળે છે માટે તાવને ઠંડો કરવા માટે ચંદ્રનો શિતલ પ્રકાશ આખા શરીરમાં આપવો, જેથી કરીને પ્લેગના પરમાણુઓ શિતલ પ્રકાશમાં ગુંગળાઇને મરી જશે. ત્યાર પછી તે બધો ઠંડો પ્રકાશ ગાંઠ ઉપર લાવીને એકઠો કરવો. આમ કરવાથી ગાંઠ વેરાઈ જશે. ત્યાર પછી રાત્રે સૂર્યનો પ્રકાશ આપી શરીરના અંદરના ભાગમાં જે કંઈ તાવની અસર રહી હોય તેને બહાર

ખેંચી કાઢવી. આમ કરવાથી પ્લેગ મટી જશે. જો શક્તિ હોય તો પ્રથમ ચંદ્રનું આવાહન કરી તેમના દ્વારાએ પ્લેગનાં પરમાણુઓને મારી નાંખવાં અને ગાંઠ ઓગાળી નાંખવી, અને ત્યાર પછી શ્રીસૂર્યનું આવાહન કરી તેમના દ્વારાએ તાવને બહાર ખેંચી કાઢવો. સંવત્ ૧૯૭૩ ના શ્રાવણ માસમાં એક બાઇને પ્લેગ થયો હતો તેનો પ્લેગ નીચે જણાવેલી ક્રિયાથી દૂર કરવામાં આવ્યો હતો.

પ્રથમ તો આ બાઈ સુતી હતી તેને સુતીજ રાખીને તેના ઉપર ક્રિયા કરીને તેને વિશ્વદૃષ્ટિમાં લાવવામાં આવી. ત્યારપછી તેને ચંદ્રમાનો પ્રકાશ આપવામાં આવ્યો. આ પ્રમાણે ચંદ્રમાનો પ્રકાશ તેના શરીરમાં ૧૫ મિનિટ સુધી રાખવાથી તેનું શરીર પ્રથમ બહુજ ગરમ હતું તે ઠંડુ થયું. ત્યાર પછી ચંદ્રમાનું આવાહન કરતાં ચંદ્રમા પધાર્યા. તેઓશ્રીએ તેના બરડા ઉપર પ્લેગની ગાંઠ થઈ હતી તેના ઉપર હાથ ફેરવવાથી પ્લેગની ગાંઠ વેરાઈ ગઈ. પછી તેને જાગ્રત્ કરતાં તેનામાં પ્લેગનું કંઇ પણ નિશાન ન હોય તેમ પ્રતીત થયું. ત્યાર પછી બીજે દિવસે તેના ઉપર ક્રિયા કરીને શ્રીસૂર્યનારાયણનો પ્રકાશ આપી તેના શરીરમાં જે કંઈ તાવનો થોડો ભાગ હશે તેને બહાર ખેંચી કાઢવામાં આવ્યો. આ પ્રમાણે તેના ઉપર ચાર પાંચ દિવસ ક્રિયા કરવાથી તેનું શરીર સંપૂર્ણ રીતે સારું થયું. વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી “તમારો પ્લેગ મટી જાઓ” એમ વારંવાર સંકલ્પ કરાવવાથી પણ પ્લેગ શાંત થઈ જાય છે.

**દમ તથા ક્ષય:**—પ્રથમ દરદીને સુવાડી તેના ઉપર

ક્રિયા કરી તેને વિશ્વદૃષ્ટિમાં લાવી તમારો દમ તથા ક્ષય મટી જાઓ એમ વારંવાર સંકલ્પ કરાવવાથી દમ તથા ક્ષય મટે છે. ક્રિયા કરી રહ્યા પછી તેને જાગ્રત્ કરી તેના બરડામાં ગરમ ફુંકો મારવાથી દરદીને કેટલીક શાંતિ મળે છે. બ્રહ્મદાતણ તથા ધોતી કે જેનું વર્ણન યોગના પ્રકરણમાં આવશે તે કરાવવાથી છાતીનો કફ બહાર નીકળી જાય છે અને પછી તેને મહામુદ્રા, મહાબંધમુદ્રા, અને મહાવેધમુદ્રા કે જેનું વર્ણન યોગના પ્રકરણમાં આવશે તે કરાવવાથી પણ દમ તથા ક્ષય મટે છે.

**થોડા સમયનું આંધળાપણું:**—દરદીને બેસાડી કે સુવાડી તેના ઉપર ક્રિયા કરી તેને વિશ્વદૃષ્ટિમાં લાવવો. ત્યાર પછી સંકલ્પથી તેની આંખોમાં ચંદ્રનો પ્રકાશ આપવો. અથવા ચંદ્રમાનું આવાહન કરી તેમના દ્વારાએ આંખમાં વનસ્પતિનું અંજન કરાવવું. આમ કરાવવાથી આંધળાપણું દૂર થશે અને દરદી દેખતો થશે. "તમારી આંખોએ હવે ચંદ્રના પ્રકાશથી દેખાશે" એમ વારંવાર દરદી પાસે સુચના કરાવવાથી પણ દરદી દેખતો થશે.

**બોબડાપણું:**—દરદીને વિશ્વદૃષ્ટિમાં લાવી તેની જીભ ઉપર સૂર્યનો પ્રકાશ આપી બોબડાપણું દૂર થવાના સંકલ્પ કરાવવાથી બોબડાપણું દૂર થાય છે. બને તો અશ્વિનિકુમારોનું આવાહન કરી તેમની મારફતે અમૃત પીવરાવવાથી પણ બોબડાપણું દૂર થાય છે.

**પક્ષાઘાત:**—દરદીને વિશ્વદૃષ્ટિમાં લાવી તેના શરીરમાં સૂર્યનો પુશ્કળ તાપ આપવો. પછી આપણે આપણો

જમણો હાથ દરદવાળા ભાગ ઉપર ફેરવી ત્યાંથી અશુદ્ધ પરમાણુઓને ખેંચી લઈ તે પરમાણુઓને દૂર નાખી દેવા. આ પ્રમાણે ઘણા દિવસ સુધી કરવાથી પક્ષાઘાત મટી જશે. આવા ભયંકર દરદોમાં દેવતાઓની સહાયતા લેવાની બહુ જરૂર છે, માટે દેવતાઓની સહાયતા આવા દરદોમાં લેવાથી યશ સારો મળે છે.

**જુનો સંધીવાઃ**—દરદીને વિશ્વદષ્ટિમાં લાવી તેના આખા શરીરમાં સૂર્યનો પ્રકાશ આપવો. ત્યારપછી પક્ષાઘાતમાં જણાવ્યા પ્રમાણે ઉપાય કરવાથી દરદી સારો થાય છે. આ પ્રમાણે દરેક રોગો દૂર કરવા માટે તેને પ્રથમ વિશ્વદષ્ટિમાં લાવીને પક્ષાઘાતમાં બતાવ્યા પ્રમાણે ઉપાય કરવાથી તે દરદો મટી જાય છે. છતાં કેટલાંક દરદો ન મટે તો આ ક્રિયાથી તે દરદો મટયાં નથી એમ ન સમજવું, પરંતુ તેમના પ્રારબ્ધથી આ દરદો તેમનાં મટતાં નથી એમ સમજવું.

**ભયંકર—કાળજ્વરઃ**—કાળજ્વરને મટાડવા માટે આ ક્રિયા કર્યા ઉપરાંત તેમાં દેવતાઓની સાહાય્યની બહુજ જરૂર છે. દેવતાઓની સહાયતા વિના કાળજ્વર એકલી આ ક્રિયાથી મટતો નથી. આ માટે બે દષ્ટાંત આપું છું.

આશરે ૧૫ વર્ષની ઉમ્મરનો એક છોકરો પોતાના શેઠના ત્યાંથી કામ કરી સાયંકાળે પોતાના ઘેર આવતો હતો. ઘેર આવ્યા પછી તેને એકદમ તાવ ચઢી આવ્યો. તેનાં સગાંવહાલાંએ આ છોકરાને સાધારણ તાવ આવ્યો હશે એમ સમજીને તેનો તાવ ઉતારવા માટે કાળજી ન

રાખી. પરંતુ ચાર પાંચ દિવસ સુધી તેના તાવમાં લગાર પણ ફેરફાર થયો નહીં એટલે તેનાં સગાં વહાલાંને આ છોકરાનો તાવ જલદીથી દૂર થાય તો ઠીક એવી ચિંતા પેઠી અને વૈદ્ય પાસેથી દવા પણ લાવવામાં આવી. છતાં પણ તેના તાવમાં બીલકુલ ફેરફાર થયો નહીં. ધીમે ધીમે તાવ વૃદ્ધિ પામવા લાગ્યો, તેની સાથે તેના હાથ પગ પણ ગળી જઇને દોરડી જેવા થયા. મોંનો ચ્હેરો પણ ફીકો થઈ ગયો. અનાજનો પણ ત્યાગ કર્યો. ખાટલામાંથી ઉઠવાની લગાર પણ શક્તિ ન રહી. આવી સ્થિતિમાં આ છોકરો પંદર દિવસ સુધી રહ્યો. તેની માએ અને બીજાઓએ નક્કી જાણ્યું કે આને કાળજ્વર આવેલો છે. અને પ્રભુ સિવાય તેનો તાવ વૈદ્ય દાક્તરોથી દૂર થઈ શકે એમ નથી. પંદરમા દિવસને દહાડે રાત્રે ૮ વાગે આ છોકરાને સન્નિપાતની કંઇ અસર થઈ. તે છોકરાને ગભરામણ થવા લાગી અને તે રડવા લાગ્યો. રડતાં રડતાં તેણે પોતાની મા, માશી, કાકી વિગેરેને સ્પષ્ટપણે કહી દીધું કે હે મા! તમારે મારૂં મોં જોઈ લેવું હોય તો છેવટનું જોઈ લ્યો. હું હવે બચી શકું એમ મને લાગતું નથી. તમારે હવે જે કરવું હોય તે મારે માટે કરી લ્યો.

આ છોકરાનાં આવાં ગભરાવી નાંખનારાં પરંતુ કરૂણામય વચનો સાંભળી તેની આસપાસ બેઠેલાં તેનાં સગાં વહાલાંના હૃદયમાં કંપારી છુટી અને તે બધાંની આંખમાં આંસુ આવ્યાં. પછી તેની માશીએ તેના પેટ ઉપર હાથ મૂકીને જોયો તો પેટ ચઢયું હતું, અને ઉંડાણમાં સાસ

થયો હોય તેમ તે સાસનો ધીમો અવાજ તેણે સાંભળ્યો. હવે કરવું શું ? શું કરીએ તો આ છોકરો બચે ? અરે ! કોઈ યોગી આવીને આ છોકરાના શરીર ઉપર હાથ ફેરવે અને મારો છોકરો સાજો થઇ જાય તો તેને સર્વસ્વ આપું એમ તે છોકરાની મા વિગેરેના હૃદયમાં દુઃખના ઉભરાઓની પરંપરા નીકળવા લાગી. તે છોકરાનો આવરદા હશે, તેનું કલ્યાણ થવાનું હશે એટલે તેની માના અંતઃકરણમાં મારી ક્રિયાની સ્મૃતિ આવી. સ્મૃતિ આવતાં તે બાઈના હૈયામાં હીંમત આવી. તે બાઇએ મારા સંબંધી વાત તેનાં સગાંને કહી. પછી આ માંદા છોકરાને ઉચકીને તે બધાં રાત્રે નવ વાગે મારે ઘેર આવ્યાં. આ છોકરાની તબીયત જોઇને મારા હૃદયમાં સ્વાભાવિક રીતે દયા ઉત્પન્ન થઇ. પછી મેં મારા સદ્દગુરુ પરમાત્માનું અને મારા ઇષ્ટદેવ શ્રીએકલિંગજી સદાશિવ ભગવાનનું સ્મરણ કરી મેં તે છોકરાનો કેસ કેવળ નિઃસ્વાર્થ વૃત્તિથી એક પાઈની પણ મનમાં આશા રાખ્યા વિના લીધો. પ્રથમ તો મેં તે છોકરાને એક ગાદલા ઉપર સુવાર્યો. પછી તેના ઉપર ક્રિયા કરી વિશ્વદૃષ્ટિમાં લાવવામાં આવ્યો. આમ કરવાથી તેને સહેજ સાસ થઈ આવ્યો હતો તે દૂર થયો અને ચઢેલું પેટ ઉતર્યું. તાવમાં પણ સહેજ ફેરફાર થયો. પછી તે બધાંને તેમના ઘેર વિદાય કર્યાં, બીજે દિવસે સાંજે ચાર વાગે તે છોકરાને ઘેર જવાનું અને ત્યાંજ ક્રિયા કરવાનું રાખ્યું. આ પ્રમાણે ત્રણ દિવસ ક્રિયા કરવાથી તેના શરીરમાં આખો દિવસ તાવ ભર્યો રહેતો હતો તે સમય બદલ્યો અને સવારે ૧૦ થી સાંજના

૯ વાગ્યા સુધી તાવ રહેવા લાગ્યો. જો કે આ છોકરાના શરીરમાંના તાવને મેં ક્રિયાથી કેટલોક હઠાવ્યો હતો પરંતુ દોરડી જેવા તેના હાથ પગ જોઇને મારૂં હૃદય એમ કહેતું હતું કે આ છોકરાનું શરીર બધી રીતે ક્યારે સારૂં થશે ? તેનાં સગાં વહાલાં તો એમજ કહેતાં હતાં કે આ છોકરો પહેલો હતો તેવો થવા માટે ઓછામાં ઓછા ૧૨ માસ લાગશે, પરંતુ તેનાં સગાં વહાલાંને જેટલી ચિંતા તેના શરીરને સંપૂર્ણ રીતે આરોગ્ય પ્રાપ્ત કરવા માટે થતી હતી તેના કરતાં મને સોગણી વધારે ચિંતા તે છોકરાના શરીરને તદન આરોગ્ય આપવા માટે થતી હતી. મારી ક્રિયામાં તો મને સંપૂર્ણ શ્રદ્ધા હતી, પરંતુ કોઇ પણ દેવતાની સહાયતા આ કેસમાં લેવાની જરૂર છે એમ મારા હૃદયના ઉંડાણમાં કોઈ કહેતું હોય એમ મને ભણકારા વાગ્યા. પછી હું મારા ઘેર ગયો અને રાત્રે સૂઇ ગયો. પરંતુ નિંદ્રા ન આવી. જ્યારે જ્યારે હું કોઈ પણ જાતથી ગુંચવણમાં પડતો હતો ત્યારે ત્યારે હું મારા આત્મસ્વરૂપમાં એકાગ્રવૃત્તિ કરી દેતો હતો અને તેવી રીતે આત્મસ્વરૂપમાં એકાગ્રવૃત્તિ કરવાથી સમર્થ પંડિતો ગુંચવણી ભરેલો માર્ગ ખુલ્લો ન કરી આપી શકે તેવો ગુંચવણ ભરેલો માર્ગ ચિતિશક્તિની પ્રબળ સત્તા મને સ્પષ્ટપણે ખુલ્લો કરી આપતી હતી. આજે પણ મેં આત્મસત્તાનું સહાય માંગ્યું. આત્મસત્તાએ આ છોકરાનો કેસ કેવી રીતે સુધરશે તેનું ભાન કરાવ્યું, એટલે મને નિરાંત વળી અને હું નિશ્ચિંતપણે ઉંઘી ગયો.

બીજે દિવસે સાંજે ચાર વાગે હમેશના નિયમ પ્રમાણે હું તે છોકરા પાસે ગયો. તેના ઉપર ક્રિયા કરી અને પછી સંકલ્પથી અશ્વિનીકુમારો કે જે દેવતાઓના વૈદ છે તેમનું આવાહન કર્યું. આવાહન કરતાંની સાથે અશ્વિનીકુમારો અમૃતની શિશિઓ લઇને આ છોકરાના શરીરમાં પધાર્યા અને માથામાંથી અમૃતની ધારા કરીને તેના આખા શરીરમાં અમૃત અમૃત કરી દીધું. તેને અમૃત પાયા પછી અશ્વિનીકુમારો સ્વસ્થાને ચાલ્યા જતા હતા. આવી રીતે આ છોકરાને ૧૫ દિવસ અમૃત પાયું જેથી તેનો તાવ મૂળમાંથી ચાલ્યો ગયો અને પહેલાં તેનું જેવું શરીર હતું તેવુંજ ઉત્તમ પ્રકારનું થયું. તે છોકરાને અમૃત પાયા પછી અશ્વિનીકુમારો ચાલ્યા જતા હતા. ત્યાર પછી તેને જાગ્રત્ કરવામાં આવતો હતો ત્યારે તે એમ કહેતો હતો કે મારૂં મોં બહુજ ગળ્યું થઈ ગયું છે. આશરે એક શેર સાકર ખાધી હોય તેવું ગળ્યું થઈ ગયું છે માટે કંઈ તીખું તીખું ખાવા આપો.

એક છોકરો તદ્દન સારો હતો પરંતુ એકજ દિવસમાં તેને કાળજ્વર ચઢી આવ્યો. કાળજ્વર આવવાથી તેના શરીર ઉપરથી એકદમ લોહી ઉડી ગયું. અને મોં ઉપર સોજા ચઢી આવ્યા. તેની આંખે પણ ખાડા પડી ગયા અને બધાં મરવાનાં ચિહ્ન થઈ આવ્યાં. તે પોતાનાં સગાંને પણ ઓળખી ન શક્યો. આવી સ્થિતિમાં તેણે કોઈ પુરૂષને તેના ઘરમાં ફરતો જોયો અને એક નાની દિવ્ય બાળકીને તેના માથા ઉપર પાટી ઉપર ચઢતી ઉતરતી જોઈ. મને ખબર

મળવાથી હું ત્યાં ગયો અને તેના ઉપર ક્રિયા કરી તેને અમૃત પાવામાં આવ્યું. આમ કરવાથી તેનો તાવ કેટલોક ઓછો થયો. પણ રાત્રે બીજી બાઈ ઉપર ક્રિયા કરીને આ છોકરાને આમ ઓચિંતું થઈ જવાનું શું કારણ છે તેની મેં પૃચ્છા કરી ત્યારે તેણે કહ્યું કે ચાર પાંચ વર્ષની બાળકી મારી દૃષ્ટિએ પડે છે ખરી પરંતુ તે કોણ છે તેની મને ખબર પડતી નથી. તે મૃત્યુલોકનું માણસ નથી તેમ જ ભૂત પ્રેત પણ નથી. જે માણસ ફરતો હતો તે દેવ જેવો લાગે છે પરંતુ તે કોણ છે તેની મને ખબર પડતી નથી. આ પ્રમાણે તેની પાસેથી જોઇતો ખુલાસો બરોબર રીતે ન મળવાથી મેં શ્રીસૂર્યનારાયણનું આવાહન કર્યું. તેઓશ્રી પધાર્યા અને તે-મને પૂછતાં તેઓશ્રીએ નીચે પ્રમાણે ખુલાસો કર્યો:—

જે માણસ ફરતો હતો એવું જે છોકરો કહેતો હતો તે સાચું છે. તે યમનો દૂત હતો. અને જે બાળકી પાટી ઉપર ચઢ ઉતર કરતી હતી તે વિધાતા હતી. વિધાતાને અને તે માણસને વાદવિવાદ થતો હતો. તે યમદૂત કહેતો હતો કે આ છોકરાનું અત્યારે કાળચોઘડીયું છે માટે તેને લેવા હું આવ્યો છું અને તેને હમણાંજ લઇ જઈશ. ત્યારે વિધાતા કહેતી હતી કે આ છોકરાનો હજુ આવરદા છે એમ મેં મારી જાતે લેખ લખ્યા છે, માટે હું તેને નહીં લઇ જવા દઉં. તેના લેખમાં આજ દિવસે આ વખતે કાળ ચોઘડીયાથી તેનું મૃત્યુ થશે એમ લખ્યું નથી માટે હું તેને નહીંજ લઈ જવા દઉં. આ પ્રમાણે તેઓ તકરાર કરતાં હતાં એવામાં હું ત્યાં જઈ ચઢયો. અને વિધાતાનું કહેવું

સત્ય લાગવાથી તેમજ કાળ ચોઘડીયું વ્યતીત થઇ જવાથી યમદુત ત્યાંથી ચાલ્યો ગયો. હવે આવતી કાલેજ આ છોકરો સાજો થઈ જશે. ખરેખર એમજ થયું. એક ક્ષણમાં કાળના મુખમાં જતો છોકરો બચી ગયો અને બીજેજ દિવસે તે સાજો થઈ ગયેલો બધાના જોવામાં આવ્યો.

આ ઋષિવિદ્યાના ચમત્કારોનું વર્ણન ન કરાય એટલું ઓછું છે. હવે આ ઋષિવિદ્યાથી મેં કેટલાંક દરદો ઉપરની દવા જાણી લીધી છે તે આના પછીના કિરણમાં પ્રકટ કરું છું.

# કિરણ ૧૮ મું.

## ઋષિવિદ્યાના બળથી જાણવામાં આવેલાં કેટલાંક દરદો ઉપરની અકસીર દવા.

**હીસ્ટીરીઆઃ**—માલકાંકણી, ચરમાણી અજમો, જુનો ગોળ અને કળીચુનો એ બધી જણસો સરખે ભાગે લેવી અને તેને ઝીણી કરીને ચણા જેવડી ગોળીઓ વાળવી. પછી હમેશાં તેને બે ગોળીઓ સવારમાં આપવી. આ પ્રમાણે લાંબી મુદત સુધી ગોળીઓ ગળાવવાથી હીસ્ટીરીઆ મટી જશે.

**ક્ષયઃ**—ગરમાળાની સીંગ ૫ તોલા, કાળીદ્રાક્ષ ૧૦ તોલા, સીંધવ ૩ રૂપીઆભાર, તજ ૨ રૂપીઆભાર, શાહજીરૂ ૫ રૂપીઆભાર ( ૦। શેર રેતમાં શેકવું ) સવા ૫ રૂપીઆભાર, ઈલાયચી ૫ રૂપીઆભાર, હીંગ ૫ રૂપીઆભાર (ઘીમાં શેકવી) આ બધી વસ્તુઓને બારીક કરવી. પછી તેમાં લીંબુનો

રસ ૧ શેર નાખી એ બધું એક બરણીમાં ભરી મુકવું, પછી હમેશાં સવારે બેઆની ભાર આપવું. સાંજે ગધેડીનું દુધ ૦ા શેર પીવું.

શ્રીચંદ્રમાએ પણ મને ક્ષય માટે એક ઘણોજ અકસીર ઉપાય બતાવ્યો છે, પરંતુ તેઓશ્રીએ બતાવેલી વનસ્પતી ફક્ત ડુંગરામાંજ મળી શકે છે. તે વનસ્પતી સંબંધી પ્રખ્યાત વૈદ્યોને પૂછતાં તેઓ તે વનસ્પતીને ઓળખતાજ નથી, તેમજ અત્યાર સુધી પ્રકટ થયેલાં બધાં પુસ્તકોમાં તે વનસ્પતીનું નામજ નથી એમ વૈદોનું કહેવું થવાથી આ દવા હું અહીં પ્રકટ કરતો નથી. તે વનસ્પતીનું નામ પેપો નામનું ઝાડ ડુંગરામાં થાય છે તેનાં મુળીયાં લાવ્યા પછી તેની બધી વિધિ કરવાની છે. પેપો ઝાડને વડના જેવા ટેટા થાય છે અને તેને ડાળે પાંખડે બધે ખજુરીના કાંટા હોય છે. જો કોઈ આ ઝાડ સંબંધી જાણતું હોય તો તેમણે મને લખવાને કૃપા કરવી.

**મસાઃ**—માંખણ ધોઇને મસા ઉપર ચોપડવું અને તેના ઉપર આંબાનાં પાંદડાંની રાખ ચોપડવી.

**ઉપાય બીજોઃ**—સુખડનું તેલ તથા એળીઓ ભેગું કરીને ચોળવું.

**ઉપાય ત્રીજોઃ**—માખણ, અફીણ તથા લીંબુનો રસ એ બધું ભેગું કરીને મસા ઉપર ચોપડવું.

**દમઃ**—થોરીઆનો હાથ સુકવીને તેને બાળી તેની રખ્યા કરીને તે રખ્યા બેઆનીભાર ઘીમાં ચટાડવી.

**ઉપાય ૨ જો:**—ઈંટવાડાનો ખાર બે આનીભાર મધમાં ચટાડવો.

**કાનના રોગો:**—કાનમાં સીંદુર ભભરાવી તેની ઉપર મધનું ટીંપું પાડવું.

**કોલેરા:**—જાયફળ, જાવંત્રી, કસ્તુરી એ ત્રણે વસ્તુઓ દરેક બબ્બે આનીભાર લેવી. પછી તે ત્રણે વસ્તુઓને મસળીને બે આનીભાર પાનમાં ખવરાવવી..

**ઝાડો બંધ કરવાની દવા:**—જાયફળ ૫ તોલા, અફીણ ૦॥ તોલો, જાવંત્રી ૦॥ તોલો, દ્રાક્ષ ૭ તોલા એ બધાને ભેગું ખાંડી દ્રાક્ષની સાથે મેળવી ખુબ લસોટવું, પછી તેની ચણાના દાણા જેવડી ગોળીઓ વાળવી અને સવારે ૨ આપવી. ઝાડો બંધ થાય ત્યાં સુધી આપવી.

**આંગળી પાકતી હોય તેની દવા:**—થોરીઆને લાવી, તેના કાંટા કાઢી નાંખવા. પછી તેમાંનો ગલ ઉનો કરીને આંગળી ઉપર બાંધી દેવો. આ પ્રમાણે સાંજ સવાર ચાર દિવસ સુધી કરવાથી આંગળી સારી થશે.

**સર્વ પ્રકારના રોગો મટાડવાનું ચાટણ:**—હીમજ ૫ તોલા, હરડે ૫ તોલા ( ઠળીઆ વિનાની ) સંચળ ૩ તોલા, હીંગ ૩ તોલા, કડવી જીરી ૨ તોલા, કાળી દ્રાક્ષ ૯ તોલા, સીંધવ ૨ તોલા, મરી ૨ તોલા, સુંઠ ૩ તોલા, લીંડીપીંપર ૪ તોલા. પ્રથમ લીંડીપીંપરને લીલાસ પડતી થાય ત્યાં સુધી ખુબ લસોટવી, પછી બધી વસ્તુઓ ખુબ બારીક ખાંડીને તે બધું ભેગું કરવું. અને તેમાં દ્રાક્ષ ના-

ખીને બધું લસોટવું. તૈયાર થાય એટલે બેઆનીભાર ચાટણ સવારે ચાટવું.

**કંઠમાળ ઉપર દવા:**—સાપની કાંચળી બેઆનીભાર ૧ શેર દુધમાં ઉકાળવી અને પછી તે ઉકાળેલું દુધ પી જવું.

**ઉપાય ૨ જો:**—મીણ શેર ૧, સાપની કાંચળી ૧।। રૂપીઆભાર, રાજન ૨ તોલા. પ્રથમ મીણને ઉનું કરી તેમાં સાપની કાંચળી તથા રાજન નાખવું. બરોબર તૈયાર થાય પછી તેને ઉતારવું. ઠંડુ પડયા પછી તેની પટી બનાવી કંઠમાળ ઉપર મારવી.

**ખરજવા ઉપર દવા:**—હીરાદખણ ૦। શેર, રસકપુર ૨ તોલા, ઘી ૦। શેર. પ્રથમ ઘી તથા મીણ એ બંને ગરમ કરવાં. પછી હીરાદખણ તથા રસકપુરને ઝીણાં ખાંડી તેની અંદર નાખવાં. તૈયાર થાય ત્યારે ખરજવા ઉપર ચોપડવું.

**પેટમાં ચુંક આવતી હોય તે ઉપર દવા:**—અજમો ૫ તોલા, કળીચુનો ૧ તોલો, ૭ વર્ષનો જુનો ગોળ ૩ તોલા, મીંઢીઆળણનાં પાંદડાં ૧ તોલો, હીંગ ૧ તોલો. આ બધું ખાંડીને ઝીણું કરી ગોળમાં ભેળવી ગોળીઓ વાળવી. ગોળીઓ ન વળે તો તડકે સૂકવવું, પછીથી ગોળીઓ વાળવી. ગોળીઓ ચણાના દાણા જેવડી વાળવી અને તેવી ત્રણ ગોળીઓ આપવી.

**ગમે તેવી દાદર ઉપર દવા:**—કપુર ૧ તોલો, કાંચલીનો ચુવો ૧ તોલો. એ બન્નેને ભેગું કરી તેમાં

ના તોલો મીઠું નાખી ખુબ હલોટવું. તૈયાર થાય એટલે દાદર ઉપર ચોપડવું. પછી લીંબુની ચીરી તેના ઉપર ઘસવી. બળતરા તો બળશે પરંતુ દાદર મૂળમાંથી જશે.

**પરમીઓ:**—સાકર ૫ રૂપીઆભાર, જીરૂ રાા રૂપીઆભાર, આવચી બાવચી ૨ તોલા, ખારેક ૪ તોલા, મારેલી હરડે ૧ તોલો. આ બધું ભેગું ખુબ બારીક ખાંડવું. તૈયાર થાય ત્યારે સવારે ૧ આનીભાર અને સાંજે ૧ આનીભાર ઘીમાં આપવું. ઉપર દુધ પીવું.

**આંખો દુઃખતી હોય તે ઉપર દવા:**—લોબાન, ચીમળો અને કપુર એ ત્રણે સરખે ભાગે લઈને ખાંડવું, અંદર પાણી છાંટતા જવું અને વાટતા જવું. તૈયાર થાય ત્યારે તે બધું નીચોવી નાંખવું. તે નીચોવેલા પાણીમાં થોડા લીંબુનો રસ નાંખવો અને તેમાંથી ફક્ત એકજ ટીંપું આંખમાં નાખવું. ગમે તેવી આંખો દુઃખતી હશે તો પણ તે મટી જશે.

**સુવારોગ ઉપર દવા:**—સુંઠ ૫ રૂપીઆ ભાર, સવા ાા રૂપીઆભાર, મીઠીઆવળનાં પાંદડાં ૫ રૂપીઆભાર, અજમો ૫ રૂપીઆભાર, સંચળ ૨ રૂપીઆભાર. આ બધું ખાંડીને એક શીશામાં ભરી રાખવું. પછી હમેશાં તેમાંથી ોા તોલો લઈને ોા શેર પાણીમાં નાખીને ઉકાળવું. ો શેર રહે એટલે નીચે ઉતારવું. સવારે આ પ્રમાણે કરવું અને તે ો શેર પાણી પી જવું. ઉપર ચરી પાળવી.

**ઉપાય ૨ જો:**—કડુ ો શેર, કરીઆતુ ો શેર, પીતપાપડો ો શેર, ઈંદરજવ ો શેર, કડવી જીરી ો શેર,

શુંઠીની અંતરછાલ ૦। શેર, લીંબડાની અંતરછાલ ૦। શેર. આ સઘળું ખાંડવું. તેમાંથી ૧ રૂપીઆભાર હમેશાં ૧ શેર પાણીમાં ઉકાળવું. પછી નવટાંક પાણી રહે ત્યારે ૧ પૈસાભાર ગોળ સંઘાતે પીવું. ચરીમાં તેલ, મરચુ અને આંબલી એનો ત્યાગ કરવો.

**હાથ પગ ઉતરી ગયો હોય તથા હાડકું ભાગી ગયું હોય તે ઉપર દવાઃ**—ત્રાંબઠ નામનું ઝાડ થાય છે તેનાં મૂળીઆં લાવવાં અને તેને ખાંડવાં. પછી તે ખાંડેલામાંથી ૧ રૂપીઆભાર ભુકો પાણીમાં નાંખીને ઉકાળવો અને તે પી જવું. ૩–૪ દિવસ તે પ્રમાણે કરવાથી આરામ થઈ જશે.

**કમળા ઉપર દવાઃ**—ગળોના દોરાને કોટમાં રાખવો. તેથી કમળો ધીમે ધીમે ઓછો થઈ જશે.

**બરોળઃ**—અજમેર ૧ રૂપીઆભાર સવારે ફકાવવું.

**ઉંટાંટીઓઃ**—નફ્તીના ઝાડના ફળને ડોકે બાંધવું અને તેનાં ફૂલને ખાંડીને ઝીણાં ઘુંટવાં. તૈયાર થાય એટલે તેમાંથી લગાર લગાર સવારમાં એક વખત મધમાં ચટાડવું. બાળક નાનું હોય અને ન ચાટે તો મધના પાણીમાં પાવું.

**વરાધઃ**—વરાધનાં પાંદડાં ત્રણ લઇને મીઠામાં ચોળીને સવારમાં પાવાં. વરાધ ત્રણ દિવસમા મટી જશે.

**જળંદરઃ**—શામળાના ઝાડની અંતરછાલ ૧ શેર, કેસુડાના ઝાડની અંતરછાલ ૧ શેર, કડવા અરડુસાની અંતરછાલ ૧ શેર, લીંબડાની અંતરછાલ ૧ શેર, ખીજડાની

અંતરછાલ ૧ શેર આ બધાને ૧૫ શેર પાણીમાં ઉકાળવું. ખુબ ઉકળે ત્યારે ૨ રૂપીઆભાર ખારો નાંખવો અને નવટાંક દ્રાક્ષ ખાંડીને નાખવી. ૧૫ શેર પાણીમાંથી ૨ શેર પાણી રાખવું, પછી તેને શીશામાં ભરી રાખવું. તેમાંથી હમેશાં સવારમાં ૧ રૂપીઆભાર આપવું. ૮ દિવસ તે પ્રમાણે પાવાથી જળંદર મટી જશે.

**ચાંદી–ટાંકી:**—કણઝીનાં બીને લાવીને તેને બાળવાં. ત્યાર પછી ઘીને ૧૦૦ વાર પાણીથી ધોઇને તે ઘીને પ્રથમ ચાંદી ઉપર ચોપડીને તેની ઉપર કણઝીનાં બીની રાખ દબાવવી. ચાંદી મટી જશે.

**વિસ્ફોટક:**—ઝેરી નાળીએરીનું ટોપરૂ ઘસવાથી મટી જશે.

**વિંછીની દવા:**—ખાટખમુડો એના વેલા થાય છે. તેની ગાંઠ ઘસીને ચોપડવાથી વિંછી ઉતરી જશે.

**એકાંતરીઓ તાવ:**—કાંચકીના ઝાડનું દાતણ સાંજે લાવવું અને સવારે બોલ્યાવગર ત્રણ રસ્તા હોય ત્યાં બેસીને દાતણ કરવાથી એકાંતરીઓ તાવ મટી જશે.

**સંધીવા:**—સરગવાનાં મૂળીઆં ૧ શેર, લીંબડાનાં મૂળીઆં ૧ શેર, ગળોનું મૂળીઉં ૧ શેર, નાગરવેલ ૧ શેર, (ઝાડઉપર પીળારંગનો વેલો થાય છે) કંથેરનું મૂળીઉં ૧ શેર, કણઝીનું મૂળીઉં ૧ શેર, હાથીની લાદ ૨ શેર, સસલાની અઘાર ૦। શેર, ઉંટનાં લીંડાં ૨ શેર. આ બધાને ખાંડવું. પછી ૧૦ શેર પાણી મુકીને ઉકાળવું, ૧ શેર પાણી રહે ત્યારે ઉતારવું, અને તે પાણી ઠંડુ થાય એટલે શીશામાં

ભરવું. પછી દરદવાળા ભાગ ઉપર સરગવાનું તેલ પ્રથમ ચોળી તેના ઉપર આ પાણી ચોળવું. આ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી ગમે તેવો સંધીવા હશે તોપણ મટી જશે.

**કાનની બેરાશઃ**—ડમરાનાં મૂળીઆં, ચંપાનાં મૂળીઆં, મોગરાનાં મૂળીઆં, કેવડાનાં મૂળીઆં, નાગલી દુધેલીનું મૂળીઉં (આ દુધેલીને વેલા હોય છે અને પાંદડું ચુંટવાથી દુધ નીકળે છે) આ બધું નવટાંક નવટાંક લેવું. પછી ૧ શેર તલનું કાચું તેલ લઇને તેમાં આ બધાં મૂળીઆં કકડા કરીને નાંખવાં અને જેમ ધુપેલ પાડે છે તે પ્રમાણે તે તેલના વાસણને કપડાથી બાંધી ખાડામાં મૂકીને ક્રિયા કરવી. તૈયાર થાય ત્યારે શીશામાં ભરવું. ૧ પૂમડુ પલાળીને કાનમાં પાડવાથી બહેરાશ મટી જશે.

**રતવા ઉપરઃ**—હાથ થોરીયાનાં લાલફુલ નવટાંક લઇને તેને અડધાશેર પાણીમાં ઉકાળવાં. ૦। શેર પાણી રહે એટલે તેમાં સાકર નાખીને જે બાઇને ગર્ભ રહ્યો હોય તેને પાઈ દેવાં. આ પ્રમાણે ૭ દિવસ સુધી પાવાથી તેને જે સંતતી થશે તેને રતવા થશે નહીં.

**બાળકને રતવા થયો હોય તે ઉપર દવાઃ**—રતાંજલિનું મૂળીઉં રતવાની ગાંઠ ઉપર ચોપડવું તથા રતવેલિયો તેને ખાંડીને ૧ પૈશાભાર ભૂકો નવટાંક પાણીમાં ઉકાળીને જેને રતવા થયો હોય તે બાળકને પાઇ દેવો.

**પગ પાકવાથી થએલા ઝામરા ઉપર દવાઃ**—ઝામરા ઉપર પ્રથમ તો સોનાના વાળાથી ડામ દેવરાવવો. ત્યાર પછી કડવી ઘોલીનાં પાંદડાં ખુબ ઝીણાં વાટીને તેમાં

ઘઉંનો લોટ નાખવો અને દેવતા ઉપર તે બન્નેને એક વાસણમાં નાખી ઉનું કરી, તે બન્નેને લાહીની માફક એકરસ કરવાં, અને પછી તેની લગદી ઝામરા ઉપર બાંધી લેવી, તેથી અંદરનો બધો બીગાડ નીકળી જશે. પછી તેને રૂઝ લાવવા માટે અચણીનાં પાંદડાં વાટીને બાંધી દેવાં, તેથી રૂઝ આવી જશે.

પ્લેગ ઉપર દવા:—(આ દવા મને શ્રી ચંદ્રમાએ બતાવી હતી) ઇંદ્રજવના ઝાડનાં પાંદડાં એનો ૦ાા રૂપીઆભાર રસ કાઢી તેમાં લગાર મીઠું નાખીને પી જવું. ૭ દિવસ પીવાથી પ્લેગનો તાવ ઉતરી જશે.

કાળીઆ સરસનું મૂળીઉ તથા ખાટખમુડાનું મૂળીઉં એ બન્નેને ઘસીને ગાંઠ ઉપર ચોપડવાથી ગાંઠ ફાટી જશે કે વેરાઇ જશે.

આ સિવાય બીજા હજારો દરદો ઉપર દવા જાણી શકાય એમ છે, પરંતુ મારો વૈદકનો ધંધો ન હોવાથી આટલી જરૂરની દવાઓ જાણવા ઉપરાંત બીજી દવાઓ જાણવાનો પ્રયત્ન કર્યો નથી.

## કિરણ ૧૯ મું.

### આ વિદ્યાના બળથી થતા કેટલાક ચમત્કારો.

તૈયાર કરેલા સાધકને અનુવૃત્તિમાં લાવ્યા પછી ઘણા ચમત્કારો તેના દ્વારાએ બતાવી શકાય છે, તેમાંથી કેટલાક ચમત્કારોનું વર્ણન નીચે પ્રમાણે કરાય છે.

**કથા સંભળાવાનો દેખાવઃ**—સાધકને અનુવૃત્તિમાં લાવ્યા પછી તેની એક આંખ દાબવી અને એક આંખ ખુલ્લી કરીને તેને કહેવું કે જો તારા સામે એક પુરાણી કથા વાંચવા બેઠા છે અને તેમના સન્મુખ ઘણા શ્રોતાજનો બેઠા છે. તો આ સાધક તેવોજ દેખાવ જોશે અને કથા સાંભળવાથી તેને રસ પડતો હશે તેમ તે મોંની આકૃતિ કરશે.

**વાઘના શિકારનો દેખાવઃ**—સાધકની એક આંખ દબાવી બીજી આંખ ઉઘાડી કરીને તેને કહેવું કે જો સામે એક સાચો ક્ષત્રી હાથમાં બાણ લઇને એક વાઘની પાછળ પડયો છે અને તેનું બાણ વાઘના શરીરમાં લાગવાથી વાઘ મૂર્છા ખાઇને પડયો છે, તો તેજ પ્રમાણેનો દેખાવ તેના જોવામાં આવશે.

**અપ્સરાઓ તથા ગંધર્વનો દેખાવઃ**—સાધકની આંખ ઉપર જણાવ્યા પ્રમાણે ઉઘાડી તેને કહેવું કે જો આકાશમાં એક વિમાન ઉભું છું અને તેમાં અપ્સરાઓ તથા ગંધર્વ વિગેરે બેઠા છે. હવે તે વિમાન તિવ્રગતીથી ચાલે છે. તો તેજ પ્રમાણે તે જોયાનું કબુલ કરશે.

**લગ્ન પ્રસંગનો દેખાવઃ**—સાધકની એક આંખ ઉઘાડીને તેને કહેવું કે જો વરરાજા લગ્ન કરવા બેઠા છે અને ત્યાં સ્ત્રીઓ ગીત ગાય છે તો તેજ પ્રમાણે તેના જોવામાં આવશે અને જે સ્ત્રીઓ ગીત ગાતી હશે તે શબ્દો પણ તેના સાંભળવામાં આવશે.

## વિશ્વદષ્ટિના ચમત્કારો.

વિશ્વદષ્ટિ પૂરેપૂરી ખીલી હોય અને સાધક વિશ્વદ-

ષ્ટિને ઓળંગી પ્રત્યગ્દષ્ટિ તરફ જવા તૈયાર થયો હોય તેનેજ નીચે જણાવેલા ચમત્કારો માલમ પડશે.

આવા સાધકને કહેવું કે તું આધારચક્ર કે જેનું ગુહ્ય-સ્થાન છે, જેની ત્રિકોણાકૃતિ છે, જેને वं,शं, षं, અને सं એવી ચાર પાંખડીઓ છે, જેનો રંગ અગ્નિ જેવો છે અને જેના અધિષ્ઠાતા દેવ શ્રીગણેશ તે ચક્રની મધ્યે બીરાજમાન થયા છે તે ચક્રમાં તું પ્રવેશ કર. તે ચક્રમાં પ્રવેશ કર-વાથી તને પરમાનંદ, સહજાનંદ, વીરાનંદ ને યોગાનંદ વિગેરે જાતના આનંદનો અનુભવ થશે. આ પ્રમાણે આજ્ઞા કરતાંજ સાધકનો જીવ આધાર ચક્રમાં પ્રવેશ કરશે, ત્યાં તેને શ્રી ગણપતિનાં સ્પષ્ટપણે દર્શન થશે, વધારે ઉંડો જતાં ગણપ-તિના લોકનું પણ તેને ભાન થશે અને તેના મુખ ઉપર આનંદની છાયા છવાઇ રહેલી જણાશે. આવા આનંદમાં તે બે હાથ જોડીને શ્રી ગણપતિનાં દર્શન કરશે.

આ ચક્રનો તેને અનુભવ કરાવ્યા પછી તેને કહેવું કે આધારચક્ર ઉપર એક બીજું ચક્ર છે તે તું જો, એમ કહે-તાંની સાથે તે લિંગના મૂલમાં પ્રવાલાંકુર આકૃતિવાળું, बं, भं, मं, यं, रं, અને लं, એમ છ પાંખડીવાળું, સૂર્યના જેવું રંગવાળું સ્વાધિષ્ઠાન નામનું ચક્ર જોશે. તે ચક્રમાં તેના અ-ધિષ્ઠાતા શ્રીબ્રહ્માનાં તે દર્શન કરશે. તે ચક્રમાં પ્રવેશ કર્યા પછી બ્રહ્માના લોકનું તેને જ્ઞાન થશે, તે વખતે તેની વૃત્તિ-ઓ નમ્રતા, ક્રૂરતા, ગર્વનાશ, મૂર્છા, અવજ્ઞા અને અવિશ્વાસ એમ ચક્રની ભિન્ન ભિન્ન પાંખડીઓ પ્રમાણે ભિન્ન ભિન્ન ઉઠેલી જણાશે.

ત્યાર પછી સ્વાધિષ્ઠાન ચક્રની ઉપર નાભિસ્થાનમાં, ત્રિકોણ આકૃત્તિવાળું, डं, ढं, णं, तं, थं, दं, धं, नं, पं અને फं એમ દશ પાંખડીઓવાળું, રક્તવર્ણનું મણિપૂર ચક્ર સિદ્ધની આજ્ઞા થતાં જોશે. વધારે ઉંડા ઉતરવાથી તેને વિષ્ણુલોકનું જ્ઞાન થશે. પછી ક્રમથી એકેક પાંખડીમાં જવાથી તેને સુષુપ્તિ, તૃષ્ણા, ઈર્ષ્યા, પિશુનતા, લજ્જા, ભય, ધૃણા, મોહ, કુબુદ્ધિ ને વિષાદીપણું એવી વૃત્તિઓનો અનુભવ થશે.

ચોથું ચક્ર અનાહત નામનું હૃદયમાં આવેલું છે, તે ગોળ હોય છે. તેની कं, खं, गं, घं, ङं, चं, छं, जं, झं, ञं, टं અને ठं એવી બાર પાંખડીઓ હોય છે. તેનો રંગ સ્વર્ણ જેવો હોય છે. તેની અંદર પ્રવેશ કરવાનું કહેતાં સાધક તેમાં પ્રવેશ કરશે, અને તેના અધિષ્ઠાતા શ્રીશંકરને શ્રીપાર્વતીજી સાથે બેઠેલા જોશે. વધારે ઉંડા ઉતરતાં તેને કૈલાસનું જ્ઞાન થશે. દરેક પાંખડીઓમાં તે ફરવા માંડશે એટલે ક્રમથી તેને ચપલતાનો નાશ, કપટ, વિતર્ક, અનુતાપિતા, આશા પ્રકાશ, ચિંતા, તૃષ્ણા, સમતા, દંભ, વિકળતા, વિવેક અને અહંકાર તે વૃત્તિઓનું ભાન થશે.

ત્યાર પછી તેને ઉપર ચઢવાનું કહેતાં તે કંઠમાં વિશુદ્ધ નામનું ચક્ર છે ત્યાં આવશે. આ વિશુદ્ધ ચક્ર अं, आं, इं, ईं, उं, ऊं, ऋं, लृं, लॄं, एं, ऐं, ओं, औं, अं, अः એમ ૧૬ પાંખડીનું છે. તે ગોળ છે. તેનો રંગ ચંદ્ર જેવો છે. તેના અધિષ્ઠાતા શ્રીરુદ્ર છે તેઓ રુદ્રાણી સાથે તે ચક્રના મધ્યમાં બેઠા છે એમ સાધકને જણાશે. ત્યારપછી દરેક પાંખડીમાં ફરી વળતાં તેનામાં પ્રણવ, ઉદ્ગીથ, હુમ્,

ફૈટ્, વષટ્, સ્વધા, સ્વાહા, નમઃ અમૃત, ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત ને નિષાદ એમ વૃત્તિઓ ઉઠશે.

આ ચક્રનો અનુભવ કરાવ્યા પછી તેને ત્રિકુટીમાં આવેલા આજ્ઞાચક્રમાં પ્રવેશ કરાવવો. આ ચક્ર લંબગોળ છે અને તેની હૂં, ક્ષં, નામની બે પાંખડીઓ છે. તેનો રંગ રક્ત છે. તેના અધિષ્ઠાતા શ્રીગુરુ છે, તેમનાં તે દર્શન કરશે. ત્યાર પછી બન્ને પાંખડીઓમાં પ્રવેશ કરાવવાથી તેનામાં ઇશિત્વ તે વશિત્વ એવી બે વૃત્તિઓ ઉઠશે.

સાધકને પૂરેપૂરો પ્રત્યગ્ દૃષ્ટિમાં લાવ્યા પછી બ્રહ્મરંધ્રમાં સહસ્રપાંખડીઓવાળું લંબગોળ આકારનું અજરામર નામનું ચક્ર છે તેમાં પ્રવેશ કરવાનું કહેતાં તે તુરતજ તેમાં પ્રવેશ કરશે. આ ચક્રનો રંગ સ્ફટિક જેવો છે. શ્રીપરમાત્મા આ ચક્રના અધિષ્ઠાતા છે. આ ચક્રમાં પ્રવેશ કરાવતાની સાથેજ સાધકની બ્રહ્માકાર વૃત્તિ અખંડ રહેશે. આ ચક્રમાં લાવ્યા પછી મહાયોગી સિવાય કોઈ પણ સિદ્ધ પોતાના સાધકને જાગ્રત્ નહીંજ કરી શકે. માટે ભૂલે ચુકે પણ આ ચક્રમાં તેમજ વિશુદ્ધ અને આજ્ઞા ચક્રમાં પ્રવેશ કરાવવો નહીં.

વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી ચક્રોમાં પ્રવેશ ન કરાવવાની ઇચ્છા હોય તોપણ તમે મનમાં જે સંકલ્પ કરીને તેને જે જે લોકનું ભાન કરાવવાના ચમત્કારો સંબંધી ઉપર જણાવ્યું તે પ્રમાણે તેને તે તે લોકનું ભાન થવાનુ કહેશો તો સ્પષ્ટભાન થશેજ એ નિઃસંશય છે.

વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી ચક્રોમાં પ્રવેશ ન કરાવવાની

ઇચ્છા હોય તોપણ તમે મનમાં જે સંકલ્પ કરીને તેને જે જે દેવતાનું આવાહન કરવાનું કહેશો તે પ્રમાણે તે તે દેવતાઓનું આવાહન કરતાંની સાથેજ તે તે દેવતાઓ તેની સન્મુખ આવીને ઉભા રહેશે અને તમે તેને જે જે કામ કરાવવું હોય તે તે કામની સૂચના તેને આપવાથી તે સાધક તે તે દેવતાને તેવું વિહિત કામ કહેતાં દેવતાઓ એક ક્ષણમાંજ પોતાને સોંપેલું કામ કરશે. આવી સ્થિતિમાં મેં શ્રીહનુમાન, કાર્તિકસ્વામી, શ્રીસૂર્યનારાયણ, શ્રીગણપતિ તથા બીજા દેવતાઓનું આવાહન કરીને કેટલુંક વિહિત કામ કરાવેલું છે અને તે તે દેવતાઓએ મને અણીને વખતે કામની સરળતા કરી આપીને મને કેટલાક ભયમાંથી મુક્ત પણ કર્યો છે.

આવી સ્થિતિમાં લાવ્યા પછી ભૂતોને બોલાવવાં એ એક રમત જેવુંજ છે. ગમે તેવો ભયંકર ભૂત હોય તે વિશ્વદૃષ્ટિમાં સાધકને લાવ્યા પછી સંકલ્પ કરતાની સાથેજ આવે છે. અને આ સાધકની આસપાસ અને તેના હૃદયમાં પુષ્કળ પ્રકાશ જોતાં થરથરવા માંડે છે અને પછી ત્યાંથી તે નાસવા માંડે છે અથવા તો તેને બાળી નહીં મૂકવા માટે સાધકની અને સિદ્ધની પ્રાર્થના કરે છે. બીજાના ઘરનું ભૂત બીજાના ઘરમાં આણવું હોય તો સંકલ્પથી તેમ પણ થાય છે. પરંતુ આવી ખોટી ઇચ્છા કરવી તે આ પ્રયોગને એબ લગાડવા જેવું છે માટે તેવી ખોટી ઇચ્છા ન જ કરવી.

મારા આ પ્રયોગની શરૂઆતમાં મને એક અકસ્માત ચીજ મળી છે. તે ચીજ કોણે મારી પેટીમાં નાંખી તેની મને

ખબર નથી. કોઈ ભૂતે નાંખી કે દેવતાએ નાંખી તેની પણ મને ખબર નથી. પરંતુ આશરે દોઢ વરસ ઉપર મારી ટ્રંકનું ઢાંકણું ખાલી બંધ હોવા છતાં આશરે ૨૦ રૂપીઆની ગીનીના સોનાની વિંટી અને તે પણ મારી આંગળીએ બંધબેસ્તી કેવી રીતે આવીને મારી પેટીમાં પડી તેની મને ખબર નથી. પાડોશીઓને પૂછતાં તેઓએ ઉલટો મનેજ બનાવ્યો કે જાઓ મારા ભાઈ! એવો તે કોણ હૈયાફુટ્યો હોય કે રૂ. ૨૦-૦-૦ ની વિંટી તમારી પેટીમાં તમારા ઘરના ત્રીજે માળે આવીને નાંખી જાય! ગમે તેમ હો પરંતુ આ વિંટી જ્યારથી મારા ઘરમાં આવી છે ત્યારથી હું હરેક પ્રકારે સુખી છું. તે વિંટી મારા ઘરમાં આવ્યા પછી ચિંતા એ શું છે તે તો હું સમજતો નથી. તે વિંટી મારા ઘરમાં આવ્યા પછી આવતાં કેટલાંક વિઘ્નો મારા પ્રયાસ વગર એની મેળેજ શમી ગયાં છે.

**દાટેલું ધન શોધી કાઢવાની ક્રિયાઃ**—જે ઘરમાં કોઈના પૂર્વજોએ ધન દાટ્યું હોય અને તે તેના વારસોને ન જડતું હોય તો તે ઘરમાં ક્રિયા કરીને સાધકને વિશ્વદૃષ્ટિમાં લાવવો અને પછી તેને કહેવું કે જો, આ ઘરની જમીન બધી ખુલ્લી થઈ ગઈ છે. ઘરમાં બધે મોટો ખાડો પડ્યો છે. તે ખાડામાં પ્રકાશ છે. તને તે પ્રકાશને આધારે જે સ્થળે ગુપ્ત ધન દાટેલું છે તે સ્થળ તને જણાશે અને તેની સાથે તને ગુપ્ત ધન પણ જણાશે. આ પ્રમાણે કહેતાં સાધકને બરોબર રીતે તે સ્થળ અને ગુપ્ત ધન પણ માલુમ પડશે.

એક માણસ પરગામનો રહીશ હતો. તેના પૂર્વજો

તેના ઘરમાં કેટલુંક દ્રવ્ય દાટીને મરી ગયા હતા. આ માણુસે બહુ પ્રયત્ન કર્યો હતો પરંતુ તે ધન તેના હાથમાં નહોતું આવતું. તેણે મારી વાત સાંભળવાથી મારી પાસે આવ્યો હતો. અને ગુપ્ત ધન શોધી કાઢવા માટે પૃચ્છા કરી હતી. મેં પછી મારા સાધક ઉપર પ્રયોગ કર્યો હતો અને પછી મારા સાધકને તેનું ગામ, ઘર વિગેરેની નિશાની આપીને તે સ્થળે મોકલ્યો હતો. ત્યાં જોઇ આવ્યા પછી મારા સાધકે કહ્યું કે તેના ઘરમાં એક વાસણમાં દ્રવ્ય દાટેલું જણાય છે. પરંતુ તેની ઉપર એક નાગ ફરે છે આ નાગ આ માણુસનો કાકો થાય છે. તે મરી જશે એટલે પછી તે દ્રવ્ય આ માણુસના હાથમાં આવશે. તે નાગ ઘણું કરીને ૪—૫ વર્ષ પછી મરી જશે. આ આવેલા માણુસે આ વાત સાંભળીને કબુલ કર્યું કે મારા ઘરમાં નાગ ફરે છે અને તે દેખાવ આપીને કયાંએ જતો રહેછે તેની ખબર પડતી નથી. કહેલી બીજી વાત પણ સત્ય છે.

**આ વિદ્યાના બળથી જાણુવામાં આવતા પૂર્વના અવતાર:**—સાધકને વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી આપણો પહેલાંનો અવતાર કયાં હતો એમ તેને પૂછતાં તે પણુ તે કહી આપે છે. કદાચ નામમાં ફેરફાર થાય પરંતુ ઘણે ભાગે તે સાચું જ કહે છે.

મારો પૂર્વનો જન્મ કયાં હતો તે માટે પૂછતાં તેણે નીચે પ્રમાણે કહ્યું હતું.

જુનાગઢમાં હીરાચંદ સોમચંદના ત્યાં, ઠે. નરસઈ ચોરા આગળ. મોટા ભાઇનું નામ સારાભાઇ ઉમ્મર વર્ષ ૫૦

બીજા ભાઈનું નામ જેસિંગશાહ ઉમ્મર વર્ષ ૧૫ મારી ઉમ્મર છ માસની હતી ત્યારે મારું મૃત્યુ થયું હતું. અત્યારે મારા કુટુંબનું કોઈ પણ નથી.

મારા ભાઈ જીવણનો જન્મ ક્યાં છે તે પૂછતાં તેણે અમદાવાદમાં, ઘાસીરામની પોળમાં એક મોઢ બ્રાહ્મણના ત્યાં કહ્યું હતું અને તે છોકરો અત્યારે આશરે ૧૦ વર્ષની ઉમ્મરનો છે એમ પણ કહ્યું હતું. જેના ત્યાં તેનો જન્મ થયો છે તેનું નામ પણ દીધું હતું, પરંતુ તે નામ કઈ ડાયરીમાં લખ્યું છે તેની મને સ્મૃતિ નથી. પરંતુ તેજ પોળમાં તેજ નામને આધારે હું શોધતો ગયો તો તેજ નામનો માણસ મને મળી આવ્યો. તેના ત્યાં તેના પુત્રને જોતાં આશરે ૧૦ વર્ષની ઉમ્મરનો હતો. તેનો ચહેરો પણ મારા ભાઈને મળતો કંઈક હતો.

જે બાઈ ઉપર ક્રિયા કરી હતી તેનો પૂર્વનો જન્મ પૂછતાં તેણે તેનો દેવકાના મુવાડામાં જન્મ હતો એમ કહ્યું. તેના બાપનું નામ રવિચંદ જણાવ્યું. માનું નામ સંતોક. તે દોઢ વર્ષની હતી ત્યારે ગુજરી ગઈ હતી.

મારા પુત્રના જન્મ માટે પૂછતાં અમદાવાદમાં ડોશીવાડાની પોળમાં મોટામંદીરમાં ગાયને પેટે શ્વેત વાછરડો હોવાનું જણાવ્યું અને વિશેષપણે જણાવ્યું કે તેજ જીવ પાછો તમારા ત્યાંજ આવશે. પરંતુ હજુ તેનો થોડાં વર્ષનો આવરદા છે તે પૂરો થયા પછી તમારા ત્યાં તે આવશે.

વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી બીજા ઘણા ચમત્કારો અનુભવાય છે. ૐ

——:+:——

# કિરણ ૨૦ મું.

## એક બાઇને ઋષિવિદ્યાના પ્રતાપથી થયેલો શ્રીસૂર્ય-નારાયણનો સાક્ષાત્કાર.

પાછલા એક પ્રકરણમાં ઋષિવિદ્યાના દૈવી બળથી એક વીરને બાળવામાં આવ્યો હતો અને તે વીર દક્ષિણમાં એક ગધાડીના પેટમાં ગર્ભમાં રહ્યો હતો તે હકીકત વાચક સજ્જનોના જાણવામાં હશે. તે વીરે કહ્યું હતું કે હું આ બાઇનો જીવ ૭ માસમાં લઇશ. હવે તેના કહ્યા પ્રમાણે વૈશાખ સુદિ ૭ ને દિવસે તેના ૭ માસ પૂરા થવાના હતા તેની મુદત સાધીને આ વીર ગધાડીના પેટમાં જે ગર્ભમાં હતો ત્યાંથી તેણે ગર્ભને તોડી નાખીને વૈશાખ સુદિ ૧ ના દિવસે આ બાઇના ઘરમાં પ્રવેશ કર્યો. આ ભયંકર વીરને જોતાં આ બાઇને ઓચિંતો ધ્રાસકો પડયો. વીરે તુરતજ આ બાઇને જોઇને તેની પાસે ગયો અને તેને ખુબ માર મારવા માંડયો. રાત્રી પડતાં આ બાઇ મારા ત્યાં આવી અને બનેલી હકીકત કહી. મારા ઘરમાં થાય તેમ નહોવાથી આ બાઇ મારું ધોતીયું સૂકવવા ત્રીજે માળે ગઇ અને બારીએ જેવું ધોતીયું સુકવવા જાય છે તેવીજ આ બાઇને વીરે ઝાલી અને બારીએથી છેક નીચે નાખી દેવાને જેવી તેને ઉંચી કરે છે તેવીજ તેણે બારીનાં બારણાંને જોસભેર ઝાલી લીધાં અને કારમી ચીસ પડી. તેની ચીસ સાંભળતાં હું અને મારે ઘેર ત્રણચાર દરજીઓ મેમાન તરીકે આવ્યા

હતા તેઓ ત્રીજે માળ ગયા. અમે નીસરણી ઉપર ચઢતા હતા તે સાંભળીને વીરે તે બાઇને એક જોસભેર ધક્કો માર્યો જેથી આ બાઈ ચતાપાટ ત્રીજા માળમાં પડી ગઇ. અમે ઉપર ગયા પછી આ વીરે બહુજ તોફાન મચાવી મૂક્યું. તેના પગ ઝાલીને તેને ખેંચવા માંડી, પરંતુ અમે આ બાઈના હાથ પગ વિગેરે ઝાલી લીધેલા હોવાથી તે આ બાઇને ઘસડી ન શક્યો. પછી તેના ઉપર મંત્ર ભણીને પરમાણુઓ નાખતાં આ વીરે ચીસ પાડી અને "બળી જાઉં છું રે મને બાળશો નહીં" એમ કહીને તે બાઇને ઠોકવા માંડી. પછી સંકલ્પથી આ બાઈ ઉપર ક્રિયા કરવાથી વીર ત્યાંથી ખસી ગયો. પછી તેને વિશ્વદષ્ટિમાં લાવીને હજારો સૂર્યનો પ્રકાશ આપતાં તેનું ધારણ કરેલું શરીર બળી ગયું. આ વીરની આવી વિચિત્ર માયા જોઇને મને પણ ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. હવે તો ગમે તેમ કરીને આ વીરને માટે કંઈ નવી યોજના ઘડવી પડશે, નહીંતો આ વીર આ બાઈના શરીરને નુકસાન કરવા ઉપરાંત મને પણ જંપવા નહીં દે. એમ સમજીને તેના માટે શું કરવું કે આ વીરના ભૂતપણાના કુસંસ્કારો તદન નષ્ટ થઇ જાય અને તે ભૂતપણાનો ત્યાગ કરીને બીજી કોઇ યોનીમાં જન્મ લે એમ મારા મનમાં ઉપરાઉપરી વિચારો થવા લાગ્યા. વૈશાખ સુદિ ૭ ને દિવસે ગંગાસાતમ હતી અને ચાંદોદ જવાની અમારી ઇચ્છા હતી. એટલે આ બાઇને ચાંદોદ લઈ જવામાં આવે અને ત્યાં નર્મદાજીમાં નવરાવીને આ બાઇ ઉપર ક્રિયા થાય તો કદાચ વીર પોતાનું પ્રેતપણું ત્યાગ કરે, એવી મનમાં પ્રેરણા

થઇ અને આ બાઇને તે વાત જણાવી. આ બાઈએ પણ ચાંદોદ આવવા હા પાડી. ત્યાર પછી વૈશાખ સુદિ ૫ ને દિવસે હુ, મારી ધર્મ પત્ની, આ બાઈ અને બીજાં ૧૫ મનુષ્યો એમ લગભગ ૧૮-૧૯ મનુષ્યો ચાંદોદ જવા માટે જે ગાડી સવારે ૧૦-૨૦ વાગે ઉપડે છે તેમાં બેઠા અને બપોર પછી વિશ્વામિત્રિ સ્ટેશને ઉતર્યાં. અને વિશ્વામિત્રિ સ્ટેશનથી બીજી નાની ગાડી ચાંદોદ તરફ જાય છે તેમાં બેઠા. આ ગાડીમાં બેઠા પછી આ બાઇનું પેટ વઢાઈ જવા લાગ્યું અને તેની છાતીમાં કોઈ માર મારતું હોય એમ આ બાઈને લાગ્યું. ગાડી ચાલ્યા પછી આ બાઈની સ્થિતિ વધારે ભયાનક જણાવા લાગી. તેનું કાળજું કોઇ ફોલી ખાતું હતું, પેટ કોઈ વાઢી નાખતું હતું અને તે ઉપરાંત તેને કોઈ બારીએથી ચાલતી ગાડીએ નાખી દેતું હોય તેમ તે બાઈને લાગતું હતું. આખરે આ બાઇનું કાળજું બહુજ ખંડાઈ જવાથી તેની વેદના તે સહન કરી શકી નહીં, અને પોકે પોકે મુકીને રડવા લાગી. તેની આંખોમાંથી ચોધારે આંસુઓ ચાલ્યાં જતાં હતાં. તેણે પછી આવી અસહ્ય વેદના સહન ન થવાથી મૂર્છા ખાઈને ગાડીમાં પડી ગઈ. ચાલતી ગાડીએ આ બાઈ ઉપર ક્રિયા કરવી તે પણ અશકય હતું. ચાંદોદ પહોંચ્યા પછી ક્રિયા કર્યા સિવાય બીજો ઉપાય નહોતો, કારણ કે આ બાઇના શરીરને દુઃખ દેનાર દુષ્ટ રાક્ષસ વીર ચાલતી ગાડીએ આ બાઇ ઉપર ક્રિયા કરવા દે એમ નહોતું. પરંતુ તેના સદ્ભાગ્યે એક બીજી બાઈ કે જેના ઉપર વારંવાર ક્રિયા કરવાથી તેનું હૃદય પણ ભૂતોને બાળવા માટે

યોગ્યતાવાળું થયું હતું તે અમારી સાથેજ હતી. એટલે મેં આ બીજી બાઇ કે જે બાઈ નાગર ગૃહસ્થની સ્ત્રી હતી અને જેનું નામ પદ્માવતી હતું તેના ઉપર ક્રિયા કરીને તેને તુરતજ વિશ્વદૃષ્ટિમાં લાવવામાં આવી. વિશ્વદૃષ્ટિમાં લાવ્યા પછી વીર આ બાઇના શરીરમાં છે કે નહીં તેની પૃચ્છા કરતાં પદ્માવતીએ કહ્યું કે તેના શરીરમાં વીર છે. પછી મેં પદ્માવતીને પુષ્કળ પ્રકાશ આપ્યો અને પ્રકાશના બળવડે તે વીરને આ બાઈના શરીરમાંથી બહાર ખેંચી કાઢવા આજ્ઞા કરી. મારી આજ્ઞાથી પદ્માવતીએ તે વીરને આ બાઈના શરીરમાંથી ખેંચી કાઢવા બહુ મહેનત કરી, પરંતુ તે દુષ્ટ-વીર આ બાઇના શરીરમાંથી નીકળ્યો નહીં. પછી શ્રીહનુ-માનજીનું આવાહન કરતાં તેઓશ્રી પધાર્યા અને વિનંતી કરતાં તેમણે તે વીરને આ બાઇના શરીરમાંથી ખેંચી કાઢયો અને તેને પકડીને ગાડીના ડબ્બામાં એક ઠેકાણે ઉભા રહ્યા. પછી પદ્માવતીને પુષ્કળ પ્રકાશ આપતાં પદ્માવતીએ તે વીર ઉપર પ્રકાશ નાખ્યો અને તેને બાળવા માંડયો, એટલે શ્રી-હનુમાનજી ત્યાંથી સ્વસ્થાને પધારી ગયા. પેલી બાઇના શરીરમાંથી વીરને ખેંચી કાઢયા પછી તેનું શરીર સારૂં થયું, કાળજુ ફેલાતું બંધ થયું અને પેટમાં વાઢ થતી હતી તે પણ બંધ થઇ એટલે આ બાઇ ઉભી થઈ અને પાટલી ઉપર સ્વચ્છતાથી બેઠી. પછી આ બાઈ ઉપર પણ ક્રિયા કરીને તેને વિશ્વદૃષ્ટિમાં લાવીને તેને પણ હજારો સૂર્યનો પ્રકાશ આપી તે પ્રકાશને આ વીર ઉપર નાખવાનું કહેતાં તેણે શ્રીસૂર્યના પ્રકાશને વીર ઉપર નાંખ્યો. આ પ્રમાણે

એના પ્રકાશથી આ વીર બળવા લાગ્યો. બળી રહ્યા પછી આ બન્નેને તે વીર કીડારૂપે થયેલો દેખાયો એટલે તે કીડાને ત્યાંજ રાખવાની સૂચના કરીને આ બન્ને બાઇ-ઓના પ્રકાશથી ત્યાં એક દૈવી ચક્ર બનાવરાવ્યું. પછી તે ચક્રને તે કીડાની આસપાસ મુકી સંકલ્પથી નરકમાં જવાની આજ્ઞા કરતાં તે કીડો નરકમાં ગયો અને ચક્ર તેની આ-સપાસ ફરવા લાગ્યું. ત્યાર પછી અમે રાત્રે ચાંદોદ પહોંચ્યા. આ વીરને કીડારૂપે નરકમાં તો મોકલ્યો હતો પરંતુ તેનો કંઈક અંશ રહ્યો હતો તે પદ્માવતીના શરીરમાં પેઠો. અને આ પદ્માવતી કે જેનું શરીર લાલચોળ હતું અને જેના નખમાં પણ રોગ નહોતો તેને એકદમ માંદી કરી નાંખી. તે ખેંચાઈ જવા લાગી અને તેના પેટમાં લોઢાનો ગોળો ફરતો હોય તેમ લાગ્યું. અમે બધાએ તેના પેટ ઉપર હાથ મૂકતાં પેટની અંદર સખત ગોળો ફરતો હોય એમ અનુ-ભવ થયો. પછી પદ્માવતી ઉપર ક્રિયા કરી તેને વિશ્વદૃષ્ટિમાં લાવીને તે અંશને પણ બાળી મૂક્યો એટલે પદ્માવતીનું શરીર પણ આરોગ્યવાળું થયું. પેલી બાઇનું શરીરતો વી-રને કીડા રૂપે નરકમાં મોકલ્યા પછી સારુંજ થઈ ગયું હતું. પરંતુ પદ્માવતીના હૃદયને બળ આપવા માટે તેના ઉપર ત્રીજે દિવસે ક્રિયા કરી અને તેને વિશ્વદૃષ્ટિમાં લાવીને સંકલ્પપૂર્વક તેને દૈવીબળ આપ્યું. ત્યાર પછી “ હું ઉઠાડું ત્યારે જાગ્રત્ થજે” એવી સૂચના પદ્માવતીને આપીને હું અમારા ઉતારાની બારીએ પવન ખાવા બેઠો. પદ્માવતીની પાસે આ વખતે તેની વડસાસુ તથા એક માતાજી બેઠાં

હતાં અને બીજાં મનુષ્યો પોતાનું કામ કરતાં હતાં. એવા માં પદ્માવતીને અંતરીક્ષ ભ્રમણ કરતા કોઈ દેવ સાથે વાતો કરતી અને તેની સાથે ખુબ હસતી અમે જોઇ. તેના આવા વિચિત્ર ચાળાથી હું તેની પાસે ગયો અને આમ કેમ કરે છે તે પૂછતાં તેણે કહ્યું કે અત્યારે શ્રીસૂર્યનારાયણ પધાર્યા છે અને તેઓશ્રી મને આનંદ કરાવે છે. આ પ્રમાણે કહીને તેણે બે હાથ જોડયા અને કહેવા લાગી કે હે સૂર્યનારાયણ મહારાજ! તમે મને આજે બહુજ આનંદ કરાવ્યો. તે બાઇએ આ પ્રમાણે વિનંતી કરવાથી સૂર્યનારાયણે કહ્યું કે લે, ખુબ હશ, એમ કહીને આ બાઇને એટલી બધી હસાવી કે તેના હસવાથી તેની અસર અમને પણ થઈ એટલે અમને બધાને પણ પેટ પકડીને ખુબ હસવું આવ્યું. આ પ્રમાણે આ બાઇને અડધો કલાક સુધી ખુબ હસાવી. પછી તેઓશ્રીએ તેને કહ્યું કે તારી ઉપર ઘણીવાર ક્રિયા થવાથી અને મારો પ્રકાશ તારામાં વારંવાર આવવાથી તારું હૃદય તપાસવા હું આવ્યો હતો. તારું હૃદય તપાસતાં હું તારી સાથે હમ્મેશાં વાતચિત કરી શકું એવી તારી યોગ્યતા થઇ નથી, માટે જા, હું તને કહું છું કે હવે હું તારી પાસે હમેશાં નહીંજ આવું. વર્ષમાં ફક્ત એજ વખત આવીશ. આ પ્રમાણે કહીને તેઓશ્રીએ મને કહ્યું કે મહારાજ! તમે આ બાઇને ૧૫ મિનિટ પછી જગાડજો. પરંતુ મારે પેલી બીજી બાઈ કે જેના ઉપર પુશ્કળ ક્રિયા થઈ છે તેના હૃદયની પણ પરિક્ષા કરવી છે માટે તમે તેને ક્રિયા કરીને ઉંઘાડો. શ્રીસૂર્યનારાયણની આજ્ઞા થતાં મેં પેલી બીજી બાઈ ઉપર

ક્રિયા કરી અને તેને વિશ્વદષ્ટિમાં લાવવામાં આવી. તેને વિશ્વદષ્ટિમાં લાવ્યા પછી શ્રીસૂર્યનારાયણે તેને દર્શન દીધાં, એટલે આ બાઇએ બે હાથ જોડીને શ્રીસૂર્યનારાયણને પગે લાગી અને ઘણાં વિનયવાળાં વચનોથી કહેવા લાગી કે હે પ્રભો! સર્વ જગતના નાથ! આપ ભલે પધાર્યા. આપના દર્શનથી હું મને કૃતાર્થ થયેલી માનું છું. આ બાઇનાં આવાં વિનયવાળાં વચનો સાંભળી શ્રી સૂર્યનારાયણ પ્રસન્ન થયા અને તેઓશ્રીએ આ બાઈને કહ્યું કે પુત્રી! પેલી બાઈની પેઠે હું તને પણ આનંદ કરાવાની ઇચ્છા રાખું છું. માટે પુષ્કળ હસ. ત્યારે આ બાઈએ ગંભીર મુખમુદ્રા કરી બે હાથ જોડીને કહ્યું કે પિતાજી! મારે હસવાની કંઈ પણ જરૂર નથી. આપશ્રીનાં દર્શન થયાં છે એજ મોટામાં મોટો મને આનંદ પ્રાપ્ત થયો છે. જો આપ મારી ઉપર પ્રસન્ન થયા હોતો મને વારંવાર જાગ્રદાવસ્થામાં દર્શનનો લાભ આપશો. આપની પાસે હું આટલુંજ માગું છું. શ્રીસૂર્યનારાયણ આ બાઈની નમ્ર યાચનાથી પ્રસન્ન થઇને કહ્યું કે, જ્યારે જ્યારે તને દુઃખ પડશે ત્યારે ત્યારે હું તારા વગર બોલાવે તારી પાસે આવીને ઉભો રહીશ, અને ગમે તેવા ભારે સંકટમાંથી હું તને બચાવીશ. તારે દેવતાઓ પાસે કોઇ પણ દિવસ દ્રવ્યની યાચના ન કરવી એ હું તને આગળથી સૂચના કરું છું. તે સિવાય તારા માથે બીજાં ગમે તેવાં સંકટો આવી પડશે તે સંકટોમાંથી હું તને જરૂર બચાવીશ અને તારા ગામ ગયા પછી હું વખતો વખત તારી જાગ્રત્ અવસ્થામાં તને દર્શન દેતો રહીશ. મેં તને દર્શન આપ્યાં

છે માટે હવેથી કાંઈપણ ભૂતપ્રેત તને દુ:ખ દઇ શકશે નહીં. આ પ્રમાણે કહીને તેઓશ્રીએ મને કહ્યું કે મહારાજ! તમે ........રીતે મંત્ર ભણીને આ બાઇને એક માદળીયું કરી આપજો. તે માદળીયું ડોકમાં પહેરવાથી આ બાઇને કોઈપણ ભૂતપ્રેતનો ઉપદ્રવ થશે નહીં. આ પ્રમાણે કહીને તેઓશ્રી ત્યાંથી અંતર્ધાન થઈ ગયા. અમદાવાદ ગયા પછી શ્રીસૂર્યનારાયણે કોઇ વખત રાત્રે અગીયાર વાગે, કોઈ વખત રાત્રે બાર વાગે અને કોઈ વખતે રાત્રે બે વાગે આ બાઇને જો તે ઉંઘતી હોયતો તેને જાગ્રત્ કરીને દર્શન દીધાંછે. એક વખત રન્નાદે માતા સાથે પણ તેઓશ્રીએ તેને દર્શન દીધાં છે. શ્રીસૂર્યનારાયણનું સ્વરૂપ કેવું હતું એમ પ્રશ્ન કરતાં આ બાઇએ કહ્યું કે તેઓશ્રી નાના બાળક જેવડા દશવર્ષની ઉમ્મર કરતાં પણ નાના હતા. તેઓશ્રીને ચાર હાથ હતા અને શરીરથી ચાર ચાર આંગળ સુધી તેમના શરીરની આસપાસ પ્રકાશ પડતો હતો. રન્નાદેમાતાની ઉમર ૫-૬ વર્ષની બાળકી જેવડી લાગતી હતી. તેઓનું શરીર બહુજ દિવ્ય હતું. તેમના હાથ નાના હતા અને હાથની આંગળીઓ બહુજ કોમળ-કુણી કુણી હતી. શ્રીસૂર્યનારાયણે આ બાઇને ઘણાં સંકટોમાંથી ઉગારી લીધી છે એમ અમે જાતે જોયેલું છે. આમાં જોવાનું એ હતું કે જ્યારે શ્રીસૂર્યનારાયણ આ બાઈના શરીરમાં પધારી બોલતા હતા ત્યારે જેમ મરદ બોલે તેમ જાડો ઘાંટો નીકળતો હતો અને તેઓશ્રીના પધારી ગયા પછી આ બાઈ બોલતી હતી તે તેના હંમેશના સ્ત્રીના ઘાંટા જેવો તેનો સાદ નીકળતો હતો. આ બધું અમે પ્રત્યક્ષ જોયેલું છે,

એટલે શ્રીકૃષ્ણપરમાત્મા માણસના રૂપે કે બીજેરૂપે શ્રી નરસિંહ મહેતાને તથા શ્રીમીરાંબાઇને દર્શન દેતા હતા અને તેમની સાથે વાતચીત કરતા હતા તેને અમે સત્યરૂપેજ માનીએ છીએ. સુધારકોની તેવા ગહન વિષયમાં બુદ્ધિ ન પહોંચે અને પોતાનો કક્કો ખરો કરવા ગમે તેમ આડું અવળું બોલે તે દ્વેષબુદ્ધિથી કે પછી અજ્ઞાનતાથીજ બોલે છે એમ સમજવું.

શ્રીસૂર્યનારાયણે આ બાઈને ધર્મરાજાના ત્યાં લઇ જઈને તેને પોતાના મૃત્યુ પામેલા પુત્રને બતાવ્યો હતો તે હકીકત વાચક સજ્જનોને ધર્મમાં પ્રીતિ થાય અને અધર્મ કરતાં પાછા પડે એવા હેતુથી જે સત્ય હકીકત બનેલી છે તે નીચે પ્રમાણે પ્રકટ કરૂં છું.

આ બાઈનો પુત્ર આશરે નવ વર્ષની ઉમરનો આસો સુદિ ૯ ને દિવસે પ્લેગથી ગુજરી જવાથી આ બાઈ હમેશાં બહુ આક્રંદ કરતી હતી. જોગ એવો બન્યો કે અમદાવાદમાં રાયપુર મકેરીવાડમાં શ્રીયુત દલસુખરામ નામના એક ગૃહસ્થનાં પત્નીને ભયંકર મંદવાડ થયેલો હતો. તેણીએ ચાર પાંચ દિવસથી અન્નજળનો ત્યાગ કર્યો હતો. તે હવે બચશે નહીં એવી સર્વેને ખાત્રી હતી તેથી તેણીના હાથે જે પૂણ્યદાન કરાવવું ઘટે તે પૂણ્યદાન પણ કરી દીધું હતું. હું આ બાઇને જોવા માટે તા. ૩૦–૧૧–૧૭ શુક્રવારે તેણીને ઘેર ગયો હતો. ત્યાં ગયા પછી મને એમ જણાયું કે જે બાઇને સૂર્યનો સાક્ષાત્કાર થયેલો છે તેને બોલાવીને તેના ઉપર ક્રિયા કરીને આ માંદી બાઇ કે જેનું નામ ચંચળ હતું

તેને મટશે કે નહીં તેની ખાત્રી કરી જોઉં. આવા વિચારથી મેં પેલી બાઇને ચંચળના ત્યાં રાત્રે બોલાવી, જેથી તે બીજી બે સ્ત્રીઓ સાથે રાત્રે ચંચળના ત્યાં આવી. પછી મેં તેના ઉપર ક્રિયા કરીને શ્રીસૂર્યનારાયણનું આવાહન કરતાં તેઓશ્રી પધાર્યા, એટલે મેં ચંચળને મટશે કે નહીં તેવો પ્રશ્ન પૂછતાં શ્રીસૂર્યનારાયણે મને કહ્યું કે આ બાઈ તેણીના ધણી પાસે હજુ કેટલુંક માગે છે, માટે આ ભારે મંદવાડ છે છતાં તે બચશે. આ પ્રમાણે કહીને તેઓશ્રીએ તે બાઇને પીવા માટે મને કેટલીક વનસ્પતીની દવા બતાવી. બાઈ ચંચળે બીજે દિવસથી આ દવા શરૂ કરી જેથી તેને ત્રીજે દિવસેથીજ આરામ થવા લાગ્યો. ત્યારપછી શ્રીસૂર્યનારાયણે મને કહ્યું કે તમે જે બાઈ ઉપર ક્રિયા કરી છે તે બાઇનો પુત્ર મરી જવાથી તે હમેશાં બહુ આક્રંદ કરે છે, માટે આજ રાત્રે બાર વાગે હું આ બાઈ પાસે જઇશ અને તેના જીવાત્માને લઇને તેના દીકરાને તે જ્યાં છે ત્યાં બતાવીશ. આ પ્રમાણે કહીને શ્રીસૂર્યનારાયણ ત્યાંથી પધારી ગયા. પછી આ બાઇને જાગ્રત્ કરવામાં આવી અને શ્રીસૂર્યનારાયણે મને જે શબ્દો કહ્યા હતા તે મેં આ બાઈને કહી સંભળાવ્યા. પછી આ બાઈ તેણીના ઘેર ગઈ અને હું પણ મારા ઘેર ગયો.

રાત્રીના બાર વાગે શ્રીસૂર્યનાયણ પોતાનાં પત્ની રન્નાદે માતા સાથે પોતાના દિવ્ય તેજ સાથે આ બાઇના ત્યાં પધાર્યા. આ બાઈ રાત્રે બાર વાગતા સુધી પોતાની પથારીમાં જાગતી પડી રહી હતી, એટલે શ્રીસૂર્યનારાયણનાં અને રન્નાદે

માતાનાં દર્શન થતાં આ બાઇને આનંદ થયો. શ્રીસૂર્યનારાયણે આ બાઇને કહ્યું કે ચાલ, તૈયાર થા, હું તને તારા મૃત્યુ પામેલા પુત્રને બતાવું. વળી જો તારા બીજા બે દીકરાઓને પણ તારી સાથે આવવું હોય તો તેમને પણ ઉંઘમાંથી ઉઠાડ. શ્રીસૂર્યનારાયણે આ પ્રમાણે કહ્યું એટલે આ બાઇએ તેણીના બીજા બે દીકરા ઉંઘી ગયા હતા તેમને જગાડવા ઘાંટા પાડયા, પરંતુ તેઓ જાગ્રત્ થયા નહીં, જેથી તેણીએ તેઓએ ઓઢેલી ગોદડી ખેંચી કાઢી, છતાં જાગ્રત્ થયા નહીં, એટલે શ્રીસૂર્યનારાયણે કહ્યું કે હવે રહેવા દે. તેઓને બહુ ઉંઘ આવી ગઇ છે માટે હવે તેમને જગાડવાની જરૂર નથી. આ પ્રમાણે કહીને શ્રીસૂર્યનારાયણે આ બાઇને સંકલ્પમાત્રથી જડવત્ કરી નાખી, અને તેના જીવાત્માને લઇને શ્રીધર્મરાજાના ત્યાં ગયા, અને તેણીના પુત્રને જે સ્થળે રાખવામાં આવ્યો હતો તે સ્થળ બતાવીને કહ્યું કે હે બાઈ! જો પેલા સ્થળમાં તારો દીકરો આનંદથી પુસ્તક વાંચે છે. આ બાઇએ તે સ્થળમાં પોતાના પુત્રને જોયો એટલે તેની પાસે તે જવા ગઈ એટલે ત્યાં એક દેવ બેઠા હતા તેમણે આ બાઇને કહ્યું કે તમે તે છોકરા પાસે જશો નહીં. તમારે તેની સાથે વાત ચીત કરવી હશે તો લગાર દૂર બેસીને વાતચીત કરો. શ્રીધર્મરાજાની આજ્ઞા છે કે કોઇને પણ આ છોકરા પાસે આવવા દેવું નહીં. દેવની આજ્ઞાથી આ બાઇ પોતાના પુત્રથી લગાર છેટે બેઠા. પછી તે બન્નેની સાથે નીચે પ્રમાણે વાતચીત થઈ.

બાઈ—ભાઈ ગોવિંદ! વ્હાલા પુત્ર! તું તો અહીં

આવ્યો છું, પરંતુ અમે તારા વિયોગે ઝુરી ઝુરીને મરી જઇએ છીએ. બેટા! હવે અમે તારું મોં ફરીથી ક્યારે જોઇશું? (આ બાઈ ખૂબ રડી પડી.)

પુત્ર—બહેન! તમે કોને પુત્ર કહો છો? પુત્ર કોનો અને મા કોની? આપણે બધાં ઋણાનુબંધે ભેગાં થયાં હતાં, તે ઋણ પૂરું થતાં જુદાં પડયાં. બહેન! જુઓ આ કાચના વાસણમાં લીંટ વિગરે મલિન પદાર્થો ભર્યાં છે તે તમારા મારા ઉપરના બહુ સ્નેહને લીધે મને મળ્યા છે. તમે તથા તમારાં સગાં વહાલાં હું મરી ગયો તે દિવસથી ૧૨ દિવસ સુધી ખૂબ રડીને મને આવા મલિન પદાર્થોનો ભોક્તા કર્યો છે. કારણ કે હું ૧૨ દિવસ સુધી તમારા ઘરમાંજ બીજા સ્વરૂપે હતો. તે ૧૨ દિવસમાં તમે જે પૂણ્ય કર્યું તે પણ મને મળ્યું છે અને મારા સ્નેહને લીધે ખૂબ રડયાં છો તે પણ મને મળ્યું છે. હે બેન! હવે તમે રડશો નહીં. મારો પૂર્વનો વૃત્તાંત તમે સાંભળો એટલે તમારો શોક દૂર થશે.

હું તમારા ત્યાં અવતર્યો તે પહેલાનો જન્મ મારો વાણીઆના ત્યાં હતો. જ્યારે મારી ૯ વર્ષની ઉમ્મર થઈ ત્યારે મને વૈરાગ ઉત્પન્ન થયો એટલે લગ્ન કરવાની મારી ઈચ્છા ન હોવાથી હું બ્રહ્મચારીજ રહ્યો, અને પછી તપ કરવા હું જંગલમાં ગયો. મારૂં આયુષ્ય ૧૦૦ વર્ષનું હતું, પરંતુ ૧૦૦ વર્ષમાં ૯ વર્ષ બાકી રહ્યાં એટલે ભોક્તા ભોગ્યના સંબંધને લીધે હું એક વાઘનો ભોગ થઈ પડયો, વાઘે આવીને મને મારી નાખ્યો. ત્યાર પછી મેં તમારા પેટે જન્મ લીધો. ગયા અવતારમાં હું બાળ બ્રહ્મચારી રહ્યો

હતો એટલે તમારા ત્યાં જન્મીને મેં લગ્ન કર્યું એટલુંજ બસ છે. જ્યારે મારી ૯ વર્ષની ઉમ્મર તમારા ત્યાં થઈ એટલે હું મારે રસ્તે આવ્યો. મને અહીં બહુજ આનંદ થાય છે. મારા મરણ પછી તમે કોટ, પુસ્તકો વિગેરે બ્રાહ્મણના દીકરાને આપેલાં તે મને અહીં મળ્યાં છે. તમે હવે કોઈ પણ દિવસ રડશો નહીં અને મારા નિમિત્તે જે કંઈ પૂણ્યદાન કરવું ઘટે તે કરજો.

આ પ્રમાણે કહીને તેણે પોતાની માને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું, એટલે શ્રીસૂર્યનારાયણ આ બાઇને વૈરાગ્ય ઉપજાવવા યમપૂરી જોવા લઈ ગયા. આ બાઈએ યમપૂરીમાં શું જોયું ? તેણીએ કેટલાક પાપીઓને ઝાડ સાથે ઉંધે મસ્તકે લટકતા જોયા, કેટલાકને કીડા ખદબદી રહેલા એવા ગંદા પાણીમાં ડુબકીઓ મારતા જોયા, કેટલાકને તપી ગયેલી રેતીમાં બેઠેલા જોયા, કેટલાકને લાલચોળ અગ્નિથી તપાવેલા સ્થંભ સાથે બાથો ભીડતા જોયા અને કેટલાકને ખૂબ રડતા જોયા. આ પ્રમાણે યમપુરી બતાવ્યા પછી શ્રીસૂર્યનારાયણે આ બાઇને કહ્યું કે ૐ નમઃ શિવાય એ મંત્રની તું હમેશાં ૧૦ માળાઓ વધારે ફેરવજે અને તેનું પૂણ્ય તું તારા પુત્રને અર્પણ કરજે. આ પ્રમાણે કહીને શ્રીસૂર્યનારાયણ આ બાઇને તેણીના ત્યાં લાવ્યા અને તેના જીવને તેના ખોળીઆમાં નાખી દીધો એટલે આ બાઈ પછી તુરતજ જાગ્રત થઈ ગઈ.

સનાતન ધર્મ તરફ પ્રીતિ રાખનાર મારા

બંધુઓને આ સ્થળે મારે કહેવાનું કે આજકાલના સુધારાનો નકામો ફાંકો રાખનાર અને પુરાણોને ગપોડાં કહેનાર પોપટીઆ—નામના—પંડિતોનાં વચનો તમે કોઇપણ દિવસ સાચાં માનશો નહીં. તેઓ સ્વર્ગ નર્ક એ બધું આ પૃથ્વીમાંજ છે એમ કહીને લોકોને ઠગે છે અને સ્વચ્છંદે વર્તે છે તે પ્રમાણે તમે વર્તશો નહીં. આ તાજો-જ દાખલો સ્પષ્ટપણે મેઘ ગર્જના કરીને જનસમુહને ચેતવણી આપે છે કે તમે જેવાં કૃત્ય કરશો તેવાં ફળ તમને મૂવા પછી જરૂર મળશે. શ્રીવેદવ્યાસ ભગવાન્ કે જેમણે લોકોના હીત માટે પુરાણો વિગેરે બનાવીને જગત્‌ના લોકો ઉપર મોટો ઉપકાર કર્યો છે તેવા ઈશ્વરના અવતારને આર્યસમાજીઓ અને બીજા લેભાગુ મનુષ્યો પોતાની જાત પ્રમાણે ગમે તેવા શબ્દોથી વાણીનો ઉપયોગ કરે એ ‌એમજ બતાવી આપે છે કે આર્યાવર્તમાં જે ખરો સનાતન ધર્મ છે તેનું મૂળ કાઢવાનો પ્રયત્ન કરનાર તે પામર જંતુઓ છે. તે બીચારા સનાતન ધર્મરૂપી અનાદિથી તૈયાર થયેલી ઇમારતનું મૂળ તો શું કાઢવાના હતા, પરંતુ તેમાંથી તેઓ એક ઇંટ, અરે! એક કાંકરી પણ ખસેડવાને શક્તિમાન નથી. કેટલાએ યુગ ચાલ્યા ગયા, કેટલાએ પરધર્મીઓ થઇ ગયા, પરંતુ સનાતન ધર્મતો છે તેજ પ્રમાણે છે; સનાતન ધર્મની નિંદા કરનારા બીચારા કયાંએ ગેપ થઇ ગયા તેનો પત્તો પણ નથી. વળી બીજા લે ભાગુ ધર્મવાળા કે જેઓ વેદની ઓથ લીધા વિના નવા ધર્મ કાઢતા જાય છે તે બધા ધર્મો આજથી ૨૭ કે ૨૮ મે વર્ષ મૂળ સહીત નાશ પા-

થશે એમ બે ત્રણ યોગીઓએ ભવિષ્ય ભાખ્યું છે તે "શ્રી પુરુષોત્તમ સિદ્ધ યોગીનું આખ્યાન" એ નામનું ૨૪ મું એટલે છેલ્લું પ્રકરણ કે જે બધું પદ્યમાં છે તે વાંચવાથી ખાત્રી થશે.

નીચેની હકીકત જો કે આ પ્રકરણ સાથે સંબંધ ધરાવતી નથી તોપણ આ વિદ્યા કેવું અદ્ભુત કામ કરી શકે છે તેની ખાત્રી માટે ટુંકામાં દર્શાવું છું.

શ્રીયુત જીવરામ ઉત્તમરામ નામના ત્રવાડી મેવાડા બ્રાહ્મણનાં પત્ની બાઈ દીવાળી ઉમ્મર આશરે ૫૫ વર્ષનાં રહેવાશી અમદાવાદમાં પખાલીની પોળમાં ઘેલાવૈષ્નવની ખડકીમાં, તેઓ બહુધા બીજા ભાદરવા સુદિ ૩ ને દિવસે રાત્રે એકદમ ગાંડાં થઈ ગયાં અને બહુજ તોફાન મચાવી મૂક્યું. જેને હોય તેને પથરા અને લાતો મારવા લાગ્યાં. અમદાવાદના સુપ્રસિદ્ધ દાકતરની તેમને સારૂં થવા માટે દવા કરી પરંતુ કંઇપણ ફેર પડયો નહીં. પછી કોઇના કહેવાથી શ્રીયુત જીવરામ ભાદરવા સુદિ ૭ ને દિવસે મારી પાસે આવ્યા એટલે બીજી બાઇ ઉપર મારા ઘેર ક્રિયા કરીને તે બાઇના શરીરમાં તોફાન કરતા ભૂતને જીવરામને ઘેર બાળી નાખ્યું કે તુરતજ બાઈ દીવાળીને આરામ થયો. ફક્ત પાંચજ મિનિટમાં તેઓ ડાહ્યાં થઇ ગયાં. જેમને ખાત્રી કરવી હોય તેઓએ પૂર્વોક્ત ગૃહસ્થ ઉપર પત્ર લખીને ખાત્રી કરી જોવી.



# કિરણ ૨૧ મું.

## ઋષિવિદ્યાના બળથી મુએલાં મનુષ્યો જીવતાં થઈ શકે કે કેમ ? તથા ઉપસંહાર.

અત્યારસુધી આ વિદ્યાની ક્રમથી નિદ્રા, સુષુપ્તિ, ગાઢ સુષુપ્તિ, પ્રગાઢસુપ્તિ, અનુવૃત્તિ, વિશ્વદૃષ્ટિ અને પ્રત્યગ્દૃષ્ટિ એમ સાત અવસ્થાઓ જણાવી અને તે તે અવસ્થાઓ પ્રાપ્ત કર્યા પછી તેમાંથી કેવા કેવા ચમત્કારો બને છે તે પણ જણાવ્યું. હવે ઋષિવિદ્યા માટે એકજ પ્રશ્ન ઉદ્દભવે છે તે એ છે કે ઋષિવિદ્યાના બળથી મુએલાં મનુષ્યો જીવતાં થઈ શકે કે કેમ ? આના ઉત્તરમાં એટલુંજ કહેવાનું કે આયુષ્ય આવી રહ્યું હોય તો તેમાં કોઇનો પણ ઈલાજ નથી, પરંતુ આયુષ્ય આવી રહ્યા છતાં પણ ગમે તો યમરાજા કોઈ જીવને કોઈ ખોળીઆમાંથી લઇ જતા હોય અને ખોળીઆને બાળી ન નાખ્યું હોય તો ઋષિવિદ્યાના બળથી તે જીવને યમરાજા પાસેથી છોડાવીને પાછો ખોળીઆમાં લાવી શકાય છે ખરો, પરંતુ તે એક જણથી નજ બને. આ ક્રિયાને જાણનાર લગભગ ૧૦૦ મનુષ્યો હોય, અને તે બ્રાહ્મણજ હોય તો મારા અંતર્યામી પરમાત્માએ મને જે માર્ગ બતાવ્યો છે તે માર્ગ પ્રમાણે હું ચાલું અને આ વિદ્યા શીખેલા ૧૦૦ મનુષ્યો મારી વૃત્તિ પ્રમાણે મારી પાછળ દોરાય તો મરી ગયેલા માણસને એક વખત જીવતો કરીને આ ઋષિવિદ્યાનું કેટલું બધું અદ્દભૂત સામર્થ્ય છે તે જનહિત માટે

એક વખત બતાવી શકાય. જીવતો કરવા માટે શું કરવું તેનું સ્પષ્ટિકરણ હું અત્યારે કરવા માગતો નથી, પરંતુ ૧૦૦ મનુષ્યો આ વિદ્યા શીખી તૈયાર થઇને મારી પાસે આવો. જો વિદ્યા ન આવડતી હોય તો હું સંપૂર્ણ રીતે બતાવવાને તૈયાર છું. પરંતુ આ વિદ્યા બ્રાહ્મણ પરંપરાની હોવાથી બ્રાહ્મણોનેજ શિખવાડવાથી જે મહાન્ વસ્તુને આપણે પ્રાપ્ત કરવા ઇચ્છીએ છીએ તે મહાન્ વસ્તુ પ્રાપ્ત થઈ શકશે. બ્રાહ્મણ સિવાય ઇતરવર્ણનાં અંતઃકરણ અને શરીર બ્રાહ્મણ નહીં હોવાથી આવી પારમેશ્વરી વિદ્યા તેમના અંતઃકરણમાં ટકી નહીં શકે. માટે અંતઃકરણ બ્રાહ્મણની સાથે શરીર પણ બ્રાહ્મણનું હોય તેવા ૧૦૦ મનુષ્યોને તેમની ઇચ્છા હોય તો હું આ વિદ્યા સંપૂર્ણપણે શિખવાડવા ઇચ્છું છું. જો ૧૦૦ બ્રાહ્મણો આ વિદ્યા તેમની ધર્મપત્ની ઉપર ક્રિયા કરીને શિખે તો આપણું આર્યાવર્ત જેજે હુન્નરો જાણવા માગતું હોય તેતે હુન્નરો અમે બતાવી શકીએ એમ છે, તેમને અનેક પ્રકારના રંગોની માહિતી પણ અમે આપી શકીશું, અને તેમની મદદમાં અમે દેવતાઓને પણ કામે લગાડી શકીશું.

ઉપર ૧૦૦ બ્રાહ્મણોનેજ આ વિદ્યા શિખવાડવા માટે કહ્યું છે તે ઉપરથી એમ સમજવાનું નથી કે બ્રાહ્મણ સિવાય બીજી જાતના મનુષ્યો આ વિદ્યા શિખી ન શકે. જેમનાં અંતઃકરણ પવિત્ર છે અને જેઓ યમ નિયમ પાળી શકે છે તેઓ ગમે તે વર્ણના હોય તોપણ આ વિદ્યા શિખી શકે. પરંતુ મૃત્યસંજીવની વિદ્યા શિખવા માટે તો બ્રાહ્મણ

અંતઃકરણ તથા બ્રાહ્મણ શરીરજ જોઇએ. જેમ સુથારના છોકરાને સુથારી કામ સહજ સાધ્ય છે, કડીઆના દીકરાને કડીઆ કામ સહજ સાધ્ય છે, કુંભારના દીકરાને કુંભારનો ધંધો સહજ સાધ્ય છે અને હજામને હજામનો ધંધો સહજ સાધ્ય છે તેમ આ વિદ્યા બ્રાહ્મણ શરીરને તથા બ્રાહ્મણ અંતઃકરણને ઉપાયે કરીને સાધ્ય છે. જેમ બીજી જ્ઞાતિના મનુષ્યો સુથારનો ધંધો, કડીઆ કામનો ધંધો અને કુંભારનો ધંધો કરવા જાય પરંતુ જાતી સુથાર, કડીઆ અને કુંભારના જેવી સફાઈ અને ઉત્તમતા તે ધંધામાં બીજાઓ નજ બતાવી શકે; તેજ પ્રમાણે બીજી વર્ણના મનુષ્યો આ વિદ્યા ગમે તેવી રીતે શિખવા જાય પરંતુ દેવતાઓનું આવાહન તેઓ કરવા જાય તો પણ જે મુખ્ય દેવતાઓ છે તેઓ તેમના આવાહનથી જરૂરી કામ વખતે નજ આવે, અને બ્રાહ્મણો જો બ્રાહ્મણ અંતઃકરણના હોય તો દેવતાઓ સંકલ્પ માત્રથી આવે અને તેમની સુચના પ્રમાણે આવીને કામ કરી જાય. અસ્તુ !

છેવટે ઉપસંહાર રૂપે કહેવાનું કે આ ઋષિવિદ્યાનો પ્રયોગ આર્યાવર્તમાં ઘેર ઘેર થાય તો ભીષ્મ જેવા મહારથિ, અર્જુન જેવા બાણાવળી, શ્રીહનુમાન જેવા બ્રહ્મચારી, કર્ણ જેવા દાનેશ્વરી, ધર્મ જેવા અને હરિશ્ચંદ્ર જેવા સત્યવક્તા, શ્રીકૃષ્ણ પરમાત્મા જેવા મહાયોગી અને બીજા ઋષિમુનિઓ જેવા સંકલ્પ સિદ્ધ મહાપુરુષો જેવા થવામાં વાંધો ન આવે. તેઓ આ ક્રિયા પોતાના પુત્ર ઉપર કે સ્ત્રી ઉપર કરે તો તેમના વિચારોને ફેરવીને તથા તેમના પ્રતિબંધક સંસ્કારોને

બાળી નાખીને તેમને નમુનેદાર મહાપુરૂષો બનાવી શકે એમાં શંકા આણવાનું કારણ નથી. ૐ

—:+:—

# કિરણ ૨૨ મું.

## યોગસંબંધી સામાન્ય વિવેચન.

સર્વ પ્રકારના યોગનો જેઓશ્રીના પવિત્રતમ અંતઃકરણમાંથી પ્રાદુર્ભાવ થયો છે એવા માયાના નિયામક મહાયોગી શ્રીશ્રી ૧૦૦૮ શ્રીસદાશિવ ભગવાન્‌ના પવિત્રતમ ચરણકમળમાં તથા મારા સદ્ગુરુ પરમાત્મા શ્રી ૧૦૦૮ શ્રીમન્નાથગુરુના પવિત્રતમ ચરણકમળમાં સવિનય સાષ્ટાંગ પ્રણામ કરીને પામર જનોનાં મન વાણી જેમાં પહોંચી શકતાં નથી એવા પવિત્ર યોગ સંબંધી સામાન્ય વિવેચન કરું છું. તેમાં પ્રથમ અનુબંધ નિરુપણ કરું છું.

### અનુબંધ નિરુપણ.

અધિકારી, સંબંધ, વિષય અને પ્રયોજન એ ચારને અનુબંધ કહે છે. તેમાં અધિકારીનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

મનુષ્ય લોકથી સત્ય લોક પર્યંતના વિષયોમાં ઉદાસીન, જન્મ અને મરણ જેમાં થાય છે એવા સંસારની નિઃશેષ નિવૃત્તિને અંતઃકરણથી ઈચ્છનારો, પોતાના આત્મસ્વરૂપને જાણવાની સુદૃઢ ઈચ્છાવાળો, ઇંદ્રિયજીત, કામાદિ દોષો વિનાનો, શાંત ચિત્તવાળો, યમનિયમાદિ સદ્ગુણોથી અલંકૃત અને પોતાના સદ્ગુરુની ઝીણામાં ઝીણી આજ્ઞાઓને

પરમપ્રેમથી અનુસરનારો મુમુક્ષુ યોગનો મુખ્યપણે અધિકારી છે.

પ્રતિપાદક પ્રતિપાદ્યતા, પ્રાપકપ્રાપ્યતા, જનક જન્મભાવ અને સાધકસાધ્ય એમ ચાર પ્રકારના મુખ્ય સંબંધો યોગ શિખનારે જાણવા જોઇએ. ગ્રંથ તથા વિષયનો પ્રતિપાદક પ્રતિપાદ્યતા સંબંધ છે. ગ્રંથ પ્રતિપાદન કરનાર છે અને વિષય પ્રતિપાદન થવાને યોગ્ય છે. અધિકારી તથા યોગનો પ્રાપકપ્રાપ્યતા સંબંધ છે. અધિકારી પ્રાપ્ત કરનાર છે અને યોગ પ્રાપ્ત થવાને યોગ છે. ગ્રંથ અને યોગનો જનક જન્મભાવ સંબંધ છે. ગ્રંથ યોગના જ્ઞાનને ઉપજાવનાર છે અને યોગવિષેનું જ્ઞાન ઉત્પન્ન થવાને યોગ્ય છે. અધિકારી અને યોગના વિષયનો સાધકસાધ્ય સંબંધ છે.

### ચાર પ્રકારના યોગ સંબંધી વિવેચન.

યોગવિદ્યાના અનુભવી મહાપુરૂષોએ હઠયોગ, લયયોગ, મંત્રયોગ અને રાજયોગ એમ યોગના ચાર પ્રકાર વર્ણવ્યા છે. તેમાં હઠયોગનું લક્ષણ નીચે પ્રમાણે જણાવ્યું છે:–

હકાર તે સૂર્ય કહેવાય છે અને ઠકાર તે ચંદ્ર કહેવાય છે. સૂર્ય અને ચંદ્રના યોગથી **હઠયોગ** કહેવાય છે.

મનુષ્યના શરીરમાં અસંખ્ય નાડીઓ છે તેમાં ત્રણ નાડીઓ મુખ્ય છે. તેમનાં નામ ઇડા, પિંગલા અને સુષુમ્ણા છે. ઇડા મનુષ્યના ડાબા નાકમાંથી વહે છે તેને કેટલાક લોકો ગંગા કહે છે. પિંગલા મનુષ્યના જમણા નસકોરામાંથી વહે છે તેને કેટલાક લોકો યમુના કહે છે અને સુષુમ્ણા મનુષ્યના બંને નસકોરામાંથી વહે છે તેને કેટલાક

લોકો સરસ્વતી કહે છે. ઈડામાંથી વહન કરતા પ્રાણને ચંદ્ર કહે છે અને પિંગલામાંથી વહન કરતા પ્રાણને સૂર્ય કહે છે. કેટલાક મુખ્ય પ્રાણાયામ તથા મુખ્ય મુખ્ય મુદ્રાઓ સાધ્ય કરવાથી સ્વાધિષ્ઠાન ચક્રની ઉપરના ભાગમાં સાડાત્રણ આંટા મારીને સુષુમ્ણાનો માર્ગ રોકીને સુતેલી કુંડલિનીનું ઉત્થાન થાય છે અને સૂર્ય ચંદ્રનો પ્રવાહ શિથિલ થઈ પ્રાણવાયુનો સુષુમ્ણામાં પ્રવેશ થાય છે. પ્રાણ તથા અપાનને ક્રમથી સૂર્ય ચંદ્ર પણ કહેવામાં આવે છે. કારણ કે જેમ સૂર્ય ઉષ્ણ છે તેમ પ્રાણ પણ ઉષ્ણ છે અને ચંદ્ર શિતલ છે તેમ અપાન પણ શિતલ છે. આ પ્રાણ અપાનની એકતા પણ પ્રાણાયામથી અને મુદ્રાદિના અભ્યાસથી થાય છે. સ્થાન ભેદ તથા ક્રિયાના ભેદથી પ્રાણના પાંચ પ્રકાર મનાયેલા છે. તેમાં હૃદયસ્થાન ને ક્ષુધા પિપાસા ક્રિયા તે પ્રાણ, ગુદાસ્થાન અને મલમૂત્ર અધોનયન ક્રિયા તે અપાન, નાભી સ્થાન અને ખાધેલા પીધેલા અન્નજલને પાચન યોગ્ય સમ કરે તે સમાન, કંઠ સ્થાન અને શ્વાસક્રિયા તે ઉદાન અને સર્વ શરીર સ્થાન અને રસમેલન ક્રિયા તે વ્યાન કહેવાય છે. નાગ, કૂર્મ, કૂકલ, દેવદત્ત અને ધનંજય એ પાંચ ઉપપ્રાણ કહેવાય છે. નાગથી ઓડકાર આવે છે, કૂર્મથી નિમેષોન્મેષ એટલે આંખનું મીંચાવું ઉઘડવું થાય છે, કૂકલથી છીંક થાય છે, દેવદત્તથી બગાસાં આવે છે અને ધનંજય મૃતશરીરને ફુલાવે છે.

સ્થૂલ શરીરને ગતિમાં મેલનાર સૂક્ષ્મ શરીર છે. સૂક્ષ્મશરીર પાંચજ્ઞાનેન્દ્રિયો, પાંચકર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ,

મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એમ ઓગણીસ તત્ત્વનું બનેલું છે. આંખ, જીભ, નાક, કાન ને ત્વચા એ પાંચ જ્ઞાનેન્દ્રિયોનાં નામો છે. વાણી. હાથ, પગ, લિંગ ને ગુદા એ પાંચ કર્મેન્દ્રિયોનાં નામ છે. પાંચ પ્રાણનાં નામો ઉપર જણાવ્યાં છે. સૂક્ષ્મ તથા સ્થૂલ શરીરનું અસ્તિત્વ કારણ શરીરને લીધે છે. કારણ શરીર અજ્ઞાનમય છે. વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરના અભિમાની ચૈતન્યને તૈજસ કહે છે, અને સમષ્ટિ સૂક્ષ્મશરીરના અભિમાની ચૈતન્યને હિરણ્યગર્ભ કહે છે. તૈજસ સ્થૂલશરીરમાંની બ્રહ્મરંધ્રથી મૂલાધાર સુધી જનારી મેરૂદંડમાં રહેલી મુખ્યનાડી સુષુમ્ણામાં વિશેષ સત્તાથી રહે છે અને તે સિવાયની સુષુમ્ણાની નાની નાની શાખાઓરૂપી નાડીઓમાં અર્થાત્ લગભગ આખાશરીરમાં સામાન્ય સત્તાથી રહેલ છે. સ્થૂલશરીરમાં ક્રિયાવડે કરીને તૈજસનું વ્યાપકપણું થાય છે તેજ વિશ્વ કહેવાય છે. પ્રાણાયામના અભ્યાસથી વિશ્વની વિરાટ્ સાથે અને તૈજસની હિરણ્યગર્ભ સાથે એકતા થાય છે.

શરીરમાં મુખ્ય સાત ચક્રો છે. આ ચક્રનાં સ્થાન સુષુમ્ણાની અંદર અંતરના ભાગમાં છે. ચક્રની જે પાંખડીઓ છે તે ચક્રના નાના તંતુ રૂપે છે એમ સમજવું. આધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા અને અજરામર ચક્ર એમ મુખ્ય ચક્રોનાં સાત નામ છે. સુષુમ્ણામાં પ્રાણનો પ્રવેશ કરાવી જુદા જુદા ચક્રોનું અનુસંધાન કરવાથી પાંખડીઓની સંખ્યા અનુસાર અસાધારણ શક્તિઓ પણ તે યોગીને પ્રાપ્ત થાય છે.

ગમે તે યોગી ક્રમાત્ બધા ચક્રોને ભેદી અજરામર (સહસ્રદળ) ચક્રમાં જાય છે ત્યારે તેના તૈજસની હિરણ્યગર્ભ સાથે એકતા થાય છે, અને તેને ઘણીક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. ૧

હૃદયાકાશમાં ધ્યાન કરવાથી યોગીને નિશ્ચયાત્મક જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અને અભ્યાસદ્વારા તે નિશ્ચયાત્મક જ્ઞાન આકાશ સમાન વિસ્તૃત થાય છે. તેમાં સ્થિર થવાથી યોગીને સૂર્ય, ચંદ્ર અને મણિઓના પ્રકાશ સમાન જાજ્વલ્યમાન જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે વખત યોગીનું ચિત્ત આત્મસ્વરૂપને વિષે તરંગરહિત મહાસાગરની પેઠે શાંત તથા નિશ્ચલ રહે છે, ત્યારે તે યોગી એમ સમજે છે કે, મેં તે સૂક્ષ્મતમ પરમાત્માને હવે જાણ્યા છે, અને આત્મસ્વરૂપને પણ જાણ્યું છે. આવા યોગીને નાના પ્રકારના પ્રકાશોનો અનુભવ થાયછે અને પછી અંતે વૃત્તિ આત્મસ્વરૂપમાં વિરામેછે.

**લયયોગ:**—જે ઉપાયથી વિષયની કિંવા ધ્યેયાકારની વિસ્મૃતિ થાય તે ઉપાયરૂપ યોગને લયયોગ કહે છે. પ્રાણાયામ ન કરે અને શાંભવી મુદ્રા કરે તો લયયોગની પ્રાપ્તિ થાય છે. આધારથી બ્રહ્મરંધ્ર પર્યંતનાં ચક્રોમાંના કોઈ પણ વાંછિત ચક્રમાં અંત:કરણની વૃત્તિને સ્થાપન કરવી ને દૃષ્ટિને નિમેષોન્મેષરહિત શરીરની બહારના પ્રદેશમાં સ્થાપન કરવી

૧ આના સંબંધમાં વિશેષ હકીકત જોવી હોય તેમણે મહાત્મા શ્રીનથુરામશર્માકૃત યોગકૌસ્તુભ જોવું. તેનું મૂલ્ય રૂ. ૧–૪–૦ છે. વિ૦ પિ૦ અને પોષ્ટેજ જુદું સમજવું.

તે શાંભવીમુદ્રા છે. આ મુદ્રા ઋગાદિ વેદોમાં તથા સાંખ્ય પાતંજલાદિ શાસ્ત્રોમાં ગુપ્ત છે.

નાસિકાના અગ્રભાગાદિક દેશોમાં લગાડયા વિનાજ જેની દૃષ્ટિ સ્થિર છે, રેચકાદિ પ્રાણાયામના અભ્યાસ વિનાજ જેના પ્રાણવાયુનો નિરોધ છે, અને ષટ્ચક્રાદિના અવલંબન વિનાજ જેનું ચિત્ત એકાગ્ર છે, તેજ પુરૂષ યોગી, ગુરૂ અને સેવવા યોગ્ય છે.

**મંત્રયોગઃ**—શ્વાસ હકારથી બહાર આવે છે, અને સકારથી પુનઃ પ્રવેશ કરે છે. 'હંસ' 'હંસ' એવી રીતનો મંત્ર આ જીવ સર્વદા જપે છે. શ્રીગુરૂ વાક્યથી સુષુમ્ણામાં 'હંસ' 'હંસ'થી ઉલટો 'સોહં' 'સોહં' એવી રીતનો પ્રાપ્ત થયેલો જપ થાય છે તે મંત્રયોગ છે.

જીવ આરોગ્ય સ્થિતિમાં એક અહોરાત્રમાં 'હંસ' એવી રીતના બે અક્ષરોને ૨૧૬૦૦ વાર સ્વાભાવિક ઉચ્ચારણ કર્યા કરે છે.

શરીરમાં જે સાત ચક્રો છે તેમાં પહેલામાં શ્રીગણેશને ૨૧૬૦૦ જપમાંથી ૬૦૦ જપ નિવેદન કરે, બીજામાં શ્રીબ્રહ્માને ૬૦૦૦ જપ નિવેદન કરે, ત્રીજામાં શ્રીવિષ્ણુને ૬૦૦૦ જપ નિવેદન કરે, ચોથામાં શ્રીમહાદેવને ૬૦૦૦ જપ નિવેદન કરે, પાંચમામાં જીવાત્માને ૧૦૦૦ જપ નિવેદન કરે, છઠ્ઠામાં શ્રીગુરૂને ૧૦૦૦ જપ નિવેદન કરે અને સાતમામાં વ્યાપક પરબ્રહ્મને ૧૦૦૦ જપ નિવેદન કરે. આ પ્રમાણે હમેશાં એકાગ્રચિત્તથી દરેક ચક્રના દેવોને જપ અર્પણ કરતાં જ્યારે એક ક્રોડ જપ સંપૂર્ણ થાય એટલે

તેને ઇશ્વરના અનુગ્રહથી ચિણી, ચિંચિણી, ઘંટ જેવો, શંખ જેવો, વીણા જેવો, તાલ જેવો, વાંસળી જેવો, ટબલા જેવો, ભેરી જેવો અને છેવટે મેઘ જેવો એ પ્રમાણે દશ પ્રકારના નાદ સાંભળવામાં આવે છે. તેમાં ચિણી જેવો નાદ સાંભળતાં સર્વ અંગમાં ચિંચિણીના જેવા શબ્દની પ્રતીતિ થાય છે, બીજો નાદ સાંભળતાં શરીરનાં અંગ ત્રુટવાની પેઠે થાય છે, ત્રીજો નાદ સાંભળતાં ચિત્તમાં ખિન્નતા થાય છે, ચોથો સાંભળતાં શિર કંપે છે, પાંચમો નાદ સાંભળતાં તાલુ સ્રવે છે, છઠો નાદ સાંભળતાં અમૃતનું પાન થાય છે, સાતમો સાંભળતાં ગુહ્ય પદાર્થનું જ્ઞાન થાય છે, આઠમો સાંભળતાં પરાવાચાની પ્રાપ્તિ થાય છે, નવમો સાંભળતાં નિર્મલ દિવ્ય દૃષ્ટિ તથા અંતર્ધાનની શક્તિ થાય છે અને દશમો નાદ સાંભળતાં બ્રહ્માત્માની સન્નિધિ થતાં પરમબ્રહ્મરૂપ થાય છે.

**રાજયોગઃ**—ચિત્તની અનાત્માકાર વૃત્તિઓના નિરોધને રાજયોગ કહે છે. રાજયોગના બે પ્રકાર છે. સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત. ચિત્તની એકાગ્રઅવસ્થામાં જે યોગ થાય છે, તેને સંપ્રજ્ઞાત યોગ કહે છે, અને ચિત્તની નિરુદ્ધાવસ્થામાં જે યોગ થાય છે તેને અસંપ્રજ્ઞાત યોગ કહે છે.

જ્યારે ચિત્તની બાહ્યવૃત્તિઓનો નિરોધ થઇ જાય છે, ત્યારે જીવાત્મા સમાધિસ્થ થઇને કેવલ પોતાનાજ સ્વરૂપને જુએ છે, અને તેનોજ વિચાર કરે છે. કૈવલ્યમોક્ષમાં માત્ર જ્ઞાન રહે છે, ને સવિકલ્પ સમાધિમાં સોપાધિક જ્ઞાન રહે છે. એ સ્થિતિમાં પોતાનું સ્વરૂપ એજ જ્ઞેય છે, કારણ કે

જ્યાંસુધી દ્રષ્ટા બહારના વિષયને દેખે છે, ત્યાંસુધી તે પોતાના સ્વરૂપને જાણી શકતો નથી.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ એ આઠ રાજયોગ તથા હઠયોગ બન્નેનાં અંગ ગણાય છે.

ઇશ્વરની ભક્તિ કરવાથી પણ તેની કૃપાવડે યોગીને અસંપ્રજ્ઞાત સમાધિનો લાભ થાય છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસત્વ, સખ્યત્વ અને આત્મનિવેદન એ પ્રમાણે ભક્તિના મુખ્ય નવ પ્રકાર છે. એ નવધા ભક્તિમાંની પ્રત્યેકના ત્રણ ત્રણ ભેદ ત્રણ ગુણવડે થયેલા છે, અને એ સત્યાવીશ ભક્તિમાંની મૃદુ, મધ્ય ને તીવ્ર એમ ત્રણ ત્રણ ભેદથી કુલ એકાશી પ્રકારની ભકિત થાય છે. એકાશીમા પ્રકારની પકવાવસ્થાએ પરાભક્તિ કિંવા અનન્ય ભક્તિ પ્રાપ્ત થાય છે, જેને બ્યાશીમી ભકિત પણ કહે છે.

પ્રણવનો યથાવિધિ જપ કરવાથી તથા તેનું અર્થચિંતન કરવાથી યોગીને પરમાત્માનું પૂર્ણ જ્ઞાન થાય છે, અને યોગવિઘ્નોની નિવૃત્તિ થાય છે.

સુષુપ્તિમાં અંતઃકરણની બ્રહ્માકારવૃત્તિનો અભાવ થાય છે, અને અસંપ્રજ્ઞાત સમાધિમાં અંતઃકરણની બ્રહ્માકારવૃત્તિ બની રહે છે. એટલે કે સુષુપ્તિમાં વૃત્તિસહિત અંતઃકરણનો અભાવ થાય છે, અને અસંપ્રજ્ઞાત સમાધિમાં વૃત્તિ સહિત અંતઃકરણ તો હોય છે, પણ તેની પ્રતીતિ થતી નથી. સુષુપ્તિમાં વૃત્તિનો લય અજ્ઞાનમાં થાય છે, અને અસંપ્રજ્ઞાત

સમાધિમાં વૃત્તિનો લય બ્રહ્મપ્રકાશમાં થાય છે. સુષુપ્તિનો આનંદ અજ્ઞાન આવૃત્ત છે, અને સમાધિમાં નિરાવરણ બ્રહ્માનંદનું ભાન થાય છે.

આ અસંપ્રજ્ઞાત સમાધિ જ્ઞાનની સાતમી ભૂમિકારૂપ યોગનો પરમ અવધિ છે.

ક્રિયાયોગ, ઉત્પત્તિયોગ તથા ઔષધિયોગ વિગેરેનો રાજયોગ વિષેજ અંતર્ભાવ છે. તપ, મંત્રજપ કિંવા વેદાધ્યયન ને ઈશ્વરનું આરાધન એ ક્રિયાયોગ છે. વ્યાસાદિ જે જન્મથીજ યોગી થયા છે, તે ઉત્પત્તિયોગ પણ પૂર્વજન્મમાં અનુષ્ઠાન કરેલ રાજયોગના પ્રભાવથીજ પ્રાપ્ત થાય છે, માટે તેનો પણ રાજયોગમાંજ અંતર્ભાવ છે. અને સિદ્ધ થયેલ પારદાર્દિક દિવ્ય ઔષધાદિનું ભક્ષણ કરવાથી પણ યોગ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. તેપણ પૂર્વજન્મમાં કરેલ રાજયોગનુંજ ફલ છે, માટે તેનો પણ રાજયોગમાંજ સમાવેશ થાય છે. એ રાજયોગ સર્વ યોગોનો રાજા છે.

## યોગના અભ્યાસને અનુકૂલ દેશસ્થાનનુ વર્ણન.

યોગ સાધવાને અનુકૂલ દેશ, સ્થાન વગેરે કયાં કયાં છે તથા પ્રતિકૂલ દેશ સ્થાન વગેરે કયાં કયાં છે તે જાણવાની સાધકોને ખાસ જરૂર છે. જે દેશની હવા સુકી હોય, ટાઢ, તડકો અને વર્ષાદ સમ રહેતાં હોય, અર્થાત્ અતિશય ટાઢ, અતિશય તડકો અને અતિશય વર્ષાદ જયાં ન પડતો હોય, પાણી મીઠું અને હલકું હોય, આસપાસ નિવાસ કરતાં મનુષ્યોનાં અંતઃકરણ પવિત્ર હોય અને તે પ્રદેશનો રાજા ધાર્મિક વૃત્તિવાળો હોય, જ્યાં વારંવાર દુષ્કા-

ળ ન પડતો હોય, અને જે સ્થલમાં વિષયી મનુષ્યોનું આવાગમન બહુ ઓછું હોય તે દેશ યોગ સાધવામાટે અનુકૂલ છે એમ સમજવું.

યોગાભ્યાસ કરવા માટે મઠ એવો હોવો જોઈએ કે જે મઠ ખાડા અને દર વગરનો હોય, અલ્પદ્વારવાળો હોય, અતિ ઊંચો પણ ન હોય તેમજ અતિ નીચો પણ ન હોય, ગાયના છાણવડે સારી રીતે લીંપેલો હોય, મચ્છર માંકડ અને ચાંચડ વગેરે જંતુઓથી રહિત હોય, જેની બહાર મંડપ વેદિ અને કૂવો હોવાથી રમણીય લાગતો હોય, અને ચારે બાજુથી મજબૂત ભીંતોથી રક્ષણ કરાયેલો હોય, એવો મઠ યોગાભ્યાસમાટે અનુકૂલ છે.

યોગાભ્યાસમાટે બેસવાની ભૂમિ સમાન જોઇએ. આ ભૂમિઉપર આસપાસની ભૂમિથી ચાર આંગળ ઉંચું ને બે હાથ લાંબુ પહોળું માટીનું અથવા તો લાકડાનું આસન કરવાથી વધારે અનુકૂલતા સચવાય છે. આવા તૈયાર કરેલા આસન ઉપર પ્રથમ દર્ભાસન, તે ઉપર મૃગછાલા કે વાઘાંબર ને તે ઉપર ઊનનું વસ્ત્ર પાથરીને તેના ઉપર યોગાભ્યાસ કરવા બેસવું.

યોગાભ્યાસ શરૂ કર્યા પહેલાં સાધકે દુર્જન માણસો સમીપ વાસ, અગ્નિ સેવન, સ્ત્રી સંગ, તીર્થયાત્રા ગમન, પ્રાતઃસ્નાન, ઉપવાસો તથા શરીરને ક્લેશ થાય એવી ક્રિયાઓ એ સર્વનો શરૂઆતના યોગાભ્યાસીએ ત્યાગ કરવો જોઇએ. યોગાભ્યાસકાળે સાધકે યોગના સાધક હેતુઓને સેવવા જોઇએ તથા બાધક હેતુઓનો ત્યાગ કરવો જોઇએ.

અતિતૃપ્ત અવસ્થામાં, ક્ષુધાર્ત અવસ્થામાં, વિષ્ઠામૂત્રના ત્યાગનો સમય થવાથી પીડા થતી હોય તે કાલે, પ્રવાસથી ગ્લાની ઉપજી હોય તે વખતે તથા ચિંતાર્ત સ્થિતિમાં યોગવિત્ પુરુષે યોગમાં જોડાવું નહીં.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગો છે. તે અંગો સંયમ સિદ્ધ કરનાર પુરુષે એક પછી એક સિદ્ધ કરવાં જોઇએ. તે બધાં અંગોનું ક્રમવાર સ્પષ્ટિકરણ કરવાનું છે તેમાં પ્રથમ યમનું સ્પષ્ટિકરણ કરીએ છીએ.

**યમ.**

યમના દશ પ્રકાર છે. કેટલાક ઋષિઓએ તેના પાંચ પ્રકાર પણ વર્ણવ્યા છે. પરંતુ આપણે યમના દશ પ્રકારનું વર્ણન કરીશું. અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, ક્ષમા, ધૃતિ, દયા આર્જવ, મિતાહાર અને શૌચ એ યમના દશ પ્રકાર છે.

**અહિંસાઃ**—મન, વાણી અને શરીરવડે કોઇપણ પ્રાણીને કોઈપણ પ્રકારથી કોઈપણ દિવસ પીડા ન કરવી તે અહિંસા કહેવાય છે.

**સત્યઃ**—પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ પ્રમાણથી જે જે વાતોનો જે જે પ્રમાણે પોતે નિશ્ચય કરેલો હોય, તે તે વાતોને તે તે નિશ્ચયપ્રમાણે શ્રોતાને અનુદ્વેગ કરનારા, વર્તમાનમાં પ્રિય જણાતા, પરિણામે હિત કરનારા, કપટ રહિત અને નિર્ભ્રાંત વચનવડે કહેવી તે સત્ય કહેવાય છે. અર્થાત્ જેવું દીઠું હોય, જેવું સાંભળ્યું હોય અને જેવો

અનુભવ થયો હોય એવું કપટરહિત બોલવું તે સત્ય કહેવાય છે.

**અસ્તેયઃ**—મન, વાણી અને કર્મવડે પરદ્રવ્યમાં જે નિઃસ્પૃહા છે, તેને તત્ત્વદર્શી ઋષિઓ અસ્તેય કહે છે.

**બ્રહ્મચર્ય**—મન, વાણી અને શરીરથી સર્વ અવસ્થાઓમાં સર્વદા સર્વત્ર મૈથુનનો ત્યાગ કરવો, તે બ્રહ્મચર્ય કહેવાય છે.

**ક્ષમાઃ**—પ્રિય તથા અપ્રિય આચરણ કરનાર, સર્વ પુરુષોમાં જે રાગદ્વેષથી રહિતપણું છે, તેને વેદવાદી મુનિઓ ક્ષમા કહે છે.

**ધૃતિ**:—અનેક પ્રકારનાં વિઘ્નો પ્રાપ્ત થયા છતાં પણ અભ્યાસનો પરિત્યાગ ન કરવો તે ધૃતિ કહેવાય છે.

**દયાઃ**—દીન પ્રાણિઓ ઉપર તેમનાં દુઃખો તથા તેમની પડતી સ્થિતિ જોઈ કરુણા બતાવવી એ દયા કહેવાય છે; અર્થાત્ સર્વ ભૂતોપર અનુગ્રહ કરવો તે દયા કહેવાય છે.

**આર્જવઃ**—અહંપણાનો ત્યાગ કરી સર્વ ભૂતોપ્રતિ મન, વાણી અને શરીરે કરીને નમ્રતા તથા સરલતા રાખવી એ આર્જવ છે.

**મિતાહારઃ**—વિલાસાદિ માટે નહિ, પણ કેવલ દેહરક્ષાને અર્થે ઇશ્વરપ્રસાદથી મળેલા અન્નનો ઔષધની પેઠે પ્રસન્ન મનથી સૂક્ષ્મ આહાર કરવો એ મિતાહાર છે.

**શૌચઃ**—માટી અને જલવડે બહારથી સ્થૂલ શરીરને પવિત્ર રાખવું એ બાહ્યશૌચ, અને સુખી પ્રાણીમાં મૈત્રી, દુઃખી પ્રાણીઓમાં કરુણા, પુણ્યવાન્‌માં મુદિતા તથા પાપીમાં

ઉપેક્ષા રાખી અથવા રાગદ્વેષ દૂર કરી કિંવા પ્રાણાયામ કરી હૃદયને પવિત્ર રાખવું અથવા નેતિ, ધૌતિ ને શંખપ્રક્ષાલનાદિ ક્રિયાથી શરીરની અંતરના મલ દૂર કરવા એ આભ્યંતર શૌચ કહેવાય છે.

## નિયમ.

તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, ઈશ્વરપૂજન, સિદ્ધાંતવાક્યશ્રવણ, મતિ, લજ્જા, જપ ને હોમ એમ નિયમના દશ પ્રકાર છે.

**તપ:**—મન, વચન અને શરીરે કરીને પાપકર્મ ન કરવું તે તપ કહેવાય છે.

**સંતોષ:**—પ્રારબ્ધકર્માનુસાર જે અન્નવસ્ત્રાદિરૂપ શાસ્ત્રોક્ત ભોગ આવીને પ્રાપ્ત થાય, તેમાં જે તૃપ્તિ રાખવી તે સંતોષ કહેવાય છે.

**આસ્તિક્ય:**—શાસ્ત્રોક્ત ધર્માધર્મ વિષે તથા પરમેશ્વરના અસ્તિત્વવિષે જે દૃઢ વિશ્વાસ, તે આસ્તિક્ય છે.

**દાન:**—ન્યાયપૂર્વક એકત્ર કરેલા ધનમાંથી પોતાની શક્તિ પ્રમાણે યોગ્ય ધનને વિધિપૂર્વક શ્રદ્ધાવડે સત્પાત્રને આપવું એ દાન કહેવાય છે.

**ઈશ્વરપૂજન:**—શ્રીસદાશિવનું કે શ્રીવિષ્ણુનું શ્રદ્ધાભક્તિવડે એકાગ્રતાથી યથાશક્તિ ચંદનપુષ્પાદિથી અર્ચન કરવું તે ઈશ્વરપૂજન છે. તથા મનને રાગદ્વેષાદિથી રહિત રાખવું, વાણીને અસત્ય ભાષણાદિથી રહિત રાખવી ને શરીરને હિંસાદિથી દૂષિત ન કરવું તે પણ ઈશ્વરપૂજન કહેવાય છે. બાહ્યોપચારનું પૂજન સિદ્ધ થયે પછી તે યથા-

સંભવ રાખી માનસિક પૂજનનો અભ્યાસ કરવો.

**સિદ્ધાંતવાક્ય શ્રવણ:**—ઉપનિષદાદિરૂપ વેદાંત વાક્યોનું વિધિપૂર્વક શ્રવણ કરવું તે સિદ્ધાંતવાક્ય શ્રવણ કહેવાય છે.

**મતિ:**—વેદવિહિત યોગાદિ સત્કર્મમાં જે અસંભાવના રહિત સુદૃઢ શ્રદ્ધા તે મતિ કહેવાય છે.

**લજ્જા:**—વેદવિષે તથા લોકવિષે જે પરસ્ત્રીગમન તથા મદિરાપાનાદિ નિંદિત કર્મ ગણાય છે, તે કરવામાં લોકાપવાદનો ભય કરવો તે લજ્જા કહેવાય છે.

**જપ:**—વેદોક્ત મંત્રનો શ્રીગુરૂદ્વારા ઉપદેશ પામીને તે મંત્રનો વિધિપૂર્વક અભ્યાસ કરવો તે જપ કહેવાય છે.

**હોમ:**—મનસહિત અગીઆર ઇંદ્રિયોને તેમના અયોગ્ય વિષયથી ઉપરામ કરી બ્રહ્મરૂપ અગ્નિને વિષે હોમવી તે સાત્વિક હોમ, ને ચિત્તની એકાગ્રતારૂપ અગ્નિને વિષે હોમવી તે યોગયજ્ઞ કહેવાય છે.

## આસન.

જેથી શરીરને સ્થિરતા અને મનને સુખપ્રાપ્ત થાય તે આસન કહેવાય છે. યોગકલામાં નિપુણ એવા શ્રીશિવજીએ ચોરાશીલાખ જાતનાં આસનો કહ્યાં છે. એ આસનોમાંથી ચોરાશીજાતનાં આસનોનાં નામ નીચે પ્રમાણે છે.

સિદ્ધાસન, પદ્માસન, દૃઢાસન, વીરાસન, પવનમુક્તાસન, ધીરાસન, વામશ્વાસગમનાસન, પશ્ચિમતાન, વાતાયનાસન, મયુરાસન, મત્સ્યેંદ્રાસન, અર્ધપદ્માસન, કુક્કુટાસન, ગોરક્ષાસન–ભદ્રાસન, ઊર્ધ્વપદ્માસન, અર્ધપાદાસન, શવાસન, મકરા-

સન, વામપાદાસન, ધનુરાસન, દ્વિપાદશીર્ષાસન, સ્થિરાસન, વૃક્ષાસન, ચક્રાસન, તાડાસન, વામચતુર્થાંશપાદાસન, ઉર્ધ્વધનુરાસન, વામસિદ્ધાસન, સ્વસ્તિકાસન, સ્થિતવિવેકાસન, વામતર્કાસન, નિઃશ્વાસાસન, અર્ધકૂર્માસન, ગરૂડાસન, સિંહાસન, પૂર્ણત્રિકોણાસન, પ્રાર્થનાસન, પૂર્ણપાદત્રિકોણાસન, વામભુજાસન, વામહસ્તભયંકરાસન, વામાર્ધપદ્માસન, અંગુષ્ઠાસન, યષ્ટિકાસન, વામાર્ધપાદાસન, હસ્તભુજાસન, વામવક્રાસન, વામજાન્વાસન, વામશાખાસન, ત્રિસ્થંભાસન, વાંમપાદઅપાનગમનાસન, હંસાસન, ગોમુખાસન, કૂર્માસન, ઉત્તાનકૂર્માસન, મત્સ્યાસન, ઉત્કટાસન, મંડૂકાસન, ઉત્તાનમંડૂકાસન, વૃષાસન, શલભાસન, ઉષ્ટ્રાસન, ભુજંગાસન, સંકટાસન, કાર્મુકાસન, લોલાસન, ઉત્તમાંગાસન, યોન્યાસન, પર્વતાસન, પ્રાણાસન, અપાનાસન, સમાનાસન, ગ્રંથિભેદાસન, સર્વાંગાસન, કોકિલાસન, આનંદમંદિરાસન, ખંજનાસન, પવનાસન, કુંજરાસન, વ્યાઘ્રાસન, પર્યંકાસન, સમસંસ્થાનાસન, ક્ષેમાસન, ઉષ્ટ્રનિષદનાસન અને સોપાશ્રયાસન.

આ ચોરાશી આસનો પૈકી જે ઘણાંજ જરૂરનાં આસનો છે તે કરવાની રીત નીચે પ્રમાણે છે.

(સિદ્ધાસન:—ડાબા પગને આડો રાખીને તેની પાની સીવની (વૃષણના મૂલ તથા ગુદાના છિદ્રની વચ્ચેના ભાગ) માં રાખવી, ને જમણાપગની પાની ઉપસ્થ ઇંદ્રિઉપર રાખી ડાકને નીચી નમાવી હડપચી હૃદયની સમીપના દેશમાં એટલે હૃદયની ઉપર ચાર આંગળપર લગાડી સરલ અને નિશ્ચલ સ્થિતિવડે ઇંદ્રિયોને વશીભૂત કરીને બેસવું; ને આંખને

ઊઘાડી રાખીને દૃષ્ટિને ત્રિકુટીમાં રાખવી, ને ડાબા હાથના ચત્તા પંજાપર જમણા હાથનો ચત્તો પંજો રાખવો તે સિદ્ધાસન કહેવાય છે.

**પદ્માસન:**—જમણાપગને ડાબા સાથળ ઉપર અને ડાબાપગને જમણા સાથળ ઉપર રાખી બંને હાથોને પીઠની પછવાડે ફેરવીને બન્ને હાથના પંજા ચત્તા રાખી જમણા હાથના અંગુઠા તથા તર્જનીથી જમણા પગનો અંગુઠો અને ડાબા હાથના અંગુઠા તથા તર્જનીથી ડાબા પગનો અંગુઠો પકડવો ને આંખોને ઊઘાડી રાખી દૃષ્ટિને નાસિકાના અગ્રભાગઉપર ઠરાવવી તે પદ્માસન કહેવાય છે.

**પશ્ચિમતાન:**—ભોંય ઉપર બેસી બન્ને પગને સીધા લાંબા કરી બન્ને હાથથી, ઢીંચણની નીચેનો ભાગ ભૂમિથી ઉપડે નહિ એવી રીતે બન્ને પગ રાખી, તે પગના અંગુઠા ઝાલવા, ને લલાટને ઢીંચણપર રાખવું તે પશ્ચિમતાનનામનું આસન કહેવાય છે.

**મયૂરાસન:**—બન્ને હાથનાં તળાં આંગળાં પહોળાં રહે તે રીતે પૃથ્વીપર રાખી તે હાથોને કોણીથી વાળી નાભીને પડખે ભરાવી શરીરને મોરની પેઠે બન્ને હાથના આધારથી અદ્ધર રાખવું તે મયૂરાસન કહેવાય છે.

**મત્સ્યેંદ્રાસન:**—ડાબા સાથળના મૂલમાં ધરેલો જે જમણો પગ તેની એડીને પીઠ પછવાડેથી ડાબો હાથ લઇ જઇને તેથી પકડી પછી જમણા પગના ઢીંચણ આગળ ભૂમિપર રાખેલા ડાબા પગના અંગુઠાને જમણો હાથ તે પગના ઢીંચણથી બહાર કાઢી તે હાથથી પકડી મુખને ડાબા

ભાગની પીઠભણી રાખીને બેસવું તે મત્સ્યેંદ્રાસન કહેવાય છે.

**અર્ધપદ્માસનઃ**—જમણા પગને ડાબા સાથળ ઉપર રાખવો અને ડાબા પગને જમણા સાથળ ઉપર મૂકી તે બન્ને પાનીપર ચત્તા રાખેલા ડાબા હાથ ઉપર જમણા હાથને ચત્તો રાખીને નાસાગ્રપર દૃષ્ટિ રાખીને બેસવું તે અર્ધપદ્માસન કહેવાય છે.

**કુક્કુટાસનઃ**—અર્ધપદ્માસનની રીત પ્રમાણે બેસી બે હાથ જંઘા તથા ઉરુની વચ્ચે ઘાલી અર્ધપદ્માસન સાથે દેહ ઉપાડવો તે કુકકુટાસન કહેવાય છે.

**ધનુરાસનઃ**—નીચે બેસીને બન્ને પગના અંગુઠાને બન્ને વિપરીત હાથથી એટલે જમણા હાથથી ડાબાપગના અંગુઠાને અને ડાબા હાથથી જમણાપગના અંગુઠાને પકડવા, પછી એક પગ લાંબો રાખવો, ને બીજા પગને કાનસુધી ખેંચીને લાવવો તે ધનુરાસન કહેવાય છે.

**દ્વિપાદશીર્ષાસનઃ**—બેસીને બન્ને પગ માથા ઉપર લાવી ડોકના પાછલ્યા ભાગપર ચડાવવા તે દ્વિપાદશીર્ષા-સન કહેવાય છે.

**વૃક્ષાસનઃ**—બન્ને હાથના પંજા માથા પાસે સહજ ચત્તા રાખી તેની પાસે માથું ભૂમિથી ટેકાવી પગ લાંબા કરીને ઉંધે મસ્તકે રહેવું તે વૃક્ષાસન કહેવાય છે.

**સ્વસ્તિકાસનઃ**—બન્ને સાથળની નીચેના ભાગની તથા બન્ને પિંડીઓની વચ્ચે બન્ને પગના ફણા રાખી શ-રીરને સીધું રાખી બેસવું તે સ્વસ્તિકાસન કહેવાય છે.

**ઉત્કટાસન**—પગોના બન્ને અંગુઠા ભૂમિપર અડાડી રાખીને બન્ને પાનીઓ ઉંચી રાખવી, ને તે પાનીઓપર ઢગરાને ધારણ કરીને પગોના ફણાપર શરીરનો ભાર આવે એવી રીતે સ્થિત થવું તે ઉત્કટાસન કહેવાય છે.

**ઉષ્ટ્રાસન:**—ઉંધા સૂઇને બન્ને પગોને પીઠપર લાવી જમણા પગના અંગુઠાને જમણા હાથના અંગુઠા તથા તર્જનીથી ને ડાબા પગના અંગુઠાને ડાબા હાથના અંગુઠા તથા તર્જનીથી પકડવો ને ઉદર તથા મુખનું સમ્યક્ પ્રકારે આકુંચન કરવું તે ઉષ્ટ્રાસન કહેવાય છે.

**લોલાસન:**—ડાબા સાથળપર જમણો પગ રાખીને અને જમણા સાથળપર ડાબો પગ રાખીને પછી બન્ને પડખે બન્ને હાથનાં કરતલો ભૂમિપર મૂકી તેને આધારે શરીરને ઉંચું ઉપાડી રાખવું તે લોલાસન કહેવાય છે.

આસનનો અભ્યાસ પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસીને કરવો જોઇએ. આસનાભ્યાસ ચાલતો હોય ત્યારે અગ્નિસંગ, સ્ત્રીસંગ, દુર્જનસંગ, માર્ગગમન, પ્રાત:કાળમાં ટાઢા જલથી સ્નાન, સૂર્યને ઘણા નમસ્કાર, માથાપર ભાર ઉપાડવો ને અતિ ઉપવાસ કરવા એ છોડી દેવાં.

## પ્રાણાયામ.

શ્વાસોચ્છ્વાસની ગતિનો અવરોધ કરી પ્રાણને રોકવો તેને પ્રાણાયામ કહેવામાં આવે છે. પ્રાણાયામ બે પ્રકારના છે, સગર્ભ તથા અગર્ભ. પ્રણવના મંત્રસહિત કરવા તે સગર્ભ અને મંત્રવિના કરવા તે અગર્ભ. વળી રેચક, પૂરક ને

કુંભક એમ પ્રાણાયામના ત્રણ પ્રકાર પણ ગણવામાં આવે છે. શરીરમાંના વાયુને નાસાપુટદ્વારા યત્નપૂર્વક બહાર કાઢી સ્થિર થવું તે રેચકપ્રાણાયામ. બહારના વાયુને નાસાપુટ-દ્વારા યત્ન પૂર્વક બહાર કાઢી સ્થિર થવું તે રેચક-પ્રાણાયામ. બહારના વાયુને નાસાપુટ દ્વારા અંતર આ-કર્ષિ સર્વે પ્રાણવહા નાડીઓને પ્રાણથી પૂર્ણ કરી સ્થિર થવું તે કુંભક પ્રાણાયામ કહેવાય છે. પૂરક કરતાં જે સ-મય જાય તેના કરતાં કુંભકમાં ચાર ગણો સમય લેવો જો-ઇએ અને પૂરક કરતાં રેચકમાં બમણો સમય લેવો જો-ઇએ. રેચક કરતી વખતે પેટને ધીમે ધીમે અંદર જતું કરવું જોઇએ. આ પ્રમાણે જેમ જેમ રેચક ધીમે ધીમે થ-ઇને પવન પૂરેપૂરો નસકોરાની બહાર નીકળે જશે ત્યારે તળાવની પેઠે પેટમાં ખાડો પડશે. પ્રાણાયામ કરતી વખતે આંખો બંધ રાખવી. પૂરક કરતી વખતે ડોકને સીધી રા-ખવી, કુંભક વખતે ડોકને નમાવી હડપચીને ડોકની નીચે જે ખાડો છે તેમાં અડાડી દેવી અને રેચક વખતે ડોકને સીધી કરવી.

પ્રાણાયામ કરવાની ઇચ્છા રાખનારે તેના અભ્યાસનો પ્રથમ આરંભ શરદ કિંવા વસંતઋતુમાં કરવો. સવારના ૮૦, બપોરના ૪૦ અને સાંજના ૮૦ પ્રાણાયામ અથવા તો પોતાની શક્તિપ્રમાણે ન્યૂનાધિક પ્રાણાયામ થાય તો ત્રણથી છ માસ સુધીમાં કુંડલીની જાગ્રત્ થઇને સુષુમ્ણા નાડીમાં પ્રાણ ચઢવા લાગે છે.

સૂર્યભેદન, ઉજ્જાયી, સીત્કારી, શીતલી, ભસ્ત્રિકા, ભ્રા-

ભ્રમરી, મૂર્ચ્છા અને પ્લાવિની એમ કુંભક (પ્રાણાયામ) આઠ પ્રકારના છે.

**સૂર્યભેદન:**—પ્રથમ પદ્માસન, સ્વસ્તિકાસન કિંવા સિદ્ધાસન એ ત્રણ આસનમાંથી જે એક આસન સિદ્ધ કર્યું હોય તે આસન ઉપર બેસવું. પછી ડાબું નાસાપુટ જમણા હાથની અનામિકા તથા કનિષ્ઠિકાથી દબાવી રાખી જમણા નાસાપુટથી બહારના પવનને બલપૂર્વક અંતઃખેંચવો, ને પછી તે નાસાપુટને જમણા હાથના અંગુઠાથી બંધ કરી, મુખ તથા ચક્ષુ આદિ સર્વદ્વાર બંધ રાખી પૂરેલા વાયુને શરીરમાં નખથી શિખાપર્યંત રુંધવો, ને ત્યાર પછી ધીમે ધીમે ડાબા નાસાપુટથી પવનને છોડવો, તેને સૂર્યભેદન કહે છે. આ પ્રાણાયામ વાયુના એંશી પ્રકારના દોષોને અને કૃમિના રોગને હણે છે, તથા મસ્તકની શુદ્ધિ કરે છે.

**ઉજ્જાયી:**—સિદ્ધ કરેલા આસન ઉપર બેસી કિંવા હાલતાં ચાલતાં મોઢું બંધ રાખી બન્ને નાસાપુટવાટે કંઠથી હૃદયસુધી શબ્દસહિત વાયુ લાગે એવી રીતે પવનને અંતર ખેંચવો. પછી તેનું શરીરમાં નખથી શિખાપર્યંત યથાશક્તિ રુંધન કરવું, ને પછી ડાબા નાસાપુટથી તે પવનને શનૈઃ શનૈઃ છોડવો તેને ઉજ્જાયી પ્રાણાયામ કહે છે. આ પ્રાણાયામ શ્લેષ્મવિકાર, નાડીવિકાર, જલવિકાર, ઉદરવિકાર તથા ધાતુના રોગનો નાશ કરે છે, તેમજ જઠરાગ્નિને બલવાન કરે છે. આ કુંભક કરતી વખતે જાલંધરાદિ બંધ કરવાની જરૂર નથી.

**સીત્કારી:**—સિદ્ધ થયેલા આસન ઉપર બેસી બન્ને

નાસાપુટને જમણા હાથના અંગુઠા તથા અનામિકા કનિષ્ઠિકાથી બંધ કરી બહારના પવનને સીત્કારપૂર્વક, બે હોઠની વચ્ચે જીભને અર્ધગોળાકારે રાખીને મુખદ્વારા અંતઃખેંચવો, ને પછી કુંભક કરવો. અભ્યાસકાલમાં કે અભ્યાસ પછી પણ મોઢેથી પવનને નીકળવા દેવો નહીં, કેમકે તે બલની હાનિ કરે છે. પછી નાસિકાનાં બન્ને છિદ્રોથી શનૈઃ શનૈઃ રેચક કરવો, તેને સીત્કારી પ્રાણાયામ કહેવામાં આવે છે. આ પ્રાણાયામથી શરીરની સુંદરતા વધે છે, ભૂખ તરષ બહુ દુઃખ દેતાં નથી, આલસ્ય તથા નિદ્રાનો નાશ થાય છે, શરીરમાં બલ આવે છે, ને સાધકયોગી શારીરિક સર્વ ઉપદ્રવથી રહિત થાય છે.

**શીતલીઃ**—સિદ્ધાસને બેસી પક્ષીની નીચલી ચાંચની પેઠે પોતાની જીભને હોઠથી બહાર કાઢી બન્ને નાસાપુટને જમણા હાથના અંગુઠા તથા અનામિકા કનિષ્ઠિકાથી બંધ કરી મોઢાવાટે બહારના પવનને અંતર ખેંચી આખું શરીર પવનથી ભરે, ને પછી કુંભક કરી પવનનું રુંધન કરે; કુંભકનો સમય પૂરો થયે બન્ને નાસાપુટથી ધીમે ધીમે પવન છોડે. આ પ્રાણાયામને શીતલી કહે છે. આ પ્રાણાયામથી ગુલ્મ, પ્લીહા, જવર તથા પિત્તવિકાર વગેરે મટે છે, ભૂખ અને તરષ ધીમે ધીમે નિયમિત થાય છે, અને એ કુંભકની સિદ્ધિથી સર્પાદિના વિષથી યોગીને કોઈપણ પ્રકારનું નુકશાન થતું નથી.

**ભસ્ત્રિકાઃ**—અર્ધપદ્માસન કરી ડાબા હાથનો પંજો ઢીંચણ ઉપર આંગળાં પહોળાં પથરાય તેવી રીતે રાખી,

મૂલબંધ (ગુદાને સખ્ત સંકોચવી) કરી, શિર તથા ધડને સમાન રાખી મોઢું બંધ કરીને નાસિકાના ડાબા છિદ્રવાટે અંતરના પવનને હૃદય, કંઠ તથા કપાલને સ્પર્શ કરે એમ બહાર કાઢવો. આ વેલા બીજું છિદ્ર જમણા હાથના અંગુઠાથી દબાવી રાખવું, ને પછી તેજ છિદ્રવાટે બહારનો પવન યત્નપૂર્વક અંતર ખેંચવો. એમ વારંવાર ઉપરાઉપરી રેચકપૂરક કરી ઘર્ષણ કરવું, પછી શ્રમ જણાય ત્યારે છેવટ પૂરક કરી કુંભક કરવો, ને ત્યાર પછી બીજા છિદ્રથી ફરીને તુરતાતુરત યથાશક્તિ રેચકપૂરક કરી ઘર્ષણ કરવું, ને થાક લાગે ત્યારે પાછો પૂરક કરી કુંભક કરવો. ને પછી બીજા છિદ્રવાટે શનૈઃ શનૈઃ રેચક કરવો. ભસ્ત્રિકાની આ એક રીત થઇ. વળી નીચે જણાવેલી બીજી રીત પ્રમાણે પણ ભસ્ત્રિકાપ્રાણાયામ કરવામાં આવે છે.

નાસિકાના ડાબા છિદ્રને જમણા હાથની અનામિકા તથા કનિષ્ઠિકાથી રુંધી જમણા છિદ્રવાટે પૂરક કરી શીઘ્ર તેને જમણા હાથના અંગુઠાથી દબાવી ડાબા છિદ્રવાટે રેચક કરવો. આમ યથાશક્તિ કરવું. પછી શ્રમ થએ તે નાસાપુટદ્વારા પૂરક કરી કુંભક કરવો, ને ત્યાર પછી ઇડાથી શનૈઃ શનૈઃ રેચક કરવો. પુનઃ ડાબા છિદ્રવાટે પૂરક તથા જમણા છિદ્રવાટે ઉપર કહેલી રીતે રેચક યથાશક્તિ કરવા, પછી શ્રમ થએ પૂરક કરી કુંભક કરવો, ને છેવટ પિંગલાથી રેચક કરવો.

આ પ્રાણાયામ જઠરાગ્નિની વૃદ્ધિ કરનારો છે, તથા કફ પિત્ત અને વાયુદોષનો નાશ કરે છે. આ કુંભક પવિત્ર

કરનાર, કુંડલિનીને જાગ્રત્ કરનાર, સુખદ તથા સમશીતોષ્ણ હોવાથી સર્વદા હિતકર છે.

**ભ્રામરી:**—પદ્માસને બેસી મુખ બંધ રાખી જમણું નાસાપુટ દબાવી ડાબા નાસાપુટદ્વારા ભમરાના જેવા નાદ સહિત પવનને અંતર ખેંચવો ને પછી ધીમે ધીમે જમણા નાસાપુટદ્વારા ભમરીના જેવા નાદથી રેચક કરવો. આમ વારંવાર સ્વભાવસિદ્ધ કુંભક સાથે પૂરક રેચક કરવા. આ કુંભકને ભ્રામરીકુંભક કહે છે. આ કુંભક સાધ્ય કર્યાથી સાધકના ચિત્તની ચંચળતાનો નાશ થાય છે, તેમજ તેના અંતઃકરણમાં ઘણી આનંદલીલાનો અનુભવ થાય છે.

## મૂર્છા.

પદ્માસને બેસી ડોક સીધી રાખી પ્રથમ ઈડાનાડીવાટે પૂરક કરીને તેના અંતમાં દૃઢ જાલંધર બંધ લગાવવો, ને બન્ને હાથના બન્ને અંગુઠાથી બન્ને કાન, બન્ને તર્જનીથી બન્ને આંખો, બન્ને મધ્યમાથી નાક ને બાકીની આંગળીઓથી મોઢું બંધ કરી યથાશક્તિ કુંભક કરવો, ને પછી શનૈઃ શનૈઃ જાળંધરબંધ સહિતજ (ડોકને નીચી કરી દેવી તેને જાળંધરબંધ કહેવામાં આવે છે.) નાસિકાના જમણા છિદ્રદ્વારા રેચક કરવો. આ કુંભક મનને મૂર્છા પમાડે છે, માટે તેનું મૂર્છા એવું નામ પાડેલું છે. આ કુંભક સાધકને ચિત્તચાંચલ્યના નાશદ્વારા સાત્ત્વિક સુખ આપનાર છે.

**પ્લાવિની:**—અર્ધપદ્માસન વાળી, છાતી બહાર કાઢી, માથાભણી બન્ને હાથ લાંબા કરી, તેના અંગુઠાના આંકડા

પરસ્પર દૃઢ ભીડી, શરીરમાં આવેલા અધિક વાયુથી ઉદરને ચારે બાજુએ પરિપૂર્ણ કરી સ્થિર થઇ સૂવું, તે પ્લાવિની કુંભક કહેવાય છે. આવી રીતે જેનું ઉદર ચારેગમ વાયુથી ભરેલું છે, એવા યોગી શરીર હળવું થઇ જવાથી સુખેથી અગાધ જળમાં કમળના પત્રની પેઠે ગમન કરે છે. આ કુંભક શરીરમાં શિતલતા ઉપજાનારો છે.

## મલશોધક—ઉપક્રિયાઓ.

નેતિ, બ્રહ્મદાતણ, ધૌતિ, બસ્તિ, નૌલિ, ત્રાટક, કપાલભાતિ ને ગજકરણી એ આઠ મલશોધક ક્રિયાઓ છે.

નેતિઃ—નેતિના ત્રણ પ્રકાર છે, સામાન્ય નેતિ, ઘર્ષણ નેતિ અને યુગલ નેતિ.

ઉત્તર દિશા તરફ કે પૂર્વ દિશા તરફ ઉભડક બેસી, ડોક ઉંચી રાખી, નાકને શુદ્ધ કરી, નેતને પાણીથી પલાળી ભીણવાળા ભાગને જે નાકમાંથી પવન વહેતો હોય તે નાકના છિદ્રમાં ધીમેથી ઘાલવો, અને પછી ધીમે ધીમે તેને ધકેલવો. આમ કરવાથી નેતિનો અગ્રભાગ ગળામાં આવે ત્યારે ચીપીઆની પેઠે તર્જની અને અંગુઠાને ભેગા કરીને તેમને ગળામાં ઘાલી નેતિને ધીમેથી ખેંચી લેવી. પછી બીજી વખત બીજી બાજુના નસકોરામાં નેતિને ઘાલીને તે પ્રમાણે બહાર ખેંચી લેવી.

સામાન્યનેતિની પેઠે ઘર્ષણ નેતિને સામાન્ય નેતિની પેઠે પવન આવતો હોય તે નસકોરામાં નાખીને તેનો બીજો છેડો મોઢાવાટે બહાર કાઢવો પછી ડાબા હાથે નાકની બ-

હારનો છેડો પકડીને જમણે હાથે મોઢાવાટે બહાર કાઢેલા છેડાને પકડીને તે બન્ને હાથો હળવે હળવે હલાવી તે નેતિવડે નાકની અંતરના ભાગનું ઘર્ષણ કરવું. આ ક્રિયાને ઘર્ષણ નેતિ કહે છે.

નેતિના બંને છેડાઓ ક્રમથી નાકનાં બંને છિદ્રોમાં નાંખી તે ક્રમથી મુખવાટે બહાર કાઢી તે બંને છેડાઓને દૃઢ મેળવી કિંવા એક પાતળા દોરાથી બાંધી પછી તે નેતિને એકગમ ધીરેથી સેરવી તેના બાંધેલા બંને છેડાઓ નાકબહાર કાઢી છોડી સાવધાનતાથી પછી નાસિકાના એક છિદ્રવાટેથી તે નેતિ ધીરે ધીરે બહાર કાઢી લેવી. આ યુગલનેતિ કહેવાય છે. આ ત્રણે પ્રકારની નેતિઓથી કપાલનો તથા નાકનો મેલ વિગેરે દૂર થાય છે, અને સાધકને સૂક્ષ્મ પદાર્થ દેખવામાં આવે એવી દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થાય છે.

આ ત્રણે પ્રકારની નેતિઓ બનાવવાની રીત શ્રીયોગકૌસ્તુભમાં વિસ્તારથી આપી છે તેમાંથી શીખી લેવી.

**બ્રહ્મદાતણઃ**—વડવાઈનું આશરે દોઢહાથ લાંબુ, હાથના અંગુઠા જેવું જાડું ને સીધું દાતણ લેવું, ને તેના ઉપરની છાલ કાઢી નાંખવી. પછી તેને આગળના ભાગમાં દાંતેથી ચાવીને તેનો અર્ધા આંગળ જેટલી લંબાઇનો કૂચો કરવો. કૂચો કર્યા પછી તેને ખંખેરી નાંખવો અને પાણીથી ધોઇ દેવો. પછી ઉત્તર કે પૂર્વ દિશા તરફ બેસી ડોક આગળ લાવી, ગુદાને સંકોચીને શ્વાસને ધીમો પાડી ગળાદ્વારે ઉપજિહ્વાને ધક્કો ન લાગે એમ ધીરેથી ગળાના ડાબા ભાગથી પેટના ડાબા ભાગભણી નાંખવું. પછી થોડીવાર ઉંચુ-

નીચું કરી પાછું ધીરેથી બહાર કાઢવું. આ બ્રહ્મદાતણ થયું. બ્રહ્મદાતણ કરવાથી ઉદરમાં કફપિત્તાદિ મલ હોય છે તે પાણીની સાથે બહાર નીકળી જાય છે, ને તેથી શરીર તથા ચિત્તનું ભારેપણું દૂર થાય છે.

ધૌતિઃ—આશરે સોળ હાથ લંબાઈનો જગન્નાથીનો કે મલમલનો ચાર આંગળ પહોળો કડકો લઈને તેને બેચાર વાર ઊના પાણીથી ધોઈને શુદ્ધ કરવો. પછી ઉત્તર કે પૂર્વ દિશા તરફ બેસી જેમ ઢોર લુગડું ચાવે તે પ્રમાણે ચાવીને ધીરે ધીરે ગળામાં ઉતારવો. ઉબકો આવે એમ લાગે તો ઉપર ગરમ પાણી પીવું અને ગળાને પંપાળવું. ધૌતિ ગળવાની શરૂઆત કર્યા પહેલાં મરીનો ઉકાળો પીધો હોય તો ઉબકો આવતો નથી. આ પ્રમાણે ધૌતિને ધીમે ધીમે ચાવીને એક વેંતનો છેડો બાકી બહાર રહે ત્યાંસુધી પૂરેપૂરી ઉતારવી. ત્યારપછી તેના ઉપર બેએક લોટા ગરમ પાણી પીવું. પછી ઉબકો ખાઈને ધૌતિને બહાર કાઢવી. ધૌતિ ખેંચતાં ખેંચતાં અટકી જાય તો તેને પરાણે ખેંચવી નહીં, પરંતુ તેના ઉપર ગરમ પાણી પીને ઉબકો ખાવાથી તે ધૌતિ બધી એની મેળે બહાર નીકળી જશે. આ ક્રિયા કરવાથી પેટમાંના કફાદિ મલ દૂર થશે, અને ગુલ્મ, જ્વર, પ્લીહા, ઉધરસ અને શ્વાસ વિગેરે વીશ પ્રકારના કફરોગ દૂર થશે, તેમજ દિવસે દિવસે આરોગ્યતાની, પુષ્ટિની ને બળની વૃદ્ધિ થશે.

બસ્તિઃ—જલબસ્તિ અને શુષ્કબસ્તિ એ પ્રમાણે બસ્તિ બે પ્રકારની છે. નાભિસમાન જલમાં પ્રવેશ કરીને ગુદામાં

પ્રવેશ કરી શકે એવી છ આંગળ લાંબી અને ટચલી આંગળી જાય એવા છિદ્રવાળી વાંસની લીસી ભુંગળી લઈ, તે ચાર આંગળ ગુદામાં ઘાલવી, ને બે આંગળ બહાર રાખવી. પછી લગાર નીચા પડી, બંને હાથ પગના ઢીંચણ ઉપર રાખી જલને તે ભુંગળીવાટે ગુદાની અંદર ખેંચવું. પછી નળને આડાઅવળા ફેરવી પેટ હલાવીને તે જળને ગુદાવાટે બહાર કાઢી નાંખવું. આને જલબસ્તિ કહેવામાં આવે છે.

પ્રથમ પશ્ચિમતાન કરી, પછી સ્વતિકાસને બેસી ગુદાનું સંકોચન કરવું તે શુષ્કબસ્તિ કહેવાય છે. ધૌતિ અને બસ્તિ જમ્યા પહેલાં કરવી, અને તે કર્યા પછી તુરત જમી લેવું. ગુલ્મ, પ્લીહા, જલોદર ને અજીર્ણ રોગો આ ક્રિયાથી દૂર થાય છે, તથા ઇંદ્રિયો ને મનની સ્વચ્છતા, ધાતુ તથા જઠરાગ્નિની વૃદ્ધિ ને શરીરમાં કાન્તિ એ પ્રાપ્ત થાય છે.

નૌલિઃ—બંને હાથો ઢીંચણપર રાખી બંને ખભાથી શરીરને નમાવી ઉભા રહી ઉતાવળથી જલની ઘુમરીની પેઠે પેટમાંના બંને નળોને રેચકપૂર્વક ઉપાડીને ડાબાજમણા હ-લાવવા તે નૌલિક્રિયા કહેવાય છે.

ત્રાટકઃ—શાલિગ્રામ, શ્રીમહાદેવજીનું લિંગ, શ્રીકૃષ્ણ-ની છબી, ૐકાર, કે બીજો એવો સૂક્ષ્મ લક્ષ્ય કે કોઈ પ્ર-કાશિત પદાર્થ અથવા તો નાકનો અગ્રભાગ, તેના તરફ આંખમાં પાણી નીકળે ત્યાં સુધી જોઇ રહેવું તેને ત્રાટક કહેવામાં આવે છે. ત્રાટકથી આંખોના રોગો દૂર થાય છે

તેમજ આલસ્ય, નિદ્રા અને તંદ્ર વિગેરેનો પણ નાશ કરે છે.

**કપાલભાતિઃ**—અર્ધપદ્માસને બેસી બન્ને હાથના પંજા ઢીંચણુ પાસે દૃઢ ભરાવી લુહારની ધમણની પેઠે ઉતાવળથી બન્ને નાસાપુટથી રેચકપૂરક કરવા તે કપાલભાતિ કહેવાય છે. કપાલભાતિ વિશેષે કરીને વસંતઋતુમાં કરવી.

**ગજકરણીઃ**—ભોજન કર્યા પછી થોડીવારે અપાનવાયુને કંઠનાલમાં ચડાવીને પેટમાં મલરૂપે રહેલાં અન્નજલાદિકને મુખવાટે વમન કરી કાઢી નાંખવાં તે ગજકરણી કહેવાય છે. આમ કરવાથી નાડીઓનો સમૂહ વશ થાય છે.

## મુદ્રાઓ.

મહામુદ્રા, મહાબંધ, મહાવેધ, ખેચરી, ઉડ્ડિયાન, મૂલબંધ, જાલંધરબંધ, વિપરીત કરણી, વજ્રોલી, શક્તિચાલન, સંક્ષોભણી, દ્રાવણી, આકર્ષણી, વશી, ઉન્માદ, મહાંકુશ, યોનિ, તડાગી, માંડૂકી ને ભુજંગિની એ પ્રમાણે મુખ્ય મુદ્રાઓ વીશ પ્રકારની છે. તેમાંથી થોડીક મુદ્રાઓ સંબંધી હકીકત પ્રકટ કરું છું. બાકીની મુદ્રાઓ માટે જેમને વધુ જાણવાની ઇચ્છા હોય તેમણે શ્રીયોગકૌસ્તુભમાંથી જોઈ લેવું.

**મહામુદ્રાઃ**—મહામુદ્રાનો અભ્યાસ પ્રથમ ચંદ્રાંગમાંથી એટલે ડાબા નાસાપુટથી કરવો, ત્યાર પછી સૂર્યાંગ એટલે જમણા નાસાપુટમાંથી કરવો. ને તે બન્નેમાં સરખા કુંભક થાય ત્યારે તે અભ્યાસને તે વખતે બંધ રાખવો. આરંભમાં દશ દશ કુંભક કરી તેમાં યથાશક્તિ વધારો કરી અંતમાં સો સો કુંભક કરવા.

ડાબા પગની પાનીને યોનિસ્થાનમાં લગાડી જમણો પગ લાંબો કરી તેના અંગુઠાને બન્ને હાથની તર્જની તથા અંગુઠાથી પકડી દૃષ્ટિ ભૃકુટીમાં રાખી ઉપર જણાવ્યા પ્રમાણે અભ્યાસ કરવો તેને ચંદ્રાંગ અભ્યાસ કહે છે. આ ચંદ્રાંગ અભ્યાસમાં પૂરેલો પવન ડાબા ભાગમાં સ્થિર રહે છે.

જમણા પગની પાનીને સીવનીમાં રાખી ડાબો પગ લાંબો કરી તેના અંગુઠાને ઉપર કહ્યા પ્રમાણે પકડી ઉપર જણાવ્યા પ્રમાણે દૃષ્ટિને ભૃકુટીમાં રાખી અભ્યાસ કરવો તેને સૂર્યાંગ અભ્યાસ કહે છે. આ અભ્યાસમાં પૂરેલો વાયુ જમણા ભાગમાં સ્થિર રહે છે.

મહામુદ્રા સિદ્ધ થવાથી ક્ષયરોગ તથા બીજા સાધારણ રોગો પણ દૂર થાય છે. તેમજ વૃદ્ધાવસ્થા તથા મૃત્યુ પણ આ મુદ્રાથી નાશ પામે છે.

**મહાબંધ મુદ્રાઃ**—ડાબા પગની પાની યોનિસ્થાનમાં લગાડીને જમણો પગ ડાબા સાથળપર રાખવો, ને તે જમણા પગના ઢીંચણપર બન્ને હાથના પંજાના આંકડા સારી રીતે ભરાવી દૃષ્ટિ ભૃકુટીમાં રાખી પછી બન્ને નાસાપુટથી પૂરક કરી પવનને શરીરમાં પૂરવો, ને ડાઢી છાતીસરસી રાખી યથાશક્તિ કુંભક કરવો. કુંભકકાલે યોનિસ્થાન દબાવી—મૂલબંધ કરી—મનનો સુષુમ્ણામાં પ્રવેશ કરાવવો. પછી યથાશકિત પૂરેલા પવનને રોકી ધીમે ધીમે રેચક કરી તે વાયુને બહાર કાઢવો. આ ચંદ્રાંગ અભ્યાસ થયો. પગો તથા હાથોની સ્થિતિ બદલવાથી સૂર્યાંગનો અભ્યાસ થાય છે. ચંદ્રાંગ અને સૂર્યાંગ એ બન્નેમાં કુંભકની સંખ્યા સરખી

રાખવી. આ મુદ્રાથી ઈડા, પિંગળા અને સુષુમ્ણાનો સંગમ થાય છે અને મન ભ્રકુટીને વિષે રહે છે.

**મહાવેધમુદ્રાઃ**—મહાબંધમુદ્રામાં જણાવ્યા પ્રમાણે પગોની સ્થિતિ રાખી નાસિકાનાં બન્ને છિદ્રોથી પૂરક કરી જાલંધરબંધ કરવો, ને દૃષ્ટિને ભ્રૂમધ્યમાં રાખવી. પછી બન્ને હાથની હથેળીઓ બન્ને પડખે ભૂમિને અડાડીને તેના આધારથી શરીરને લગાર ઉચું નીચું કરવું, ને અનુક્રમે બન્ને પગની પાનીથી સીવનીને દબાવવી. આમ કરવાથી પવન ઇંડા પિંગલાનો ત્યાગ કરી સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. ઈડાપિંગલામાં પ્રાણનો સંચાર બંધ પડે એટલે શનૈઃ શનૈઃ રેચક કરવો. આ મહાવેધમુદ્રાનો સાવધાનતાથી ચિરકાલ અભ્યાસ કરવાથી અણિમાદિક મહાસિદ્ધઓ ઉત્પન્ન થાયછે. તેમજ ઘડપણથી વળેલી ચામડીની કરચલી પલી અને ધુજારો પણ મટે છે.

**ઉડ્ડિયાન મુદ્રાઃ**—નાભિના ઉપલ્યા તથા નીચલ્યા ભાગને બરડાને અડી જાય એવી રીતે બલપૂર્વક પાછા ખેંચવાની ક્રિયાને ઉડ્ડિયાનબંધ કહે છે. આ મુદ્રાના અભ્યાસથી વૃદ્ધ પુરુષ હોય તે પણ યુવાવસ્થાવાળાના જેવો દેખાય છે.

**મૂલબંધ મુદ્રાઃ**—ડાબા પગની પાનીવડે સીવની દાબી તથા બીજી પાની મેઢ્રપર રાખી ગુદાને ઉર્ધ્વ તથા નાભીને મેરુદંડઞણી સારી રીતે બલપૂર્વક સંકોચી અપાનવાયુને ઉંડો ચડાવવો તે મૂલબંધ મુદ્રા કહેવાય છે. આ મુદ્રાથી પ્રાણ, અપાન, નાદ તથા બિંદુનું એકત્વ થાય છે.

**જાલંધર મુદ્રાઃ**—કંઠને સંકોચી નીચે નમાવી હડીને હૃદયથી ચાર આંગળ છેટે દૃઢપણે રાખવી તે જાલંધરબંધ કહેવાય છે.

**વિપરીતકરણી મુદ્રાઃ**—માથું પૃથ્વીપર રાખી બંને હાથના આંકડા ભીડી માથાને અડાડી રાખી પગને અધર રાખવા તે વિપરીતકરણી મુદ્રા કહેવાય છે. આ મુદ્રાના અભ્યાસથી ત્રિવલ્લી તથા પળીઆં નાશ પામે છે, તથા વીર્યની ઉર્ધ્વ ગતિ થાય છે.

**શક્તિચાલન મુદ્રાઃ**—કુંડલિની, ભુજંગી, શક્તિ, ઈશ્વરી, કુટિલાંગી, કુંડલી અને અરુંધતી એ સાત એકજ અર્થના વાચક શબ્દો છે.

સિદ્ધાસને બેસી બંને હાથથી બન્ને પગની ઘુંટીઓની પાસેનો ભાગ પકડી તેવડે કંદને સારી રીતે દબાવવો તે શક્તિચાલન મુદ્રા કહેવાય છે.

ઉપરપ્રમાણે શક્તિચાલનમુદ્રા સાધી કુંડલીને ચલાયમાન કરી પછી સિદ્ધાસને બેસી ભસ્ત્રિકાકુંભક કરવાથી તે કુંડલી શીઘ્ર જાગી ઉઠે છે.

કુંડલીને ચલાયમાન કરવાથી યોગી ઉધરસ, શ્વાસ અને વૃદ્ધાવસ્થાથી મોકળો થાય છે.

## પ્રત્યાહાર.

ઇંદ્રિયોને પોતપોતાના રાગદ્વેષાત્મક સ્વાભાવિક વિષયોથી નિવૃત્ત કરી–તેમના અયોગ્ય આહાર બંધ કરી–ચિત્તને આધીન કરવી તે પ્રત્યાહાર કહેવાય છે. પ્રત્યાહાર

સિદ્ધ કરવાથી દેવતાઓની પ્રસન્નતા, મનની નિર્મલતા, તપની વૃદ્ધિ, દીનપણાનો ક્ષય, શરીરનું આરોગ્ય ને સમાધિમાં પ્રવેશ કરવાની ચિત્તની યોગ્યતા થાય છે.

## ધારણા.

ધ્યેયદેશવિષે ચિત્તને એકાગ્ર કરવું તે ધારણા કહેવાય છે. આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક એ ત્રણ પ્રકારના ધારણા કરવાના દેશો છે.

શરીરમાંનાં પૃથ્વી, જલ, તેજસ, વાયુ ને આકાશ એ પાંચ તત્ત્વો, તથા નાસિકાગ્ર, ભ્રૂમધ્ય, આધારચક્ર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા, બ્રહ્મચક્ર, હૃત્પદ્મ, કંઠકૂપ, જિહ્વાનો અગ્રભાગ, જિહ્વાનો મધ્યભાગ, જિહ્વામૂલ, તાલુ, નેત્ર, મૂર્ધાની ઉપર દ્વાદશ આંગળનો પ્રદેશ, વિગેરે આધ્યાત્મિક દેશ કહેવાય છે. મણિ, રત્ન, દીપક, વૃક્ષની શાખા, પર્વતનું શિખર, શાલિગ્રામાદિ દેવમૂર્તિ, શુકાદિ સત્પુરુષો, શાસ્ત્રનિશ્ચિત સગુણ ઈશ્વરનું સ્વરૂપ ને સદ્ગુરુ વગેરે આધિભૌતિક દેશ છે. અને સૂર્ય, ચંદ્રમા, શુક્ર, બૃહસ્પતિ ને ધ્રુવાદિ આધિદૈવિકદેશ કહેવાય છે.

સુષુમ્ણાનાડીમાં ઘણાં ચક્રો છે, પરંતુ તેમાંનાં સાત ચક્રો મુખ્ય તથા ધારણામાટે વિશેષ ઉપયોગી છે, જેનું વર્ણન નીચે પ્રમાણે છે.

પહેલું આધારચક્ર છે, તેનાં વં, શં, ષં અને સં એમ ચાર દલો છે. તેનું સ્થાન ગુદા છે. તેના અધિષ્ઠાતા દેવ શ્રીગણેશ છે અને તેનો રંગ અગ્નિ જેવો છે. પરમાનંદ,

સહજાનંદ, વીરાનંદ ને યોગાનંદ એમ ચાર પાંખડીઓ-માંથી ઉપજતી ચાર જુદી જુદી વૃત્તિઓ છે. આ ચક્રની આકૃતિ ત્રિકોણ છે.

બીજું સ્વાધિષ્ઠાન નામનુ ચક્ર લિંગના મૂલમાં છે. તેની આકૃતિ પ્રવાલાંકુર છે. તેની बं, भं, मं, यं, रं અને लं એમ છ પાંખડીએ છે. તેનો રંગ સૂર્યના જેવો છે, શ્રી બ્રહ્મા તેના અધિષ્ઠાતા દેવ છે. નમ્રતા, ક્રૂરતા, ગર્વનાશ, મૂર્છા, અવજ્ઞા ને અવિશ્વાસ એમ તે ચક્રની છ પાંખડી-ઓમાં ઉપજતી છ વૃત્તિઓ છે.

ત્રીજું ચક્ર મણિપૂરનામનું છે. તેનું સ્થાન નાભિ છે. તેની આકૃતિ ત્રિકોણ છે. डं, ढं, णं, तं, थं, दं, धं, नं, पं, फं એમ તેની દશ પાંખડીઓ છે. તેનો રંગ રક્ત છે, શ્રીવિષ્ણુ તેના અધિષ્ઠાતા દેવ છે. સુષુપ્તિ, તૃષ્ણા, ઇર્ષ્યા, પિશુનતા, લજ્જા, ભય, ઘૃણા, મોહ, કુબુદ્ધિ, ને વિષાદીપણું એમ દશ જાતની વૃત્તિઓ ક્રમાત્ દરેક દરેક પાંખડીમાંથી ઉપજતી જીવાત્માને તે ચક્રમાં પ્રવેશ કરવાથી અનુભવાય છે.

ચોથું ચક્ર અનાહત નામનું છે. હૃદય એ તેનુ સ્થાન છે. અને તેની આકૃતિ ગોળ છે. कं, खं, गं, घं, ङं, चं, छं, जं, झं, ञं, टं અને ठं એમ તેની બાર પાંખડીઓ છે. તેનો રંગ સ્વર્ણ જેવો છે. શ્રીશંકર તે ચક્રના અધિષ્ઠાતા દેવ છે. ચપલતાનો નાશ, કપટ, વિતર્ક, અનુતાપિતા, આ-શાપ્રકાશ, ચિંતા, તૃષ્ણા, સમતા, દંભ, વિકલતા, વિવેક ને અહંકાર એમ બારે પાંખડીમાંથી ઉપજતી બાર વૃત્તિઓ છે.

પાંચમું કંઠમાં આવેલું વિશુદ્ધ નામનું ચક્ર છે. તેની ગોળ આકૃતિ છે. अं, आं, इं, ईं, उं, ऊं, ऋं, ॠं, ऌं, ॡं, एं, ऐं, ओं, औं, अं, अः એમ તેની ૧૬ પાંખડીઓ છે. ચંદ્રજેવો તેનો રંગ છે. શ્રીરુદ્ર તેના અધિષ્ઠાતા દેવ છે. પ્રણવ, ઉદ્‌ગીથ, હુમ, ફટ્, વષટ્, સ્વધા, સ્વાહા, નમઃ, અમૃત, ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત ને નિષાદ એમ તે દળમાંથી ઉપજતી ૧૬ વૃત્તિઓ છે.

છઠું આજ્ઞા નામનું ચક્ર છે. તેનું સ્થાન ત્રિકુટી છે. તેની આકૃતિ લંબગોળ છે. તેના हं અને क्षं એમ બે દલ છે. તેનો રંગ રક્ત છે. શ્રીગુરુ તેના અધિષ્ઠાતા દેવ છે. ઇશિત્વ ને વશિત્વ એમ બે વૃત્તિઓ તે ચક્રની પાંખડીઓ-માંથી ઉપજે છે.

સાતમું અજરામરનામનું ચક્ર છે. તેનું સ્થાન બ્ર-હ્મરંધ્ર છે. તેની આકૃતિ ગોળ છે. તેની પાંખડીઓની સં-ખ્યા ૧૦૦૦ છે. તેનો રંગ સ્ફટિક જેવો છે. શ્રીપરમાત્મા તે ચક્રના અધિષ્ઠાતા દેવ છે. તે ચક્રમાંથી ઉપજતી વૃત્તિ તે બ્રહ્માકારવૃત્તિ પ્રવાહ છે.

ત્રિકુટીમાં જે ધારણા કરવામાં આવે છે તેને ચાચરી કિંવા પક્ષાંતરે ખેચરીમુદ્રા કહેવામાં આવે છે. આ મુદ્રામાં આરંભકાલે વિસ્ફુલિંગ, પછી પ્રકાશ, દીપજ્યોતિ, દીપમાલા, નક્ષત્રમાલા, વિદ્યુત, ઘણા સૂર્ય તથા ઘણા ચંદ્રોના સાક્ષા-ત્કારનો અનુભવ સાધકને થાય છે.

ભ્રમરગુહાની ધારણાને અગોચરીમુદ્રા, બ્રહ્મરંધ્રની ધા-

રણાને ખેચરીમુદ્રા, ને બ્રહ્મરંધ્રની ઉપર બાર આંગળપર ધારણા કરવામાં આવે તેને ઉન્મનીમુદ્રા કહેવામાં આવે છે.

આધારાદિ કોઈપણ ચક્રમાં અંતઃકરણની વૃત્તિને સ્થાપીને અને શરીરથી બહિઃપ્રદેશમાં ચક્ષુને નિમેષોન્મેષ રાખીને સ્થિર થવું તે સાંભવીમુદ્રા કહેવાય છે.

ધારણાદિના અભ્યાસકાલે કર્ણમુદ્રાઓ કાનમાં નાંખવી, કે જેથી બહારના શબ્દો સાંભળવાથી મન વિક્ષેપ ન પામે.

ધારણાનો અભ્યાસ એકાગ્રચિત્તવાળાથી થઈ શકે છે. વિક્ષિપ્ત ચિત્તવાળાને ધારણાની સિદ્ધિ દુઃસાધ્ય છે.

મનને એક વિષયમાં જોડવું ઘણું કઠિન છે, માટે ખેદ પામ્યા વિના ઉત્સાહપૂર્વક ધારણાનો અભ્યાસ કરવો જોઇએ.

## ધ્યાન.

ધારણાના દેશમાં ચિત્તવૃત્તિનો તૈલધારાની પેઠે અખંડ પ્રવાહ ચાલે તે ધ્યાન કહેવાય છે.

માયિક પદાર્થોમાં વિતૃષ્ણ થવાની શુદ્ધ ભાવના રાખી, સ્વકર્તવ્ય સમજી શ્રીસદ્ગુરુઉપદિષ્ટ માર્ગે એકનિષ્ઠાથી ધ્યાન કરવામાં આવે તોજ તે ધ્યાન પોતાના પરિપાકરૂપ સમાધિને ઉત્પન્ન કરવા સમર્થ થાય છે, અન્યથા સમર્થ થતું નથી.

પાંચ ઘડીથી ઉપરાંત પ્રાણનો બ્રહ્મરંધ્રમાં કિંવા સ્વાભિમત ચક્રમાં લય રહે એ હઠયોગનું ધ્યાન છે, ને એક રાત્રિ દિવસ પર્યંત (૬૦ ઘડી પર્યંત) લય રહે તે હઠયો-

ગના ધ્યાનની પરિપાક અવસ્થા ગણાય છે. પાંચ ઘડી ઉપરાંત ધ્યેયાકાર વૃત્તિ રહે તે રાજયોગનું ધ્યાન સમજવું.

ધ્યાન કરનારા પુરુષના રજસૂતમોગુણ દૂર થાય છે, ને તે શ્રીપરમાત્મસ્વરૂપ થાય છે.

ભ્રમરનું ધ્યાન કરતો છતો કીડો જેમ ભ્રમરપણાને પામે છે તેમ યોગી પરમાત્મતત્ત્વનું ધ્યાન કરીને તેને વિષેજ એકનિષ્ઠાપણાને પામે છે.

## સમાધિ.

ધ્યેય વસ્તુના સ્વરૂપને પામેલું મન જ્યારે પોતાના મનનપણાના સ્વરૂપનો પરિત્યાગ કરીને અને સંકલ્પ વિકલ્પોથી રહિત થઇને કેવલ ધ્યેયવસ્તુના સ્વરૂપથી સ્થિત થાય છે, ત્યારે તેને યોગી પુરુષો સમાધિ કહે છે.

ધ્યાન જ્યારે ધ્યેયમાત્રને પ્રકાશ કરનારું અને પોતાના સ્વરૂપથી શૂન્યજેવું થાય છે ત્યારે તે સમાધિ કહેવાય છે.

જલમાં પડેલું લવણ જેમ જલના યોગથી જલપણાને પામે છે, તેમ આત્મા અને મનનું એકપણું તે સમાધિ કહેવાય છે.

ધારણા, ધ્યાન ને સમાધિ જો ક્રમથી એકજ વિષયમાં કરવામાં આવે તે સંયમ કહેવાય છે.

સંયમનો પરિપાક થવાથી સંપ્રજ્ઞાત સમાધિનો ઉદય થાય છે. ધ્યેયવસ્તુના સ્વરૂપનું જેમાં સ્ફુટ ભાન થાય છે તે સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે.

એ સંપ્રજ્ઞાતયોગની પરંપરા થવાથી તે યોગીને સં-

પૂર્ણ તત્ત્વોના વિવેકના સાક્ષાત્કારવડે સર્વ ભાવોનું અધિષ્ઠાતાપણું વગેરે સિદ્ધિઓ આવીને સન્મુખ થાય છે. જો એ સિદ્ધિઓમાં યોગી લોભાય છે, તો તેને વ્યુત્થાનની પ્રાપ્તિ થાય છે, અને જો તે સિદ્ધિઓમાં નિઃસ્પૃહ રહે છે, તો વ્યુત્થાન ન થવાથી સંપ્રજ્ઞાત યોગની પરાકાષ્ઠારૂપ ધર્મમેઘ સમાધિને પામે છે. આ સમાધિના પ્રાપ્તિ થવાથી ક્લેશ કર્માદિનું સારી રીતે ઉન્મૂલન થાય છે. ત્યાર પછી પરવૈરાગ્યના અભ્યાસથી સાધકને અસંપ્રજ્ઞાત સમાધિની પ્રાપ્તિ થાય છે. આ સમાધિમાં ચિત્ત વૃત્તિરૂપ જીવનથી રહિત થઈ અતિ સૂક્ષ્મરૂપે રહે છે.

# કિરણ ૨૩ મું.

## સ્વરોદય સંબંધી સામાન્ય વિવેચન.

સ્વરોદયનું જ્ઞાન જેઓ શ્રદ્ધાવાળા, જિતેન્દ્રિય, સરલ સ્વભાવના, સારી બુદ્ધિવાળા હોય તેઓનેજ લાભકર્ત્તા છે. પરંતુ જેઓ દુરાચારી, ખોટી બુદ્ધિવાળા, વેદની નિંદા કરનારા, જડ, અભિમાની અને ભક્તિહિન હોય તેઓને સ્વરોદયનું જ્ઞાન લાભ કર્તા નથી.

સ્વરોદયશાસ્ત્ર મુખ્યત્વે કરીને પ્રાણ કે જેને સ્વરોદય શાસ્ત્રના જ્ઞાતા પુરુષો હંસની ઉપમા આપે છે તે ઉપર રચાયેલું છે. આ હંસને જેઓ જ્ઞાની હોય તેઓ ઓળખી શકે છે. સોહં શબ્દનો ઉલટો શબ્દ હંસ બધા બ્રહ્માંડમાં

વ્યાપીને રહેલો છે. તે હંસ શબ્દમાં જે સકાર છે તે શક્તિરૂપ છે અને હંકાર છે તે શિવરૂપ છે. આ સકાર અને હંકાર જે ઠેકાણે લય થાય છે તે બધા બ્રહ્માંડનું બીજ કહેવાય છે અને તેમાંથી ૐકાર ઉત્પન્ન થાય છે. ૐકારનો સ્પષ્ટપણે અનુભવ કરવાથી ચારેવેદનું અને બધાં શાસ્ત્રોનું જ્ઞાન થાય છે.

જેને સ્વરનું બરોબર જ્ઞાન છે તેવો પુરુષ જગત્‌માં મળવો દુર્લભ છે. જે મનુષ્યને સ્વરનું જ્ઞાન નથી તે મનુષ્ય પશુ બરોબર છે. જે માણસને સ્વરનું જ્ઞાન નથી તે પંડિત હોય તો પણ તેને મૂઢ જેવો સમજવો. યોગી હોઇને જેને સ્વરનું જ્ઞાન ન હોય તેને બીજા પ્રાકૃત મનુષ્યો જેવો પ્રાકૃત મનુષ્ય સમજવો. જ્યોતિષ વિદ્યા, વૈદ્યવિદ્યા તથા બીજી વિદ્યા જાણનાર હોય પરંતુ તેનામાં સ્વરનું જ્ઞાન ન હોય તો તેને તે તે વિદ્યા જાણવાથી પણ જોઇએ તેવો લાભ મળતો નથી. બ્રહ્માઆદિ જે જે દેવો છે તેઓ પણ સ્વરજ્ઞાન પરાયણ છે. માટે જે મનુષ્યને સ્વરનું જ્ઞાન છે તેને દેવરૂપ જાણવો. જો સ્વરની ગતિને જે માણસ જાણતો હોય તેને ત્રણે કાળનું જ્ઞાન થાય છે. સ્વરના જ્ઞાનવાળો મનુષ્ય દૂરની વાતો સાંભળી શકે છે અને આઘેના પદાર્થોનું તેને જ્ઞાન થાય છે, તેમજ ચૌદ લોકમાં નિવાસ કરતા મનુષ્યો અને દેવોના મનની વાત પણ જાણી શકે છે. માટે સ્વરનું જ્ઞાન સંપાદન કરવું અગત્યનું છે.

નાભીસ્થામાં જે કુંડલીશકિત સાપને આકારે પડેલી

છે તેમાંથી બોતેર હજાર નાડીઓના ફાંટા નીકળે છે. આ બોતેર હજાર નાડીઓમાં ઈડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, હુસ્તિજિહ્વા, પૂષા, યશસ્વિની, અલંબુષા, કુહુ ને શંખિની એ દશ નાડીઓ મુખ્ય છે. તેમાં પણ ઇડા, પિંગલા અને સુષુમ્ણા એ નામની ત્રણ નાડીઓ મુખ્ય છે. ઈડા નાડી શરીરના ડાબા ભાગમાં રહેલી છે, પિંગલાનાડી જમણા ભાગમાં છે, સુષુમ્ણા ઈડા પિંગલાની મધ્યમાં છે, ગાંધારી ડાબા નેત્રમાં, હુસ્તિજિહ્વા જમણા નેત્રમાં, યશસ્વિની ડાબા કાનમાં, પૂષા જમણા કાનમાં, અલંબુષા મુખમાં, કુહૂ લિંગદેશમાં ને શંખિની ગુદાસ્થાનમાં રહેલી છે. આકાશ, વાયુ, તેજ, જલ ને પૃથ્વી એ પ્રમાણે પાંચ પ્રકારનાં તત્ત્વો છે.

પૃથ્વીતત્ત્વ નાસિકાની મધ્યમાંથી વહે છે, તેનો રંગ પીળો હોય છે, તેનો આકાર ચોખુણ હોય છે અને તેની ગતિ નાસિકાથી બહાર ૧૨ આંગળ સુધી હોય છે. તેનો સ્વાદ મધુર હોય છે, તે ગુણે સાત્વિક છે. પૃથ્વી તત્ત્વ જડતાવાળું છે.

જળતત્ત્વ નાસિકાની નીચેના ભાગમાં વહે છે, તેનો રંગ શ્વેત હોય છે, તેનો આકાર ધનુષના જેવો એટલે અર્ધચંદ્રાકાર હોય છે, તેની ગતિ નાસિકાની બહાર ૧૬ આંગળ સુધી હોય છે, તેનો સ્વાદ મધુરો તુરો હોય છે, તેનો ગુણ સાત્વિક હોય છે, જલ તત્ત્વ શિતલ છે.

અગ્નિતત્ત્વ નાકના ઉપલા ભાગ તરફ વહે છે, તેનો રંગ રાતો છે તેનો આકાર ત્રિકોણ છે, તેની ગતિ નાસિ-

કાથી બહાર ચાર આંગળ પર્યંત હોય છે, તેનો સ્વાદ તીખો છે, તેનો ગુણ તામસ છે અને તે તત્ત્વ ઉષ્ણ છે.

વાયુતત્ત્વ જ્યારે ગતિમાં હોય ત્યારે જમણા અથવા ડાબા હાથ ભણી ત્રાંસું ચાલે છે, તેનો રંગ લીલો હોય છે, ગોળાકારે હોય છે, અથવા તો છ ખુણાના આકારવાળું હોય છે, તેની ગતિ નાસિકાથી બહાર આઠ આંગળ પર્યંત હોય છે, તેનો સ્વાદ ખાટો છે, તેનો ગુણ રાજસ છે તેથી ચિત્તની વૃત્તિ ચપળ રહે છે, અને તે તત્ત્વનો સ્વભાવ નિરંતર ગતિમાં રહેવાનો છે.

આકાશ તત્ત્વમાં હમેશાં બન્ને સ્વર સમ હોઇને તેની ગતિ શૂન્યજેવી હોય છે. આકાશતત્ત્વ ચારે તત્ત્વની સાથે પણ ચાલે છે, આકાશ તત્ત્વ એકથી અનેક બિંદુઓ-રૂપ હોય છે, આકાશતત્ત્વનું વહન થતું હોય ત્યારે નાસિ-કાની બહાર પ્રાણની ગતિ જણાતી નથી, તેનો સ્વાદ અ-વ્યક્ત અર્થાત્ ફીકકો છે, આકાશતત્ત્વ જ્યારે ગતિમાં હોય ત્યારે તેને કોઈ વાતની સ્મૃતિ રહેતી નથી, આકાશ તત્ત્વ સ્થિરતાવાળું હોય છે.

પ્રાણ એક નસકોરામાંથી અઢીઘડીસુધી આવ જા કરે છે. આ અઢીઘડીમાં પાંચ ગુણોને લીધે પચાસ પલ પૃથ્વીતત્ત્વ, ચાર ગુણોને લીધે ચાલીશ પલ જલ તત્ત્વ, ત્રણ ગુણોને લીધે ત્રીશ પલ જલ તત્ત્વ, બે ગુણોને લીધે વીશ પલ વાયુ તત્ત્વ, ને એક ગુણને લીધે દશપલ આકાશ તત્ત્વ એ પ્રત્યેક તત્ત્વ પોતાની ગતિ ચલાવે છે. આ પ્રમાણે અહોરાત્રમાં એટલે ૬૦ ઘડીમાં અથવા તો ૨૧૬૦૦ શ્વાસો

શ્વાસમાં તેઓ ચોવીશ વેળા પોત પોતાની ગતિ ચલાવે છે.

આકાશનો ગુણ શબ્દ છે, વાયુનો ગુણ શબ્દ અને સ્પર્શ છે, અગ્નિતત્ત્વનો ગુણ શબ્દ, સ્પર્શ અને રૂપ છે, જળતત્ત્વનો ગુણ શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ છે અને પૃથ્વી તત્ત્વનો ગુણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ છે.

પૃથ્વી અને જલતત્ત્વ એ બન્ને તત્ત્વોનું વહન થતું હોય તે વખતે શુભ કામ કરવાથી લાભ થાય છે, તેજસ્ તત્ત્વ ગતિમાં હોય ત્યારે મિશ્ર લાભ થાય છે અને વાયુતત્ત્વ તથા આકાશતત્ત્વ ગતિમાં હોય ત્યારે શુભ કાર્યનો આરંભ કરવાથી માઠું પરિણામ આવે છે. માટે આ બન્ને તત્ત્વો ગતિમાં હોય ત્યારે કોઈ પણ પ્રકારનું શુભ કાર્ય કરવું નહીં.

પૃથ્વી તત્ત્વની બલવાન દિશા પૂર્વમાં, જલતત્ત્વની દક્ષિણમાં, તેજસ્ તત્ત્વની પશ્ચિમમાં, વાયુતત્ત્વ ઉત્તરમાં બલવાન્ છે, આકાશતત્ત્વ સર્વ દિશાઓની મધ્યમાં બલવાન છે, ને વ્યાવહારિક કાર્યો માટે તે નિરુપયોગી છે, ફક્ત ધ્યાનાદિમાં તે ઉપકારક છે.

સોમવારને દિવસે જળતત્ત્વ ગતિમાં હોય તો કાર્યની સિદ્ધિ થાય છે, બુધવારે પૃથ્વીતત્ત્વ ગતિમાં હોય તો કાર્યની સિદ્ધિ થાય છે, ગુરુવારે વાયુતત્ત્વ ગતિમાં હોય તો કાર્યની સિદ્ધિ થાય છે અને તેજસ્ તત્ત્વ શુક્રવારને દિવસે ગતિમાં હોય તો કાર્યની સિદ્ધિ થાય છે, અર્થાત્ જે જે દિવસે કોઈ માણસ પ્રશ્ન કરે તે તે દિવસે પૂર્વોક્ત તત્ત્વો તે તે સમયે ગતિમાં હોય તથા ઇંડા નાડી ચાલતી હોય તો કાર્યની સિદ્ધિ થાય છે.

રવિવારને દિવસે અગ્નિતત્ત્વનું વહન હોય, મંગળવારે વાયુતત્ત્વનું વહન હોય, શનિવારે આકાશતત્ત્વની ગતિ હોય અને તે વખતે પિંગલા નાડી ચાલતી હોય તો પ્રશ્ન કરનારના કામની સિદ્ધિ થાય છે.

પૃથ્વીતત્ત્વ જાંઘમાં રહે છે, જલતત્ત્વ પગમાં રહે છે, તેજસ્તત્ત્વ આંખોમાં રહે છે, વાયુતત્ત્વ પેટમાં રહે છે અને આકાશતત્ત્વ માથામાં રહે છે, માટે તેતે તત્ત્વ ગતિમાં હોય ત વખતે યુદ્ધ કરે તો તે તત્ત્વોની સ્થિતિ શરીરના જે જે ભાગમાં હોય તે ભાગને ઈજા થાય છે.

જાત્રાએ જતી વખતે કે બીજા કાર્ય માટે પરગામ જતી વખતે જો ચંદ્રનાડી ચાલતી હોય તો ડાબા પગનાં પ્રથમ ચાર પગલાં ભરવાથી અને સૂર્યનાડી ચાલતી હોય તો જમણાપગનાં પ્રથમ પાંચ પગલાં ભરવાથી વિદેશમાં કે જાત્રાએ ગયા પછી મનચિંતવ્યું કામ થાય છે.

દરેક માસના શુકલ તથા કૃષ્ણ એમ બે પક્ષ છે. શુકલપક્ષની પ્રતિપદાથી ત્રીજસુધી ચંદ્રનું વહન થવું જોઇએ, ત્યાર પછી ચોથથી છઠ સુધી સૂર્યનું વહન થવું જોઇએ, તે પછી ત્રણ દિવસ સુધી ચંદ્રનું, પછી ત્રણ દિવસ સુધી સૂર્યનું, અને છેવટના ત્રણ દિવસ સુધી ચંદ્રનું વહન થવું જોઇએ. કૃષ્ણપક્ષના પ્રતિપદાથી ત્રીજ સુધી સૂર્યનું, પછી ત્રણ દિવસ સુધી ચંદ્રનું, પછી ત્રણ દિવસ સુધી સૂર્યનું, પછી ત્રણ દિવસ સુધી ચંદ્રનું અને છેવટના ત્રણ દિવસ સુધી સૂર્યનું વહન થવું જોઇએ આ પ્રમાણે શુકલપક્ષ અને કૃષ્ણપક્ષમાં તિથિના આરંભકાળમાં એટલે સૂર્યો-

દય શરૂ થાય તે વખતથી ત્રણ ત્રણ દિવસ સુધી અઢી ઘડી પર્યંત ઉપર જણાવ્યા પ્રમાણે નાડી ચાલે તો માણસનું શરીર આરોગ્ય રહે છે. દરેક નાડી અઢી ઘડી પર્યંત ચાલે છે. એક નાડીમાંથી બીજી નાડીમાં સ્વર જવાની તૈયારી કરે છે ત્યારે તે વખતે થોડીવાર સુષુમ્ણા નાડીમાં પ્રવેશ કરીને સ્વર બીજી નાડીમાં ચાલ્યો જાય છે. સૂર્યનાડીનું વહન હોય તે વખતે પૂર્વ કે ઉત્તર દિશાએ મુસાફરી કરવાથી લાભ થાય છે અને ચંદ્રનાડીનું વહન હોય તે વખતે દક્ષિણ કે પશ્ચિમ દિશાએ મુસાફરી કરવાથી લાભ થાય છે. પરંતુ ચંદ્રનાડી ચાલતી હોય તે વખતે પૂર્વ અને ઉત્તર દિશા તરફ મુસાફરી કરવાથી ભારે નુકસાનીમાં ઉતરવું પડે છે અથવા તો છેવટે મૃત્યુ થાય છે. સૂર્યનાડી ચાલતી હોય તે વખતે દક્ષિણ અને પશ્ચિમ દિશા તરત મુસાફરી કરવાથી ચોરના ભયમાં આવી પડવું પડે છે, અથવા તો કોઈ શત્રુ ઉભો થાય છે, પરંતુ કાર્યની સિદ્ધિ થતી નથી.

વિવાદ કરવો હોય તે સમયે, ઝઘડામાં અને યુદ્ધમાં ચંદ્રનાડી હોય તો પૂર્વ કે ઉત્તર દિશા તરફ પૂંઠ કરીને ઉભા રહેવાથી ફત્તેહ મળે છે, તેમજ ઉક્ત બાબતમાં સૂર્યનાડી વહેતી હોય અને દક્ષિણ કે પશ્ચિમ તરફ પુંઠ દઇને ઉભો રહે તો તે, તે તે પ્રસંગમાં જીત મેળવે છે.

ચંદ્રનાડી પૂર્ણપણે ચાલતી હોય તે વખતે સજ્જનને તે તરફ રાખવો. પરંતુ દુર્જનને તે તરફ રાખવાથી દુઃખ થાય છે.

જે તરફની નાડી ન ચાલતી હોય તે તરફ શત્રુને રા-

ખીને કામ કરવાથી શત્રુની જીત થતી નથી. શૂન્ય નાડી જે તરફની હોય તે તરફ વાઘ, સર્પ કે ચોરને રાખવાથી તેમના તરફથી કોઈ પણ પ્રકારને ભય રહેતો નથી. આ લોકો ગમે તેવા કોપાયમાન થઇને આવ્યા હોય તો પણ તેમની તરફ શૂન્ય નાડી રાખીને ઉભા રહેવાથી તેઓ કંઈ પણ કરી શકતા નથી.

આપણા ગુરુ, બંધુ, રાજા, પુત્ર અને બીજા સજ્જનોને જે તરફની નાડી સંપૂર્ણપણે ચાલતી હોય તે તરફ રાખવાથી આપણને તેમના તરફથી સંપૂર્ણ સુખ મળે છે.

બે યોદ્ધાઓ પ્રશ્ન કરે કે અમારા બેમાંથી કોની જીત થશે, તો પહેલો પ્રશ્ન કરનાર પ્રશ્ન વખતે આપણા પૂર્ણાંગમાં હોય તો તેની પ્રથમ જીત થાય, અને પછીથી પ્રશ્ન કરનારનો પાછળથી જીત થાય.

સૂર્યસ્વર ચાલતો હોય તે વખતે ભોજન કરે, સૂર્યસ્વર ચાલતો હોય તે વખતે સ્ત્રીને વશ કરવા યત્ન કરે, અને શયન પણ સૂર્યમાં કરે તો તે હિતકર્તા છે.

પ્રશ્ન પૂછનાર બેમાંથી ગમે તે નાડીમાં પવન ચાલતો હોય તે તરફ ઉભો રહીને પ્રશ્ન કરે તો તેના પ્રશ્નપ્રમાણે કાર્યની સિદ્ધિ થાય છે, પરંતુ શૂન્યનાડી તરફ ઉભો રહીને પ્રશ્ન કરે તો તેના કાર્યની સિદ્ધિ થતી નથી.

પ્રશ્ન પૂછનાર પ્રથમ શૂન્યનાડી ચાલતી હોય તે તરફ આવે અને પછીથી પૂર્ણાંગમાં આવીને પ્રશ્ન કરે તો પણ તેના કાર્યની સિદ્ધિ થાય છે.

જે વખતે શ્વાસ ગમે તે નાડીમાં પ્રવેશ કરતો હોય

તે સમયે પ્રશ્ન કરે તો ફલસિદ્ધિ થાય છે. પરંતુ શ્વાસ નીકળતો હોય તે સમયે પ્રશ્ન કરે તો કાર્યસિદ્ધિ થતી નથી.

ગુરુ, શુક્ર અને બુધવારને દિવસે ચંદ્રનાડી ચાલતી વખતે પ્રશ્ન કરવાથી લાભ થાય છે, અને મંગળ, શનિ તથા રવિવાર હોય તે સમયે સૂર્યનાડી ચાલતી હોય તે વખતે પ્રશ્ન કરનારને વિશેષ લાભ મળે છે.

મેખ, કર્ક, તુલા અને મકર નક્ષત્ર હોય અને તે વખતે સૂરજનાડી ચાલતી હોય તો જે ચર કાર્ય છે તે બધાં સિદ્ધ થાય છે.

વરખ, સિંહ, વૃશ્ચિક અને કુંભ એ ચાર નક્ષત્રમાં ચંદ્ર નાડી ચાલતી હોય તો તે વખને સ્થિર કાર્યો જે હોય તે બધાં કરવાથી ફલ મળે છે.

મીન, મિથુન, ધન અને કન્યા એ ચાર રાશિઓ હોય તે વખતે સુષુમ્ણા નાડી ચાલતી હોય તો કાર્યની સિદ્ધિ થતી નથી.

ચંદ્રનાડી ચાલતી હોય તે વખતે જે જે સ્થિર કાર્યો હોય તે કરવાથી લાભ મળે છે. ચંદ્રનાડીના વહન સમયે નીચેનાં કાર્યો કરવાથી તે તે કાર્યો લાભદાયક નિવડે છે

અન્ન તથા દ્રવ્યનો સંગ્રહ કરવો, દાન દેવું, વાવ, કુવા, સરોવર ખોદાવવાં, નવું ગામ વસાવવું, ઘરમાં વાસ કરવો, બાગ બગીચા તથા ઘર નવું તૈયાર કરવું, ખેતી કરવી, વ્યાપાર કરવો કોઇને વિદ્યા શિખવવી, જલ પીવું, વિવાહ કરવો, તિરથ કરવા જવું, વસ્ત્ર આભુષણ વિગેરેનો સંગ્રહ કરવો, મંત્ર દિક્ષા લેવી, યોગનો આરંભ કરવો, સાધન સાધવા બેસવું,

લઘુશંકા કરવી, દિવ્ય રસાયણ ઔષધ તૈયાર કરવું, વિદ્યાભ્યાસ કરવો, રાજાએ રાજ્યાસનપર બેસવુ, દેવની પ્રતિષ્ઠા કરવી વિગેરે કામો ચંદ્રનાડીમાં કરવાં.

સૂર્યનાડી ચાલતી હોય તે વખતે નીચેના કામો કરવાથી સિદ્ધ થાય છે.

મારણ, મોહન, વશિકરણ, ઉચ્ચાટણ, આકર્ષણ વિદ્યા શિખવી, રાજાએ શસ્ત્રો ધારણ કરવાં, વિવાદ કરવો, મંત્ર તંત્રનો અભ્યાસ કરવો, દેવી અને ભૂતના મંત્રોનુ અનુષ્ઠાન કરવુ, મુઠ મારવી, મુઠ વાળવી, ચઢેલા ઝેરનું શમન કરવું, ઔષધ આપવુ, નદી અને સમુદ્રમાં તરવું, મૈથુન કરવુ, ભોજન કરવુ, દીર્ઘશંકાએ જવુ, બીજાં ભયંકર કાર્યો કરવાં અને રાજાએ યુદ્ધ કરવું આ બધાં કામો સૂર્યનાડી ચાલતી હોય તે વખતે કરવાથી સિદ્ધ થાય છે.

સુષુમ્ણા નાડી ચાલતી હોય તે વખતે કોઈપણ પ્રકારનુ કાર્ય ન કરવું. રાજા જો સુષુમ્ણા નાડી ચાલતી હોય તે વખતે યુદ્ધે જાય તો તે કાતો હારી જાય અથવા તો પોતાના પ્રાણ ખુએ. સુષુમ્ણા નાડી ચાલતી હોય તે સમયે પ્રભુનું ધ્યાનજ ધરવું.

## પ્રશ્ન વિચાર.

એમાંથી ગમે તે નાડીમાં પૃથ્વી તથા જલતત્ત્વનું વહન થતુ હોય તે સમયે કાર્ય કરવાથી પૂર્ણલાભ મળે છે, વાયુ તત્ત્વનું વહન હોય તો હાનિ થાય છે કે વિઘ્ન આવે છે અને આકાશતત્ત્વનુ વહન હોય તો કાર્ય તદન નિષ્ફળ થાય છે.

પૃથ્વીતત્ત્વ ગતિમાં હોય તો વિલંબથી લાભ થાય છે અને જળતત્ત્વનું વહન હોય તો તુરતજ લાભ થાય છે.

અગ્નિ અને વાયુતત્ત્વ એ બેનું વહન થતું હોય તો નુકસાન થાય છે. પૃથ્વીતત્ત્વમાં સ્થિર કામ લાભપ્રદ છે અને જળતત્ત્વનું વહન થતું હોય તે સમયે ચર કામ લાભદાયક છે. અગ્નિતત્ત્વના વહન વખતે મારણ, ઉચ્ચાટણ, સંગ્રામ વિગેરે કામો સિદ્ધ થાય છે. આકાશ તત્ત્વ ચાલતું હોય ત્યારે યોગ ધ્યાનમાં વૃત્તિ એકાગ્ર થાય છે.

## ગર્ભ પરિક્ષા.

કોઈ ગર્ભમાટે પ્રશ્ન પૂછે તો પૃથ્વી તથા જળતત્ત્વ એ બન્નેનું વહન હોય તો કહેવું કે પુત્ર આવશે, અગ્નિ તત્ત્વ હોય તો ગર્ભપાત થશે, વાયુતત્ત્વનું વહન હોય તો પુત્રી આવશે, અને આકાશતત્ત્વનું વહન હોય તો નપુંસક પુત્ર આવશે. શૂન્ય નાડી તરફ રહીને પ્રશ્ન કરે તો કન્યા આવશે, પૂર્ણાંગમાં પ્રશ્ન કરે તો પુત્ર આવશે. સૂર્ય નાડી ચાલતી હોય તે વખતે સ્ત્રીને ઋતુદાન દેવાથી પુત્ર આવશે અને ચંદ્રનાડી ચાલતી હોય તે વખતે ઋતુદાન દેવાથી પુત્રી આવશે.

સૂર્યસ્વર ચાલતો હોય અને શ્વાસ સૂર્યનાડીમાં ખેંચાતો હોય તે વખતે વીર્યનું બીંદુ સ્ત્રીના ગુહ્ય ભાગમાં પડે તો તેને સુંદર પુત્ર આવે છે.

ચંદ્રસ્વર ચાલતો હોય અને શ્વાસ તે નાડીમાં ખેંચાતો હોય તે વખતે વીર્યનું બીંદુ પડવાથી સુંદર પુત્રી આવે છે.

ગર્ભાશયમાં વીર્ય પડે તે વખતે પુરુષનો શ્વાસ નસકોરામાંથી બહાર નીકળી જાય તો તેથી સ્ત્રીને ગર્ભ રહેતો નથી.

શરીરમાં શ્વાસ ખેંચીને ગર્ભમાં વીર્ય નાખવામાં આવે તો સ્ત્રીને આનંદનો અનુભવ થાય છે અને તેની સાથે તે સ્ત્રીને ગર્ભ પણ રહે છે.

શ્વાસ ખેંચીને વીર્યદાન આપવાથી સ્ત્રીને ગર્ભ રહેતાં બાળક થાય તે બાળક વધારે આયુષ્યવાળું થાય છે અને શ્વાસ નીકળતી વખતે ગર્ભ રહેવાથી જે બાળક થાય તે જલદીથી મરી જાય છે.

પુરુષનો સૂર્ય સ્વર ચાલતો હોય અને સ્ત્રીનો ચંદ્રસ્વર ચાલતો હોય તે વખતે વીર્યદાન આપવાથી ગર્ભ રહે તો સ્ત્રીને સુખ આપનારો પુત્ર થાય છે.

શ્વાસ અંદર ખેંચતી વખતે પુરુષનો સૂર્યસ્વર હોય તો પુત્ર થાય છે અને ચંદ્રસ્વર હોય તો પુત્રી થાય છે. આવાં સંતાનો માતપિતાની આજ્ઞા માનનારાં અને સદાચરણી નીકળે છે.

સ્ત્રીને ચંદ્રસ્વર ચાલતો હોય અને તે વખતે વાયુતત્ત્વનું વહન હોય તો જે સ્ત્રી ગર્ભ ધરે તેનાથી પુત્ર કુળને બોળનારો, નફ્ટ નીકળે અને જ્યાં ત્યાં ભટકીને પોતાનું જીવન વ્યતિત કરે.

સ્ત્રીને ચંદ્રસ્વરમાં અગ્નિતત્ત્વ હોય અને ગર્ભ ધરે તો પુત્ર સાંપડયા પછી તુરતજ મરી જાય છે.

સ્ત્રીનો ચંદ્રસ્વર ચાલતો હોય તે વખતે પૃથ્વી તત્ત્વ હોય અને તે સમયે સ્ત્રી ગર્ભ ધારણ કરે તો પુત્ર અવતરે

તે ગુણુનો નિધિ, લક્ષ્મીપતી, રૂપવાન અને સંત નીવડે.

સ્ત્રીનો ચંદ્રસ્વર ચાવતો હોય અને તે વખતે જળ તત્ત્વનું વહન હોય તો તે સમયે સ્ત્રી ગર્ભધારણ કરવાથી ઉપજતો પુત્ર વિશાળ બુદ્ધિવાળો, રૂપવાન, ગુણવાન, અને માતપિતાની આજ્ઞા પાળનાર નીવડે.

ચંદ્રનાડીમાં આકાશ તત્ત્વનું વહન હોય તે સમયે સ્ત્રી ગર્ભ ધારણ કરે તો તેને મુગો અને બહેરો પુત્ર થાય અને તે જલદીથી નાશ પામે.

## રોગીનો વિચાર

ચંદ્રનાડી સંપૂર્ણપણે. વહન કરતી હોય અને સૂર્ય નાડી તરફ ઉભા રહીને અમુક રોગી માટે કોઈ પૂછે તો જાણવું કે રોગીનો નાશ થશે.

પ્રશ્ન પૂછનારના સમ અક્ષર હોય અને ચંદ્રનાડી ચાલતી હોય તો રોગી જીવતો રહે એમાં કંઇ શક નથી.

આપણી સૂર્યનાડી ચાલતી હોય અને પુછનાર ચંદ્ર-નાડી તરફ ઉભો રહીને પ્રશ્ન કરે તો રોગીનો નાશ થાય છે.

પૂછનાર પ્રથમ સૂર્યનાડી તરફ ઉભો રહીને દરદી માટે કંઈક કહીને પછી ચંદ્રનાડી કે જેમાંથી પવન વહેતો હોય તે તરફ આવી જાય અને રોગી સંબંધી હકીકત કહે તો પણ રોગીને કંઇ પણ થાય નહીં.

પૂછનાર શૂન્યમાં આવીને પ્રશ્ન કરે અને વિપરીત શબ્દો બોલે તો દરદીને બચાવનાર સેંકડો વૈદ્યો ભેગા થયા હોય તો પણ દરદી જીવે નહીં.

જ્યારે સુષુમ્ણા નાડી ચાલતી હોય તે વખતે પૂછ્નાર રોગીમાટે પ્રશ્ન કરે તો જો તે રોગીને સાક્ષાત શ્રીશંકરની સહાય હોય તોપણ રોગી જીવે નહીં.

## પરદેશ ગએલા સંબંધી પ્રશ્ન.

પૃથ્વીતત્ત્વનું વહન હોય તે વખતે અમુક માણસ અમુક ગામમાં શું કરે છે એમ કોઈ પ્રશ્ન કરે તો કહેવું કે તે પોતાના મુકામમાં બેઠો છે અને તેનું શરીર નિરોગી છે.

જળતત્ત્વનું વહન હોય તે વખતે પ્રશ્ન પૂછવાથી પરદેશ ગયેલો માણસ પથારીમાં સૂતો છે અને પોતાની સ્ત્રી સાથે ધર્મવ્યવહાર કરે છે એમ સમજવું.

વાયુતત્ત્વનું વહન થતું હોય તે વખતે પ્રશ્ન પૂછવાથી પરદેશ ગયેલો માણસ ઘર તરફ આવવા નીકળ્યો છે અને તે રસ્તામાં છે એમ સમજવું

અગ્નિતત્ત્વનું વહન હોય તે વખતે પ્રશ્ન પૂછવાથી પરદેશ ગયેલો મનુષ્ય રોગથી પીડાય છે અને તેને કંપ, તાવ કે બીજો એવો રોગ થયો છે એમ સમજવું.

આકાશતત્ત્વનું વહન હોય તે વખતે પ્રશ્ન પૂછતાં એમ જાણવું કે પરદેશ ગયેલો મનુષ્ય મરી ગયો છે.

## ચૈત્ર માસનો વિચાર.

ચૈત્ર સુદિ પડવેને દિવસે સવારમાં ઉઠીને પોતાનો શ્વાસ તપાસવો, જો તે વખતે ચંદ્રનાડી ચાલતી હોય અને તેમાં જળતત્ત્વનું વહન હોય તો સમજવું કે બારે માસ સુખપૂર્વક વ્યતીત થશે, વર્ષાદ જોઇએ તે પ્રમાણે વરસશે,

લોકો સાજા રહેશે અને પ્રજા તેમજ રાજા સુખી રહેશે.

જો ચંદ્રનાડીમાં પૃથ્વીતત્ત્વનું તે વખતે વહન હોય તો સમજવું કે અન્ન પુશ્કળ પાકશે અને સર્વલોક સુખમાં રહેશે.

જો સૂર્યનાડી ચાલતી હોય અને પૃથ્વી તથા જળતત્ત્વનું વહન હોય તો સમજવું કે રોગનો ઉપદ્રવ થશે.

જો સૂર્યમાં અગ્નિતત્ત્વનું વહન હોય તો પ્રજાને અનેક પ્રકારનું સંકટ પડે, પ્રજા રોગથી દુઃખી થાય, ઘાસ, તેલ, ઘી, દીવેલ વિગેરે વસ્તુઓ મોંઘી વેચાય.

સૂર્યસ્વરમાં વાયુતત્ત્વનું વહન હોય તો જગત્‌માં મરણ વધારે થાય, રોગનું જોર વધે અને જ્યાં હોય ત્યાં દગા ફટકા તથા ટંટા ફીસાદ થાય.

સૂર્ય સ્વર ચાલતો હોય તે વખતે અગ્નિ તથા વાયુતત્ત્વનું વહન હોય તો પ્રજા ૬ માસ સુખી રહે અને છ માસ દુઃખી રહે.

જો સૂર્ય મેષરાશીપર આવે અને તે વખતે પૃથ્વી તત્ત્વનું વહન હોય તો વર્ષાદ સારો વરસે, પ્રજા સુખી થાય અને રાજાપણ સુખમાં રહે

જો સૂર્ય મેષરાશીપર આવે અને તે વખતે જળતત્ત્વનું વહન હોય તોપણ ઉપર જણાવ્યા પ્રમાણે બધું શુભ થાય.

જો સૂર્ય મેષરાશીપર આવે અને તે વખતે વાયુતત્ત્વનું વહન હોય તો અડધું વર્ષ પ્રજાને દુઃખ પડે, તથા ચોરનો અને રોગનો ભય ઉભો રહે.

જો સૂર્ય મેષરાશીપર આવે અને તે વખતે અગ્નિતત્ત્વનું વહન હોય તો દેશમાં હુલ્લડ જાગે, પ્રજા દુઃખી થાય અને લોકોની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય.

જો સૂર્ય મેષરાશીપર આવે અને તે વખતે આકાશ તત્ત્વનું વહન હોય તો બધા દેશમાં કાળ પડે અને લોકોનો નાશ થાય.

## કાળ જ્ઞાન.

જે મનુષ્યના શ્વાસ આઠ પહોર સૂર્ય નાડીમાં ચાલે તે માણસનું મૃત્યુ ત્રણ વર્ષમાં થશે એમ સમજવું.

જે મનુષ્યનો શ્વાસ બે અહોરાત્રિ સુધી સૂર્યનાડીમાં ચાલે તેનું મૃત્યુ બે વર્ષમાં થશે એમ સમજવું.

જે મનુષ્યનો શ્વાસ ત્રણ અહોરાત્રિ સુધી સૂર્યનાડીમાં ચાલે તેનું મૃત્યુ એક વર્ષમાં થશે એમ સમજવું.

જે મનુષ્યની સૂર્યનાડી અહોરાત્રિ ૧૫ દિવસ સુધી ચાલે તેનું ૭ માસમાં મૃત્યુ થશે એમ સમજવું.

જે મનુષ્યની સૂર્યનાડી અહોરાત્રિ ૨૦ દિવસ સુધી ચાલે તેનું ત્રણ માસમાં મૃત્યુ થશે એમ સમજવું.

જે મનુષ્યની સૂર્યનાડી અહોરાત્રિ એક માસ સુધી ચાલે તેનું મૃત્યુ દશ દિવસમાં થશે એમ સમજવું.

જે મનુષ્યના શરીરમાંથી મલ, મૂત્ર અને થુંક એકજ વખતે નીકળી પડે તે માણસ દશ દિવસ સુધીજ જીવતો રહેશે એમ સમજવું.

બન્ને કાનમાં બન્ને હાથના અંગુઠા ઘાલી બીજી આં-

ગળીઓથી આંખો દબાવીને જોવું, જો તે વખતે કોઇ પણ પ્રકારનું બિંદુ ન દેખાય તો તેનું મૃત્યુ દશ દિવસમાં થશે એમ સમજવું.

દિવસમાં સૂર્યનાડીનું વહન થાય અને રાત્રિએ ચંદ્ર-નાડીનું વહન થાય તો તે મનુષ્યનું મૃત્યુ છ માસમાં થશે એમ સમજવું.

ચંદ્ર અને સૂર્યનાડીમાંથી નીકળતો શ્વાસ બંધ થઈ જાય અને તેને બદલે મુખમાંથી શ્વાસ નીકળે તો તે મા-ણસનું મૃત્યુ એક ઘડીમાં થશે એમ સમજવું.

ધ્રુવ, અરૂંધતી, વિષ્ણુપદ અને તારાઓ આકાશમાં છે તે જો ન દેખાય તો તેની રાત્રી વ્યતીત થવી મુશ્કેલ છે અર્થાત્ તે તેજ રાત્રીમાં મરણ શરણ થાય છે.

જે મનુષ્ય પોતાની ભ્રકુટી ન જોઇ શકે તે સાત દિ-વસમાં મરે, પ્રતિબિંબમાં આંખની કીકીઓ ન જોઇ શકનાર મનુષ્ય પાંચ દિવસમાં મરે, પોતાના નાકનો અગ્ર ભાગ ન જોઇ શકનાર મનુષ્ય ત્રણ દિવસમાં મરે અને પોતાની જીભ ન દેખનાર એક દિવસમાં મરે.

પોતાનું આયુષ્ય કેટલું છે તે નક્કી કરીને જે મનુષ્ય જ્ઞાની છે તે તત્ત્વનો વિચાર કરે છે. રાત્રિદિવસ સુરતા લગાડીને જે શ્વાસની ગતિને જાણે છે અને યુક્તિથી સંય-મ સાધે છે તે કાળના મુખમાંથી બચે છે.

સ્વરની ગતિ કલાકે કલાકે બદલાય છે. તે પ્રમાણે તે સમયે જે સ્વર ચાલતો હોય તે સ્વર ચલાવે તો દુશ્મનનું બળ ક્ષીણ થાય છે, તેને ચોર લોકો તરફથી ઉપદ્રવ થતો નથી,

તેને સર્પ કરડવાનો ભય રહેતો નથી, તેનાથી ભૂત પ્રેત વિગેરે મલિન સત્વો ડરીને નાસી જાય છે, તેને વાઘ, સિંહ, હસ્તિ કે બીજા પ્રાણીઓનો ભય રહેતો નથી, તેના ઉપર જંત્ર, તંત્ર કે મુઠ ચોટ લાગતી નથી. જે ખરા યોગી છે તેઓ દિવસે ચંદ્રનાડી ચલાવે છે અને રાત્રે સૂર્યનાડી ચલાવે છે. જ્યારે ચંદ્રનાડી ચાલે ત્યારે જળ પીવું અને સૂર્યનાડી ચાલતી હોય ત્યારે ભોજન કરવું. ચંદ્રમાં લઘુશંકા કરવી અને સૂર્યમાં દીર્ઘશંકા કરવી.

બ્રહ્મચર્ય પાળનાર હોય, જે મિતાહારી હોય અને જેણે વિષયનો ત્યાગ કર્યો હોય તેવા પુરુષની વૃત્તિ શ્વાસની ગતિમાં રહે છે.

## પ્રાણાયામ તથા અજપાજપ.

પ્રથમ સિદ્ધાસને બેસી ગુદાને બળપૂર્વક સંકોચવી (મૂળ બંધ કરવો) પછી ડાબા નસકોરાથી જોસભેર પવન ખેંચવો, પાછી ડાકને નીચી નમાવી (જાલંધર બંધ કરી) હડપચીને કંઠની નીચે ખાડામાં રાખવી. આવી સ્થિતિમાં યથાશકિત પવનને રૂંધવો, ત્યાર પછી ડાકને ઉંચી કરીને જમણા નસકોરેથી પવનને ધીમે ધીમે કાઢવો, ત્યાર પછી જમણા નસકોરેથી ઉપર જણાવ્યા પ્રમાણે પવનને ચડાવી, યથાશક્તિ રોકી ડાબા નસકોરેથી પવનને ધીમે ધીમે કાઢવો. આમ ઉપરાઉપરી પ્રાણાયામ પાંચ ઘડી સુધી હમેશાં કરવા. આ પ્રમાણે ઉપરાઉપરી ત્રણ માસ સુધી પ્રાણાયામ કરવાથી નાડીઓની શુદ્ધિ થાય છે. ત્યાર પછી શરીરમાં ઉઠતા ૨૧૬૦૦ અજપાજપ તરફ સુરતા રાખવી. અજપા-

જપ ૨૪ કલાક એટલે ૬૦ ઘડીમાં થઇને ૨૧૬૦૦ થાય છે. આ અજપાજપમાં સુરતા રાખવામાટે શાંભવીમુદ્રા સાધ્ય કરવી જોઈએ. શાંભવીમુદ્રા સાધ્ય કરવાથી વૃત્તિ સુષુમ્ણા નાડીમાં જે ચક્રો છે તેમાંના ચક્રોમાં રહે છે અને ચક્ષુઓની દૃષ્ટિ પલક માર્યા વિના એક સરખી બહારના પ્રદેશમાં રહે છે. જ્યારે આ પ્રમાણે હૃદયની સ્થિતિ થાય ત્યારે અજપાજપ તરફ સુરતા લગાડીને તેમાંથી ચાર પાંખડીના મૂળાધાર ચક્રના અધિષ્ઠાતા ગણુપતિદેવને નમસ્કાર કરી તેઓશ્રીને ૬૦૦ જપ અર્પણ કરવા, સ્વાધિષ્ઠાન ચક્ર કે જેનાં છ દલ છે અને જેના અધિષ્ઠાતા દેવ બ્રહ્મા છે તેમને ૬૦૦૦ જપ અર્પણ કરવા, નાભી પાસે ૧૦ દલનું મણિપૂર ચક્ર છે અને જેના અધિષ્ઠાતા દેવ શ્રીવિષ્ણુ છે તેમને ૬૦૦૦ અર્પણુ કરવા અને તેઓશ્રીનું ત્યાં માનસિક પૂજન કરવું, ત્યાર પછી હૃદકમળ જેનાં ૧૨ દલ છે અને જેના અધિષ્ઠાતા શ્રીશંકર છે તેમનું માનસિક પૂજન કરીને તેઓશ્રીને ૬૦૦૦ જપ અર્પણુ કરવા, કંઠસ્થાનમાં ૧૬ દલનું વિશુદ્ધ ચક્ર છે અને જેના અધિષ્ઠાતા શ્રીરુદ્ર છે તેમને ૧૦૦૦ જપ અર્પણુ કરવા, ત્યાંથી ઉપર ભ્રકુટીમાં આજ્ઞાચક્ર બે દલવાળું છે અને જેના અધિષ્ઠાતા દેવ શ્રીગુરુ છે તેમનું માનસિક પૂજન કરી તેઓશ્રીને ૧૦૦૦ જપ અર્પણુ કરવા. ત્યાંથી ઉપર બ્રહ્મસ્થાનમાં સહસ્રદલનું બ્રહ્મચક્ર છે તેના અધિષ્ઠાતા શ્રીપરમાત્મા છે, તેઓશ્રીની માનસિક પૂજા કરીને તેઓશ્રીને ૧૦૦૦ જપ અર્પણુ કરવા. આ પ્રમાણે અજપાજપ, ઉપર જણુાવેલા દેવોને સુરતા સાથે

અર્પણ કરવાથી યોગીના કરોડો જન્મનાં પાપ દૂર થઇ જાય છે અને તેને બ્રહ્મદર્શન થાય છે. આ સમાન બીજું કોઇ ધ્યાન નથી.

# કિરણ ૨૪ મું.

## શ્રી પુરુષોત્તમ સિદ્ધયોગીનું આખ્યાન.

દોહા.

પ્રથમ પૂરણ બ્રહ્મનું, ધરી હ્રદયમાં ધ્યાન;
વળતી કહું વિગતે કરી, પુરુષોત્તમ આખ્યાન. ૧
પુરુષોત્તમ યોગેંદ્રનો, વિંધ્યાચળમાં વાસ;
ગુફામાં રહીને ઘણો, કરે યોગ અભ્યાસ. ૨

છપ્પો.

જેવા હોય વશિષ્ટ, શિષ્ટ વળી શંકર જેવા,
વિદ્યામાં જેમ વ્યાસ, અનુભવી દીસે એવા;
શુક જેવો વૈરાગ્ય, ત્યાગ પણ રાખે તેવો,
આ કળિયુગની માંય, અવર નર નહીં કોય એવો;
ભોગી બ્રહ્માનંદના, ક્લેશ લેશ ન મળે કદા,
તે મહંત મુજને મળ્યા, જ્યાં નિર્મળ વહે છે નર્મદા. ૧
સિદ્ધ યોગી ને સંત, હોય અવનિપર એવા,
આવે તિરથ કાજ, વહે જ્યાં નિર્મળ રેવા;
લોક ન દેખે લેશ, એમ એ અદૃશ્ય રહે છે,
હોય પૂર્વનાં પૂન્ય, તેહને દર્શન દે છે;

એવી વાણી સાંભળી, પછી તે તિરથ કરવા ગયા;
સુંદર સરીતા જોઇને, ત્યાં સ્નાન કરી સુખીઆ થયા. ૨

ચોપાઇ.

તે રેવાનું દક્ષિણ તીર, ગુણ તેના પણ છે ગંભીર;
સ્વામી કાર્તિકેશ્વર સાર, એ સ્થાનક છે દેવ ઉદાર. ૧
પુનમ આવે કાર્તિકતણી, ભાવિકજન આવે તે ભણી;
દાનવ દેવ મનુષ્યને જક્ષ, કીન્નર ગાંધ્રવ આવે લક્ષ. ૨
યોગી સિદ્ધ મુનિ ગુણવંત, આવે તે સ્થળ લોક અનંત;
તે તિરથ કરવા હું ગયો, શંકર દેખી સુખીઓ થયો. ૩
વરજલાલ મુજ ભ્રાતા જેહ, મારી સાથે હતા તેહ;
તેણે મુજને કહી એક વાત, સિદ્ધ કોઈ અહીં છે સાક્ષાત. ૪
એકાંતે એક શાળામાંય, બેઠા દીઠા છે મેં ત્યાંય;
તેના તનનું દેખી તેજ, હું જાણું છું શંકર એજ. ૫
મજ વચને આવ્યો વિશ્વાસ, ગયા તરત તે જોગી પાસ;
કરી દંડવત્ ચરણે નમ્યા, કુતર્ક સઘળા મનના શમ્યા. ૬
ઘણા કાળના યોગી એહ, દિવ્ય થયેલા દીસે દેહ;
વય તેનું વરત્યું ના જાય, કઠણ થયેલી દીસે કાય. ૭
જીતેલા છે પંચે કલેશ, શુક નારદના સરખો વેશ;
પંચ અવસ્થા ચિત્તની જેહ, જીતી સિદ્ધ થયેલા તેહ. ૮
ઋતંભરા પ્રજ્ઞા થઈ રહી, મધુમતીએ પહોંચેલા સહી;
ત્રણે ગુણ જીતેલા તેહ, તેથી દિવ્ય થયેલો દેહ. ૯

ગીતિ છંદ.

ગૌર મનોહર કાંતિ, શાંતિનો પણ સાગર હોય જેવો;
ભાગે મનની ભ્રાંતિ, શબ્દ મધુર મુખ ઉચ્ચારે એવો. ૧

સહુ વિદ્યાઓ સાધી, ચાર વેદ છે જીવ્હાગ્રે જેને;
પ્રણુવ બ્રહ્મ આરાધી, શુદ્ધ સમાધિ સદા રહે તેને. ૨

દોહા.

દંડ કમંડલ હાથમાં, મુનિપટનું પરિધાન;
ઉપવિત અંગે ઓપીતું, કાંતિ કનક સમાન. ૧
શિરપર શોભે બાબરી, તપનિધિ તેજ નિધાન;
પુરુષોત્તમ યોગેંદ્ર એ, છે શુકદેવ સમાન. ૨
તાડપત્ર માંહે લખ્યું, પુસ્તક શોભે પાસ;
વાંચે સૂત્ર વેદાંતનાં, કરી એકાંતે વાસ. ૩
કૃષ્ણ જીનને આસને, હતા બીરાજ્યા આપ;
દીઠા એવા દેવને, ટળ્યા ત્રિવિધિ તાપ. ૪
વણપૂછે તે યોગીએ, કહ્યું હમારું નામ;
આવ્યા જો એકાંતમાં, બેસો આણે ઠામ. ૫
સંશય હોય સ્વરૂપનો, સુખે પૂછો સોય;
કરી યથાર્થ તમને કહું, વળતી ભ્રાંતિ ન હોય. ૬
પૂર્વ જન્મનો છે વળી, બુદ્ધિમાં સંસ્કાર;
તેથી આ જન્મે હવે, ઉદય થતાં નહીં વાર. ૭
સુણી વચન તે સિદ્ધનાં, અમે નમાવ્યું શિષ;
લક્ષ ભાગ મહાવાક્યનો, કૃપા કરી કહો ઈશ. ૮
સિદ્ધ કહે મહા વાક્યને, પ્રણુવ શબ્દ છે જેહ;
અર્થ ઉભયનો એક છે, તેમાં નહીં સંદેહ. ૯

ચોપાઈ.

ચૈતન્યયુક્ત સ્થૂલ જેટલું, વાચ્ય અકારતણું તેટલું;
સ્થૂલ ઉપાધિ સઘળી તજો, લક્ષ્ય ભાગ ચૈતનને ભજો. ૧

ચેતનયુક્ત સૂક્ષ્મ છે જેહ, વાચ્ય ઉકારતણું છે એહ;
વાચ્ય ભાગનો કરવો ત્યાગ, ચૈતન્ય લક્ષ્ય વિષે અનુરાગ. ૨
ચૈતન મિશ્રિત કારણ એમ, વાચ્ય મકારતણું છે તેમ;
વાચ્ય ભાગ સઘળો પરહરો, લક્ષ્યભાગ ચૈતન ચિત્ત ધરો.
એ રીતે સહુ માત્રામાંય, વાચ્ય ભાગને તજવો ત્યાંય;
લક્ષ્યભાગ છે ચૈતન શુદ્ધ, તેજ બ્રહ્મને લહે પ્રબુધ. ૪

દોહા.

વાચ્ય ભાગ છે પ્રણવનો, નામ તથા આકાર;
કેવળ ચૈતન લક્ષ્ય છે, વ્યાપક બ્રહ્મ અપાર. ૧

ચોપાઇ.

લક્ષ ભાગ છે ચેતન જેહ, પ્રકટ મુને પરખાવ્યું તેહ;
આપ લહ્યાથી આનંદ થયો, તેથી સંશય સઘળો ગયો. ૧
વળી આચારજ બોલ્યા વાણ, છોટમ્! બ્રહ્મરૂપ તું જાણ;
ભેદ દૃષ્ટિનો કરવો ત્યાગ, એક બ્રહ્મમાં કર અનુરાગ. ૨
હવે પ્રશ્ન જે પૂછવું હોય, સુખેથી પૂછી લ્યો સોય;
એવી આજ્ઞા ગુરુની થઈ, પછી પ્રશ્ન મેં પૂછયું સહી. ૩

દોહા.

બ્રહ્માદિકની પ્રાર્થના, સૂણી પ્રભુએ જે વાર;
ધર્મ સ્થાપવા કારણે, ધર્યો કૃષ્ણ અવતાર. ૧
ભામિનીઓ ભરવાડની, નગ્ન નિહાળી અંગ;
વળતી રમતાં રાસમાં, કીધો તેનો સંગ. ૨
શ્રુતિયો ને સ્મૃતિયો વિષે, નિંદેલું છે જેહ;
તેજ કર્મ કૃષ્ણે કર્યું, એ મુજને સંદેહ. ૩
ઇશ્વર સ્થાપક ધર્મના, તેણે કીધો જાર;

કિર્તન ગાતાં તેહનાં, કેમ સુધરે સંસાર. ૪
ડભોઇ નામે ગામમાં, દયારામ છે આજ;
જોડે કિર્તન જારનાં, કૃષ્ણ રીઝાવા કાજ. ૫
શીખે કે વળી સાંભળે, જે એ રસનાં ગીત;
પામર જીવને થાય છે, જાર કર્મપર પ્રીત્ય. ૬
વૈશ્નવના ઉરમાં વસે, જારરૂપ ભગવાન્;
બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણનું, કેમ હોય તેને ભાન. ૭
એવા આર્યજનો વિષે, ઉલટો ચાલ્યો ધર્મ;
લક્ષણ લખતાં તેહનાં, મુજને આવે શર્મ. ૮

ચોપાઈ.

એમ સાંભળી મારી વાત, બોલ્યા પુરુષોત્તમ સાક્ષાત્;
ભોટમ્! કૃષ્ણદેવ છે જેહ, છે અવતાર વિષ્નુનો એહ. ૧
વ્રજમાં વસ્યા વર્ષ અગીઆર, પોતે કર્યો નથી વ્યભિચાર;
આદિ શક્તિ મહામાયા જેહ, રાધારૂપે થઇ છે તેહ. ૨
તે ગાંધર્વ વિવાહે કરી, કાલિંદી ત્રટ કૃષ્ણે વરી;
તેની સાથે કર્યો વિહાર, પરનારી નથી ભજી લગાર. ૩
રાસલીલા કરવીતી જદા, વેણુનાદ કર્યો છે તદા;
સુણીને આવી વ્રજસુંદરી, ગીત નૃત્યથી રાજી કરી. ૪

દોહા.

ભગવતના દર્શન થકી, કામવાસના જેહ;
તે ન રહી વ્રજનારીની, શાંત થઇ ગઇ તેહ. ૧
કામી કવિયો જે થયા, ગાયો રસ શણગાર;
તેણે ગોપી કૃષ્ણનો, ઝાઝો ગાયો જાર. ૨
વ્યાસમુનિએ ભાગવત, કીધું જેણી વાર;

અધ્યાય તેના ત્રણસે, બતરીસ છે નિર્ધાર. ૩
આજ ત્રણસે પાંતરીસ, ગણયે થાય છે જેહ;
કર્યું ઉમેરણુ કાયથે, રાસકથા છે તેહ. ૪

ચોપાઇ.

બંગ દેશનો રાજા જેહ, વયે વૃદ્ધ થએલો તેહ;
તેવે પરણ્યો હતો એક નારી, રૂપવંતી અતિશય સારી. ૧
હતો કાયથ તેનો પ્રધાન, કવિરાજ મળેલું માન;
થયો રાણીને તે પર પ્યાર, તેની સાથે કર્યો વ્યભિચાર. ૨
તેની નિંદા કરે કાઈ જ્યારે, દીધું કૃષ્ણનું દૃષ્ટાંત ત્યારે;
ત્રણ અધ્યાયમાં રાસ બનાવી, કથા ભાગવતમાંહી લખાવી. ૩
આપ્યાં પુસ્તક દેશે દેશ, તેમાં સત્ય મળે નહીં લેશ;
પછી ચાલ્યો છે વૈષ્નવપંથ, તેણે કીધા છે રાસના ગ્રંથ. ૪
પછી જેજે કવિજન થયા, ગીત રાસનાં ગાતા ગયા;
ગીત ગાય છે નરને નારી, જાણે કૃષ્ણ હતા વ્યભિચારી. ૫
બધા હિંદુના દેશો માંય, જાર કર્મ વધી ગયું ત્યાંય;
જાર ભાવની ભક્તિ જેહ, કરે વૈષ્નવ સઘળા તેહ. ૬
જ્ઞાન વૈરાગ ના ગમે તેને, જાર કર્મ છે વહાલું જેને,
વેદ ધર્મ સનાતન જેહ, નથી માનતા વૈષ્નવો તેહ. ૭

દોહા.

સ્વભાવથી સહુ જીવમાં, વશી રહ્યો શણગાર;
તેથી પ્રાણી સર્વને, વહાલો લાગે જાર. ૧
સ્વભાવથી પ્રિય જેહને, તેજ કરે ઉપદેશ;
તરત પંથ તેનો વધે, ફેલે દેશે દેશ. ૨

છપ્પા.

જેને જે પ્રિય હોય, તેહને તેહુજ ભાવે,
દે બીજામાં દોષ, છીદ્ર વળી શોધી લાવે;
જેને ન ગમ્યું સ્નાન, દોષ જળસ્પર્શે દે છે,
ગમ્યું મદીરા પાન, તેજ ગંગાજળ કહે છે;
વળી ભાંગ ભલી જેને ગમી, તેણે ભંગડ ગાયા શિવને,
એમ જે જેને જેવું રૂચે, તેજ ભજે તે જીવને. ૧
કામી કવિયો હોય, વિષય રસ ગાય વધારે,
ઈશ્વરના અવતાર, તેહને તેવા ધારે,
જાર ભરેલાં ગીત, નારીઓ શીખે નાની,
પતિવ્રતાનો ધર્મ, પછી તે પાળે શાની;
એમજ આખા દેશમાં, ધર્મ બધો ઉલટો થયો,
એ કરનારો કાયથ હતો, તે બહુને લઈ નરકે ગયો. ૨

દોહા.

નિજાનંદ યોગી હતા, મિત્ર અમારા જેહ;
કહી વાત કાયથ તણી, તમને કહું છું તેહ. ૧

ચોપાઇ.

ભગવતની વાણી છે જેહ, ગ્રંથ ભાગવત કહીએ તેહ;
તેમાં રાસ વધારી ગયો, પ્રથમ દોષ તો એને થયો. ૧
બીજો રાજપત્નિસુ જાર, એવા છે બે દોષ અપાર;
તીવ્ર સંવેગે કીધું પાપ, થયો રોગ પામ્યો પરિતાપ. ૨

છપ્પા.

રાજપત્નિ જે હોય, રમે તે સાથે જારી,
ગુરુની પત્નિ હોય, મીત્રની જો હોય નારી,

પત્નિ કેરી માત, માત પોતાની જેવી,
પંચે માત સમાન, જાણવી જનને તેવી;
જાર કર્મ તેશું કરે, તે ઘોર પાપીયો છે,
સ્મૃતિકાર સઘળા કહે, તે રૌરવ નરકે જાય છે. ૧

ચોપાઇ.

પરદારા આલિંગન જેહ, શ્રુતિઓમાં નિંઘું છે તેહ;
તે રીતી કૃષ્ણે નથી કરી, ગોપી મધ્યે રાધા વરી. ૧
કૃષ્ણ વિના બીજો ભરથાર, રાધાએ નથી વર્યો લગાર;
જો જો સર્વ પુરાણોમાંય, રાધાકૃષ્ણ લખ્યાં છે ત્યાંય. ૨
ઇશ્વરને પારવતી જેમ, લક્ષ્મીને નારાયણ તેમ;
દેવી સહીત દેવ પૂજાય, એમજ રાધાકૃષ્ણ સદાય. ૩
જો જો મૂરતિ સઘળે ઠામ, નથી અવર ગોપીનું નામ;
જે જે દેવ પ્રતિષ્ઠા થાય, દેવી સહીત દેવ પૂજાય. ૪

દોહા.

દેવી દેવ પૂજાય છે, કારણ તેનું જેહ;
તે સમજી લેજ્યો તમે, મટે સર્વ સંદેહ. ૧
એક બ્રહ્મ પોતે હતો, સૃષ્ટિ ના થઇ કાંય;
અંગીકાર માયા તણો, તેણે કીધો ત્યાંય. ૨
તેથી સહુ સૃષ્ટિ તણો, વાધ્યો છે વિસ્તાર;
માટે સઘળા જીવને, છે માયાપર પ્યાર. ૩
કાર્યમાં કારણતણા, આવે ગુણ એ રીત;
તે માટે શૃંગારપર, છે સર્વને પ્રિત્ય. ૪
સ્વભાવથી શૃંગાર વિન, રૂચે ન જીવને કાંય;
મલીન જીવો થઈ ગયા, તેથી માયા માંય. ૫

પ્રવેશ પ્રભુ ભકિત તણો, મલીનને મન થાય;
વ્યાસ મુનિએ તે કર્યો, એવો એક ઉપાય. ૬
રામકૃષ્ણ આદિ લખ્યા, સ્ત્રીઓ સહિત સહુ દેવ;
સંસારી જન પ્રીતથી, કરે તેમની સેવ. ૭

ચોપાઇ.

માયીક જીવને એ ઉપદેશ, પ્રભુ ભક્તિનો થાય પ્રવેશ;
માયીક જનને માયીક ગમે, ગાય ગીત આનંદે રમે. ૧
રામકૃષ્ણની લીલામાંય, રસીક સુણી મન રાચે ત્યાંય;
બ્રહ્મ નિરંજન લખીઆ હોય, મલીન જીવને ન ગમે સોય. ૨
ત્યાગી સાધુ દેખે કોય, શુકન તેહના ના લે કોય;
તો તેને નિર્ગુણ કેમ ગમે, ભક્તિવિના સુધરે ન કયમે. ૩
વ્યાસે એમ વિચારી કરી, માયા સહિત ભજાવ્યા હરી;
કામી કવિયો ઓઆ થયા, કૃષ્ણ દેવ વ્યભિચારી કહ્યા. ૪
જે જનને ઉપજયો વૈરાગ, તેણે માયા કીધી ત્યાગ;
બ્રહ્મ નિરંજન તેણે ભજ્યા, મોહ મદાદિક મનથી તજ્યા. ૫
સગુણ બ્રહ્મ ઉપાસક જેહ, સકળ સિદ્ધિઓ પામે તેહ;
નિર્ગુણ ભજતાં મુકિત થાય, જેને જે ફાવે તે ધાય;
સગુણ બ્રહ્મસુ પ્રીતિ હોય, સકળ મનોરથ પૂરે સોય. ૬

દોહા.

જે ભાવે જેણે કરી, પ્રભુની સાથે પ્રીત;
તેને તે ફળ આપીયું, એ ઈશ્વરની રીત. ૧
વચન જુવો શ્રીકૃષ્ણનાં, જે છે ગીતા માંય;
શાસ્ત્ર થકી ઉલટું કર્યું, હું નથી કરતો કાંય. ૨
વર્તે નિજ ઇચ્છાવડે, તજે શાસ્ત્રને જેહ;

આ લોકે અપજશ મળે, દુ:ખ પરલોકે તેહ. ૩
વર્ણાશ્રમના ધર્મનો, ત્યાગ કરે જો કોય;
શ્રેય મળે નહીં તેહને, સર્વ બહિષ્કૃત હોય. ૪
કામ ક્રોધ ને લોભથી, અથવા ભયથી જેહ;
ધર્મ તજે પોતા તણો, થાય બહિષ્કૃત તેહ. ૫

ગીતી છંદ.

ધર્મ સકળ સુખ આપે, ધર્મ તજે તો સુખ નથી મળતું;
મૂળ વૃક્ષનું કાપે, શુષ્ક થાય તે પછી નથી ફળતું. ૧

દોહા.

કોયક શ્રમ ધનનો કરે, કરે કામનો કોય;
ધર્મકાજ શ્રમ ના કરે, જેથી સહુ સુખ હોય. ૧
દુધ મળે તો દધી મળે, માંખણ ને ઘૃત હોય;
એમ એકલા ધર્મથી, મળે સકળ સુખ સોય. ૨
ઘણા તપસ્વીઓ તપ તજી, ભજ્યા ભામિની ભ્રષ્ટ;
દીઠા મેં દુનિયાં વિષે, નીચ થયેલા નષ્ટ. ૩

ચોપાઇ ત્રિતાલ.

વળી કહું છું અમારી વાત, સુરત ધરી સુણજ્યો સાક્ષાત;
શૂલપાણેશ્વર છે જ્યાંય, વન મોટું વિશાળ છે ત્યાંય. ૧
નિત્યાનંદ યોગીનો ત્યાં વાસ, અમે ગયા હતા તેની પાસ;
વાદ બ્રહ્મવિદ્યાના જેહ, અમે કરતા પરસ્પર તેહ. ૨
દયાનાથ યોગીનું નામ, આવ્યા અંતરિક્ષથી એ ઠામ;
અમે વિધિએ વંદન કીધું, એક આસન બેસવા દીધું. ૩
અમે હેતથી જોડીને હાથ, કહ્યું ક્યાંથી પધાર્યા નાથ;
વળતા બોલ્યા યોગીશ્વર વાણી, અમે જોવા આવ્યા શૂળપાણી.૪

હીમવંત છે પર્વત જ્યાંય, અમે વાસ કર્યો છે ત્યાંય;
ત્યાંથી આકાશ માર્ગે કરી, બધી અવનિ હું આવ્યો ફરી. ૫

દોહરા.

કેદાર કલ્પનો ગ્રંથ છે, ઉત્તમ ભલો ઉદાર;
ઔષધિયોની સિદ્ધિઓ, તેમાં લખી અપાર. ૧
વનસ્પતિની જાતિયો, તે છે ભાર અઢાર;
પરથમ છે તે ગ્રંથમાં, સંખ્યાનો વિસ્તાર. ૨
ચાર કોટી ને ચાર લક્ષ, વળી દશ અષ્ટ હજાર;
ભમણા કરતાં તેહને, સંખ્યા હોય એક ભાર. ૩
ચાર કોટી ફૂળવંત છે, અફૂળા કોટી ચાર;
ખટ્ કોટી છે વેલીઓ, કટંક કોટી ચાર. ૪
એવી ભાર અઢારના, કલ્પ કહ્યા છે જેહ;
તેમાં સઘળી સિદ્ધઓ, અદ્દભુત વિદ્યા એહ. ૫
ઓષધિઓને ઓળખે, કોઈક સિદ્ધ સુજાણ;
કલ્પ તેહના સાધતાં, ઈશ્વર હોય પ્રમાણ. ૬

ચોપાઈ.

અણિમાદિક મહાસિદ્ધિ જેહ, હોય સમાધિ કરતા તેહ;
બીજી તપનો હોય અભ્યાસ, આવે સિદ્ધિ તેની પાસ. ૧
ત્રીજી સિદ્ધિ મંત્રોમાંય, સાધે તો હોય સિદ્ધિ ત્યાંય;
ચોથી ઓષધીઓમાં ગણી, ચમત્કારિયો તેમાં ઘણી. ૨
એક ઓષધિનો રસ જેહ, લેપન કરે ચરણમાં તેહ;
તે ઉડી આકાશે ફરે, વળી વસુધા તલમાં વિચરે. ૪
એક ઘડીમાં કોશ હજાર, વેગે જાય ન લાગે વાર,
એક ઓષધિ એવી થાય, જેથી હોય અજરામર કાય;

કલ્પ તેહનો સાધે કોય, લક્ષ વર્ષનું આયુષ હોય; ૪
એક ઔષધિ સેવે જેહ, વજ્ર સરીખો થાયે દેહ;
શીત તાપ લાગે નહીં કાંય, બેસે પાવક જ્વાલામાંય. ૫
એક ઔષધિ લેપે કાય, તે જળ ઉપર ચાલ્યો જાય;
એક ઔષધિ સેવે જદા, ભુખ તરસ પીડે નહીં કદા. ૬
સીંહ સમાન રહે બલવંત, બુદ્ધિ બળ પણ હોય અનંત;
એક ઔષધિ સેવે જેહ, કંદર્પ સરખી દીપે દેહ. ૭
અનેક નારી ભેઠે કોય, બીંદુપાત તેને નવ હોય;
એક ઔષધિ સેવે જેહ, પર્વત સરખો હોયે દેહ. ૮
એક બુટ્ટીને એજ પ્રતાપ, અનેક રૂપ દેખાડે આપ;
દેવી દેવનાં ભિન્ન સ્વરૂપ, તે દેખાડે પરમ અનુપ. ૯

દોહા.

એક તણા અંજન થકી, કાયા હોય અદૃષ્ટ;
એક તણા અંજન થકી, દીસે સઘળી સૃષ્ટ. ૧
અંજન કરતાં એકનું, દાટયું ધન દેખાય;
એક તણા અંજનવડે, વિશ્વ સકળ વશ થાય. ૨
એક તણા અંજન વડે, અપાર દૃષ્ટિ થાય;
આખી સૃષ્ટિ એહને, હસ્તામલક દેખાય. ૩
મુકે ધન કે અન્નમાં, એવી બુટ્ટી એક;
ખરચે પણ ખુટે નહીં, એવાં વરસ અનેક. ૪
ધારણ બુટ્ટી કોઇને, જો સુંઘાડે જેહ,
થાય સમાધિ સર્વને, દીસે જડવત્ દેહ. ૫
ધાતુવાદની ઔષધિ, જાણે યોગી રાય;
જે ધાતુને રસ અડે, તેનું કંચન થાય. ૬

ખ્યાલી ઔષધિઓવડે, દેખાડે બહુ ખ્યાલ;
ખરે ઉનાળે ક્ષેત્રમાં, દીસે સર્વ રસાળ. ૭
ઝેર હરણની ઔષધિ, તેને યોગી ખાય.
ઝેર માત્રને જીરવે, કષ્ટ કશું નવ થાય. ૮
એવો રૂડો ગ્રંથ છે, નામ કલ્પ કેદાર;
ઔષધિયોથી સિદ્ધિઓ, એમાં લખી અપાર. ૯

ચોપાઇ.

દયાનાથનાં સુણી વચન, થયું અમને જોવાનું મન;
આપો ઔષધી ઉડવા તણી, મારે જાવું છે કૈલાસ ભણી. ૧
સુવર્ણસિદ્ધિની આદે જેહ, હું જાણું છું સઘળી તેહ;
ગગન ગામ્યની બુટ્ટી હોય, કૃપા કરીને આપો સોય. ૨
વળતી તે વનમાંહે ફરી, દેખાડી છે મુજને ખરી;
દયાનાથ તો અદ્રશ્ય થયા, અહીંથી અન્ય દેશમાં ગયા. ૩
અમે ઔષધિ લીધી એહ, ચરણે લેપન કીધી તેહ;
ગગન ગતી તો હમને થઈ, ગયા હીમાલય ઉપર સહી. ૪
અદભુત શોભા એણે ઠાર, જોતાં ઉપજે હર્ષ અપાર;
મોટાં શીખર દીસે ઘણાં, ત્યાં ભવન સહુ દેવો તણાં. ૫

દોહા.

જે ઠામે ગંગા તણો, પ્રોઢો થાય પ્રવાહ;
તેની શોભા શી કહું, વાહા ! રસુસરી વાહ ! ૧
નીર ભરેલાં વાદળાં, અથડાયાં પગ માંય;
લેપ હતો બુટ્ટિ તણો, તે ધોવાઓ ત્યાંય. ૨
શક્તિ ગગન જવા તણી, વળતી ન રહી કાંય;
ફરવા લાગ્યો એ સમે, હું હીમાલય માંય. ૩

શીખર સહુ સોના તણાં, રત્નમણિની ખાણ્ય;
કોય સિદ્ધ ત્યાં સંચરે, નહીં બીજાને જાણ્ય. ૪

છપ્પો.

વસે સિદ્ધ ગાંધર્વ, યક્ષ કિન્નર વિદ્યાધર,
ગુહ્યક પનંગ દેવ, અનોપમ દીસે અપ્સર;
ભૂત પ્રેત પીશાચ, વીરગણુ રહે છે વાસે,
વિકટાનન વૈતાળ, ભયંકર ભૈરવ ભાસે;
ઝાઝી રહે છે જોગણી, વળી સિદ્ધ તથા નવ નાથ છે;
એ હિમાલય પર્વત વિષે, દેવ સકળનો સાથ છે. ૧
કરે ગંધર્વો ગાન, વિવિધ વાજીંત્ર બજાવે,
દેવ સભાની માંય, સર્વ સાંભળવા આવે;
કરે અપ્સરા નૃત્ય, ગાન વળી સુંદર તેનું,
ઉપજાવે મન મોહ, રૂપ વળી જોતાં જેનું;
વિહાર સ્થાનક દેવનાં, જોઈ જોઈ હું વિસ્મે થયો;
લેવા લેપન ઓષધિ, પછી કુમાર વન મધ્યે ગયો. ૨
કનીર ને કુંજોદ, કેતકી કેળ વખાણું,
કડા કેવડી કુંદ, કેસુલા કુંભી જાણું;
કેસર કુમુદ કરીર, ખાખરા ખેરજ કહીએ,
ગંગેટી ગુલબાસ, ગુગળી ગુડલ લહીએ;
વળી નારંગી ને નિર્મલી, નરેર કેરાં ઝાડ છે,
ચંપો ચંદન ચરચરો, એ વન ગુણવંતુ ગાઢ છે. ૩
જાતી ફળ જંબીર, જાબ્ય જાંબુડાં જેમાં,
શાલી તાલ તમાલ, ડાઢગી ડમરા તેમાં;
પીપર પાડલ પત્ર, પીપળા પીલુ કહીએ,

બીલી બકુલ બદામ, બોર બોરસડી લહીએ;
મરવો ને મંદાર છે, મીઢળ મેદી લીમડા,
વેણી સીસમ સાગ છે, વળી વડ દીસે તેમાં વડા. ૩

દોહા.

એવા વનમાં અતી ઘણાં, વેલી વૃક્ષ અપાર;
કીર મોર ને કોકીલા, પંખી વિવિધ પ્રકાર. ૧
સ્વર બોલે સોહામણા, ઉપજાવે આનંદ;
વાયુ ત્રિવિધિ વાય છે, શીતળ સુરભી મંદ. ૨
જોતાં જોતાં આવીયું, આગળ સરોવર એક;
જળ પંખી બહુ જાતના, એમાં વસે અનેક. ૩
કમળ કુમુદ ખીલી રહ્યાં, ભ્રમર કરે ગુંજાર;
પરિમલ આવે પુષ્પના, ઉપજે હર્ષ અપાર. ૪
કનક ઘાટ સોહામણા, નિર્મળ જેનાં નીર;
સ્નાન કરે સુર સુંદરી, ગુણ જેના ગંભીર. ૫
જે સ્થાનક રહે છે વળી, ખટ્ઋતુ સદા સમાન;
ગાંધર્વ કિન્નર અપ્સરા, કરે મનોહર ગાન. ૬
તૃપ્ત થાય છે નાસિકા, પામી પુષ્પ પરાગ,
કાન તૃપ્ત થઇ જાય છે, સુણી મનોહર રાગ. ૭
નેત્ર તૃપ્ત થઇ જાય છે, જોઇ રસીલાં રૂપ;
એવી એ પર્વત વિષે, શોભા અધિક અનુપ. ૮
એ સરોવરની મધ્યમાં, ત્રણ શિખર છે જેહ;
સોના રૂપા રત્નનાં, ત્રણે સરખાં તેહ. ૯
ઊંચાં છે તે અદ્રી થકી, છે તેનું બહુ તેજ;
શિવ બ્રહ્મા વિષ્ણુ તણાં, ધામ જાણવાં એજ. ૧૦

અગ્નિ ને વાયુ તણી, ચોકી છે ચોપાસ;
ભક્તિ હોય ભગવંતની, તે પામે ત્યાં વાસ. ૧૧
પાંચે પાંડવ માંયથી, ગયા યુધિષ્ઠિર ત્યાંય;
બીજા ચાર ગયા ગળી, એ હિમાચળ માંય. ૧૨
બ્રહ્મશિખરની માંહ્યથી, આવે છે જલધાર;
તેને કહે છે સુરસરી, મહીમાવંત ઉદાર. ૧૩
શાખા એ હીમવંતની, અળગી ઉત્તર પાસ;
વાસ તહાં મહાદેવનો, તે પર્વત કૈલાસ. ૧૪
બ્રહ્મ શિખરથી ત્યાં જઈ, પડે સુરસરી ધાર;
તે જોવા મન માહારે, હતો હરખ અપાર. ૧૫
પાહળે પધાર્યાં થકી, જઇ નાશ કર્યો ત્યાંય;
તેજ ઔષધિ શોધવા, વળી ભમ્યો વનમાંય. ૧૬

ચોપાઈ.

વળી જાતાં મહાવનમાંય, આવી અપ્સરા ઉત્તમ ત્યાંય;
એનું રૂપ અનોપમ એવું, મોહ પામે મુનિજન તેવું. ૧
એનું વદન શરદનો ચંદ, રૂડું રાજે છે હૃદયાકંદ;
કુચ કંચન કળશની જોડય,નખશીખ સુધી નહીં કાંઇ ખોડય. ૨
રૂડું રૂપ અમારૂં જોઇ, એનું મનડું રહ્યું છે મોહી;
મુખે કરતી મધુર હાસ, આવી ઉભી હમારી પાસ. ૩
મને કહેવા લાગી પછી એહ, શીદ તપ કરી બાળો છો દેહ;
સીદ સાધો છો અમથા જોગ, સુખે ભોગવો મુજસુ ભોગ. ૪
માહારૂં ચંદ્રાનના છે નામ, જોઈ તમને ઉદે થયો કામ;
જુવો ઇશ્વર નિમ વિચારી, રચ્યાં જુગલ સકળ નરનારી. ૫
પ્રભુ ત્યાગેથી રીઝતા હોય, શીદ સુંદરી સરજે સોય;

ઘણાં પુન્ય કર્યાં હોય જ્યારે, ભેટે અપ્સરા તેને ત્યારે. ૬

છપ્પા.

અવનીમાં અવતાર મળે માનવનો જેને,
વિદ્યાવંતા વિપ્ર દાન દીધાં હોય તેને;
વિધિએ સારાં વ્રત કરી ઉજવ્યાં હોય આપે,
વસે સ્વર્ગમાં વાસ તેહના પુન્ય પ્રતાપે;
શ્રદ્ધાથી સુકૃત કરી શુદ્ધ હોય પ્રાણી ખરા,
તે પામે પરલોકમાં અનુપમ ભોગવે અપ્સરા. ૧
સ્વાહા સ્વતી સ્વધા વસ્યા હોય જે ઘર વાસે,
બીલીદળથી નિત્ય ઇશને જે ઉપાસે;
ચાંદ્રાયણની આધ્ય વ્રત હોય જેણે કીધાં,
ગંગાદિકનાં સ્નાન પાન તે જળનાં પીધાં;
વળી સૂર ધીર સત્‌વાદીયા, જે જગમાં હોએ ખરા,
એવા નર પરલોકમાં મલી ભોગવે અપ્સરા. ૨

દોહા.

એવાં વચન અતિ ઘણાં, કહ્યાં મને બહુવાર;
વળતી ઉત્તર એહને, મેં આપ્યો નિરધાર. ૧

છપ્પા.

ઇશ્વિર ભક્તિ ઉદાર, હોય જન જે કરનારા,
યોગ કળા યોગ યુક્ત, ધ્યાનના જે ધરનારા;
મિથ્યા ચૌદે લોક, સ્વપ્નસમ ભાસે જેને,
તુચ્છ વિષયના ભોગ, પછી કેમ ભાવે તેને;
નારી પુરુષમય જગત તે સર્વ અવિદ્યા રૂપ છે;
ચૈતન આત્મા સર્વમાં તે નિર્મળ બ્રહ્મસ્વરૂપ છે. ૧

ચોપાઈ.

વેદે ધર્મ કહ્યો છે જેહ, પ્રીત કરી મેં પાળયો તેહ;
પ્રથમ બ્રહ્મચર્યમાં રહી, સઘળી વિદ્યા શિખ્યો સહી. ૧
વળતી ગૃહસ્થાશ્રમની માંય, પ્રજા પ્રકટ કીધી છે ત્યાંય;
હવે વાનપ્રસ્થની માંહે રહ્યો, યોગ સાધીને યોગી થયો. ૨
કરૂં હવે નારીનો સંગ, તેથી થાય વ્રતનો ભંગ;
આપ્યો નિમ ગુરૂએ જેહ, પ્રીત સહિત પાળું છું તેહ. ૩
ગુરુ વચનનો જો હોય લોપ, તેથી થાય પ્રભુનો કોપ;
વચન ગુરુનું જો ન પળાય, તો સિદ્ધિ કયમે ના થાય. ૪

દોહા.

વેદ વચનને ગુરુ વચન, પાળે નહીં જન જેહ;
રૌરવ નરકે સંચરે, તેમાં નહીં સંદેહ. ૧

છપ્પો.

ગુરુ વચન વિશ્વાસ હોય નહીં જે જે નરને,
તેજ મંદમતી જીવ ખોળીએ પેસે ખરને;
તજી ગુરુની સેવ અન્ય ઉપાસન કરશે,
તે ભટકે ભવમાંય લખ ચોરાશી ફરશે;
ગુરુનું લોપે વેણ કેહેણ ના માને કોઇ,
તે જનમે ચાંડાળ જન્મ શત્ સુધી સોઇ;
એમ કહ્યું છે વેદમાં તે મેં માન્યું છે ખરૂં,
તે માટે પરનારનો સંગ કદાપી ના કરૂં. ૧
પામી ઊત્તમ દેહ વદે જે જુઠી વાણી,
પામી ઉત્તમ દેહ જીવતાં મારે પ્રાણી;
પામી ઉત્તમ દેહ હરે પરધન પરદારા,

પામી ઉત્તમ દેહ ભૂત ભૈરવ ભજનારા;
એવા નર આ લોકમાં પાપી પ્રેત થઇને ભમે,
શખોડાના લાડવા પછી એ ઉતાર એને ગમે. ૨

દોહા.

પરનારી માતા સમી, પરધન પથ્થર જોય;
એ નરને આ જગતમાં, ગાંજી ન શકે કોય. ૧
એમ સાંભળી અપ્સરા, વળતી વદી વચન;
આ કળીજુગમાં આપને, દીઠા જોગી જન. ૨
બાકી ઠગ લે છે બહુ, વૈરાગીના વેશ;
ઉપર દીસે ઉજળા, અંતર કાળા મેશ. ૩
મૂઢ ભેખ માને નહીં, વેદ તણી મરજાદ;
નીચ નિરંકુશ થઇ ફરે, કરે ઘણા અપરાધ. ૪
એમ કહીને અપ્સરા, આપે ગઈ આકાશ;
હું પણ બુટ્ટી શોધતો, ચાલ્યો ચારે પાસ. ૫

ચોપાઇ.

આઘો ચાલ્યો ઉત્તર ભણી, પ્રૌઢ ગુફાઓ દીઠી ઘણી;
ગૌડપાદ આચારજ જેહ, દૂર થકી મેં દીઠા તેહ. ૧
પ્રીત સહિત હું પાસે ગયો, કરી દંડવત્ ઉભો રહ્યો;
વળતી સ્વામી બોલ્યા ત્યાંય, કેમ કરી તું આવ્યો હ્યાંય. ૨
વળતી જેમ બનેલી વાત, કહી સ્વામી આગળ સાક્ષાત્;
પાગ લેપ ધોવાયો જેહ, હું શોધું છું બુટ્ટી તેહ. ૩
શિવ દર્શન કરવાની આશ, જાવા ઈચ્છુ છું કૈલાસ;
પછી સ્વામીએ કરૂણા કરી, બીજી બુટ્ટી આપી ખરી. ૪
જે જળથી ધોએ ના જાય, એવો મુજને કહ્યો ઉપાય;

સ્વામી કહે કૈલાસે જાય, તેને ભૂત કરે અંત્રાય. ૫
તે વિદ્યા તુજ પાસે હોય, તો સુખેથી જાવાદે સોય;
ઔષધિઓની સિદ્ધિવડે, જનારાને શિવગણ નડે. ૬
સિદ્ધ સમાધિથી જે હોય, તેને દોષ કરે નહીં કોય;
ઔષધિ સિદ્ધિ અસુરો માંય, માટે તેને રોકે ત્યાંય. ૭

દોહા.

તારક મંત્ર તમાહ્યરો, હું જાણું છું સાચ,
તેથી આવી ના શકે, ભાગે ભૂત પિશાચ. ૧
સ્વામી કહે તારકતણું, સાચું સાધન હોય;
તો માયા ત્રિલોકની, સેહેજે જીતે સોય. ૨
ગૌડપાદ આચાર્યને, પ્રીતે લાગ્યો પાય;
કરી સુર્ત કૈલાસમાં, વળતી થયો વિદાય. ૩
નભ પથે નિરખી જતા, ભાળી આવ્યા ભૂત;
અંધી કીધી અતિ ઘણી, તેમાં કંઇ કંઇ તુત. ૪
વાયુના વંટોળીયા, આવ્યા થઈ અપાર;
નાંખ્યો મુજને ભ્રમણમાં, ભમતો ચક્રાકાર. ૫
વળતી મેં મહામંત્રનો, મનમાં કર્યો વિચાર;
દૈવત પંચે દેવનું, પ્રકટ થયું તે વાર. ૬
અંધકાર અળગુ થયું, પ્રકટયો સુરજ પાસ;
વિખર્યા સહુ વંટોળીઆ, પડયો ભૂતને ત્રાસ. ૭
કરતાં એમ કૈલાસમાં, પહોંચ્યો હું પળમાંય;
શોભા જોતો શૈલની, તરતજ ઉભો ત્યાંય. ૮

ગીતી છંદ.

શીખર મનોહર મણિનાં, ઘણાંક ઊંચાં ગગન વિષે ગાજે;

ભાળી કંચન સોભી, તે પરવતપર તરૂ સુંદર રાજે. ૧
મંત્ર સિદ્ધિ તપ સિદ્ધિ, ઔષધિ સિદ્ધિ સમાધિઓવાળા;
કીન્નર ગાંધર્વ રહે છે, નૃત્ય કરે છે સ્વર્ગનટી બાળા. ૨
દ્રુમ લતાઓ ભારી, સુમન સુગંધી પ્રસરે છે સારી;
મંદ મંદ વહે વાયુ, શિતળ સુરભી સંયુત સુખકારી. ૩
ઝણુ ઝણુ બોલે ઝરણાં, નિર નિર્મળાં સરીતા થઈ વહે છે;
ફરે હરાયાં હરણાં, વાઘ સિંહને વાનર પણ રહે છે. ૪
મોર મધુરા બોલે, કીર કોકીલા શબ્દ કરે સારા;
મુનિજનનાં મન ડોલે, ગાન કરે છે દેવતણી દારા. ૫
ચંપક બકુલ ચબેલી, કદંબ કેસર દાઢમ ને ડમરા;
સરસ સુગંધી લેવા, ભાત્ય ભાત્યના ભ્રમણુ કરે ભમરા. ૬

છંદ હરિગીત.

મણિ ભોમી રાજે સાદત છાજે તેજનો અંબાર છે,
ત્યાં ઉમા ગવરી સમેત હરગણુ પરમસુખનો ઠાર છે;
ત્યાં નાદ વાગે અતિ ઘણુા ગાંધર્વ કીન્નર ગાય છે,
કર્પુર કુંદ સમાન સુંદર ગૌર શિવનો દેહ છે. ૧
કરી ભસ્મ લેપન સકળ અંગે પરમ યોગી તેહ છે,
સરદે દુ વચન વિશાળ લોચન બાળ વિધુવર ભાળ છે;
કર શૂળ ડમરૂ પીનાક ઉપવિત વ્યાલ માલ કપાલ છે. ૨
અરધાંગ ગૌરી ગરલ કંઠે જટામાં ગંગા રહી,
પરિધાન છે મૃગરાજત્વક્ ભુષણુ ભલાં ઓપે અહિ;
સનકાદિ મુનિ સેવા કરે યશ નારદાદિ ગાય છે,
વિણા પખાજ મૃદંગ વાગે નૃત્ય તાંડવ થાય છે. ૩
શોભા સરસ જોઈ શિવતણી આનંદ ઉપજ્યો અંગમાં,

કરી પરિક્રમા પાએ નમ્યો ભરી ભાવ પરમ ઉમંગમાં;
જય જય મહેશ અશેષ અઘહર દીનપર કરીએ દયા,
છો નિત્ય નિર્ગુણ નાથ નિર્મળ ભકતકાજ સગુણ થયા. ૪
ૐકાર રૂપે અખીલ જગમાં પ્રભુ તમારો વાસ છે,
શશી સૂર્ય વહ્નિ વાયુ જળમાં ભવ તમારો ભાસ છે,
સહુ નામ ને સહુ રૂપ તે તમ વિના બીજું નથી,
સત્તા તમારી સર્વમાં એમ વેદમાં કહે છે કથી. ૫

દોહા.

સ્તુતિ સાંભળી શંકરે, પ્રીતે થયા પ્રસન્ન;
માગ્ય માગ્ય મુજને કહે, જે ઇચ્છા હોય મન. ૧
કર જોડીને મેં કહ્યું, કૃપા તમારી એક;
માગું છું મહાદેવજી, ભક્તિ જ્ઞાન વિવેક. ૨
અસ્તુ કહીને શંકરે, આપ્યું એ વરદાન;
સિદ્ધ થશે તુજને સહુ, યોગ ભક્તિ ને જ્ઞાન. ૩
જાઓ હવે જઇને કરો, રેવા તીરે વાસ;
શૂળપાણીમાં જાણજો, છે જેવો કૈલાસ. ૪

છપ્પો.

રાવણ મારી રામ ગયા રેવાપર જ્યારે,
કરી નિવાસ ખટ્માસ રહ્યા છે એ સ્થળ ત્યારે;
ત્યાં રહીને વ્રત દાન ધ્યાન કીધું છે પોતે,
બ્રહ્મ ઘાતનું પાપ હર્યું રેવાએ જોતે;
માટે મહીમા છે ઘણો એ સરીતાનો સર્વદા,
સિદ્ધ હોય સાધન સહુ જે નાહ્ય નિરંતર નર્મદા. ૧

ચોપાઇ.

શંકરની આજ્ઞા શિર ધરી, આવ્યો હું આ સ્થાનક ફરી;
માટે રામકૃષ્ણ છે જેહ, શંકરનો આત્મા છે તેહ. ૧
ધર્મ સ્થાપવા નરતનુ ધરે, વેદ માર્ગનું રક્ષણ કરે;
ચોર જાર ને હીંસક જેહ, તેનો નાશ કરે છે તેહ. ૨
જાર ચરિત્ર તેમનાં ગાય, તે ગાનારા નર્કે જાય;
રાધાકૃષ્ણતણો લે વેશ, ફરે નાચતા દેશોદેશ. ૩
પ્રકટ કરે પ્રભુનો શણગાર, જોનારા જન શીખે જાર;
કોયને શ્રેય કરયુ ના મળે, પામર શીખી નરકે પળે. ૪
પ્રથમ પ્રક્ષમાં મારી વાત, સાચી કહી દીધી સાક્ષાત્;
પાખંડી પશુ જેવા જેહ, અચરજ સરખુ માને એહ. ૫

દોહા.

કલિયુગ આવ્યો જોઇને, સિદ્ધ સકળ છે જેહ;
હિમાચલ ઉપર જઈ, વાસ કરે છે તેહ. ૧

ઇતિ પ્રથમ પ્રકરણ.

દોહા.

કરજોડી છોટમ કહે, સુણો ગુરુ મહારાજ;
સંશય મુજને થાય છે, કરો નિવારણ આજ. ૧
સૃષ્ટિ સરજી ઇશ્વરે, પ્રથમ કલ્પની માંય;
વેદરૂપી એ કાયદો, કહ્યો પ્રભુએ ત્યાંય. ૨
પહેલી દ્વિપાદમાત્રની, જાતી હતી એક;
વળતી ચારે વર્ણનો, વેદે કર્યો વિવેક. ૩

ચોપાઇ.

ચાર વરણના લોકો જેહ, વેદાધાર ચાલતા તેહ;

ઘણો કાળ એમ કરતાં ગયો, વળતી જળનો પ્રલે થયો. ૧
રૂપ મચ્છનું ધાર્યું હરી, મનુ રાજાની રક્ષા કરી;
પ્રજા મનુની થઈ છે જેહ, માનવ મનુજ મનુષ છે તેહ. ૨
કેટલીક પ્રજા વિદેશે ગઈ, કેટલીક ભરતખંડમાં રહી;
વચન વેદનાં હતાં જેહ, નહીં લખેલાં ગ્રંથે તેહ. ૩
સહુ સહુને મુખ પાઠે હતાં, કેટલાંક રહ્યાં વિદેશે જતાં;
વળતી મનુએ કર્યો વિચાર, પ્રમાણુ વાક્ય વેદનાં સાર. ૪
સંભારીને લખીઆં જેહ, સ્મૃતિ નામ કહેવાયું તેહ;
એ શ્રુતિ ને સ્મૃતિયો જેહ, આર્યધર્મનાં પુસ્તક તેહ. ૫
વિભાગ ચાર વરણુના કરી, તેના ધર્મ કહ્યા વિસ્તરી;
ચાર વર્ણ ને આશ્રમ ચાર, બ્રાહ્મણુને ગુરુનો અધિકાર. ૬
અન્યવર્ણને જો ગુરુ કરે, ધર્મહિન થઈ પશુ અવતરે;
એવો નિયમ દેવનો જેહ, આજ થયો છે ઉલટો તેહ. ૭
શુદ્ર ધરે છે સાધુ વેષ, સર્વેને દે છે ઉપદેશ;
જુઠા પરચા જોડે બહુ, સૂણતાં ભોળા ભરમે સહુ. ૮
ધર્મવેદ તો બુડી ગયો, પાખંડી મત ઉભો થયો;
જીવ અજાણ્યા તેમાં વહ્યા, ધર્મહીન સઘળા થઈ ગયા. ૯

દોહા.

એક ઘડી આત્મા વિષે, મન થઈ રહે એકતાર;
અનંત કોટી જન્મનાં, પાપ થઇ જશે છાર. ૧
સાંચેલા બુદ્ધિ વિષે, પાપ પુન્ય સંસ્કાર;
ભસ્મ કરી દે તેહને, કરતાં આત્મ વિચાર. ૨
નિર્મળ નિશ્ચય આત્મા, એક અખંડ અપાર;
તેને કાંય લાગે નહીં, માયાતણો વિકાર. ૩

આત્મતત્ત્વ જાણ્યા વિના, કરે ઉપાય અનેક;
જન્મ મરણની આપદા, ટળે ન કોઈથી છેક. ૪
કોટિક તિર્થ જે કરે, નિત્ય ગંગામાં ન્હાય;
આત્મતત્ત્વ જાણ્યા વિના, મનના મળ ના જાય. ૫
રાજસ્ તામસ્ગુણ તણો, હોય બુદ્ધિમાં વાસ;
ત્યાંસુધી ભાસે નહીં, આત્મા તણો પ્રકાશ. ૬
રાજસ્ ગુણથી ચિત્તમાં, ચંચળતા બહુ હોય;
તે પ્રાણી આત્માતણું, રૂપ ન દેખે કોય. ૭
હોય તમોગુણ બુદ્ધિમાં, તે જન હોએ મૂઢ;
તેને તો આત્માતણું, રૂપ ન ભાસે ગુઢ. ૮
હોય સત્ત્વગુણ બુદ્ધિમાં, કરે ધ્યાન અભ્યાસ;
તે નરને તો થાય છે, આત્માતણો પ્રકાશ. ૯
માટે શુદ્ધ મુમુક્ષુને, કરવો એ ઉપદેશ;
તેજ સદા અભ્યાસથી, તજશે પાંચે કલેશ. ૧૦
છોટમ તુજમાં સત્ત્વગુણ, જાણી આપ્યું જ્ઞાન;
એકાંતે એક ચિત્તથી, ધરજ્યો તેનું ધ્યાન. ૧૧
અનુભવ ઉરમાં વાધશે, રચજ્યો રૂડા ગ્રંથ,
તેમાં ખંડી નાંખજો, પાખંડીના પંથ. ૧૨
પાખંડીને ખંડતાં, નીતિ ધર્મ થપાય;
જે વાંચે જે સાંભળે, તે જન સુધરી જાય. ૧૩

દોહા.

કોણ દિવસથી એ થયું, ક્યારે મટશે એહ;
કૃપા કરી મુજને કહો, જાય સરવ સંદેહ. ૧
એવી વાણી સાંભળી, બોલ્યા ગુરુ મહારાજ;

અસલ ધર્મ છે વેદનો, મંદ પડયો છે આજ. ૨
સૃષ્ટિના આરંભથી, ધર્મ વેદનો જેહ;
તે છે માણુસ માત્રમાં, એમાં નહીં સંદેહ. ૩
પંચ દેવ છે આદ્યથી, વેદ ધર્મ રખવાળ;
જો પાખંડી ઉપજે, કરે તેહનો કાળ. ૪
મનુષ્યઘાતી મ્લેચ્છનાં, રાજ્ય થાય જે વાર;
તે વેળાએ ધર્મમાં, વધતો થાય વિકાર. ૫
ક્ષિતિ પાળક ક્ષત્રીતણાં, રાજ્ય જ્યાંલગી હોય;
પૃથ્વીમાં પાખંડનો, નાશ કરે છે સોય. ૬
પાખંડીના રાજ્યમાં, પ્રજા કરે પાખંડ;
આપ અધર્મી હોય તે, કરે ન કોઈનો દંડ. ૭

ચોપાઇ.

પ્રથમ પાખંડ પ્રકટયું જેહ, વિસ્તારીને કહું છું તેહ;
દાનવ દેવ હતા બે જથા, તેની સર્વ પુરાણે કથા. ૧
દાનવ બળીઆ હતા જેહ, દુઃખ દેતા દેવોને તેહ;
ત્યારે દેવે કર્યો ઉપાય, જેથી સહુ દાનવ જીતાય. ૨
દાનવમાં પ્રસરે પાખંડ, તો ઈશ્વર દે તેને દંડ;
માટે દેવ ગુરુએ ત્યાંય, પાખંડ ઘાલ્યું દાનવમાંય. ૩
વેદ માર્ગથી કીધા ભ્રષ્ટ, તેથી દાનવ પામ્યા નષ્ટ;
ચારવાક મત ઉભો કર્યો, તે દાનવ લોકોમાં ભર્યો. ૪
ધર્મહીન સહુ દાનવ થયા, તેથી સઘળા માર્યા ગયા;
ત્રિપુરાસુરને આદે જેહ, શિવે હણ્યા છે સઘળા તેહ. ૫

છપ્પો.

બૌધોનું પાખંડ વળી પ્રસર્યું જે વારે,

